મોજ-મજાહની આઠમા વર્ષની ભેટ.

# સમાજ સેવિકા

( એક સામાજિક નવલકથા. )

લખનાર:

સ્વ. વૃજલાલ જાદવજી ઠક્કર.

કિં. રૂ. ૨-૦-૦. સંવત ૧૯૮૭.

મોજ-મજાહની આઠમા વર્ષની ભેટ.

# સમાજ સેવિકા

( એક સામાજિક નવલકથા. )

લખનાર:

સ્વ. વૃજલાલ જાદવજી ઠક્કર.

કિં રૂ. ૨-૦-૦. સંવત ૧૯૮૭

# સમાજ સેવિકા

## પ્રકરણ ૧ લું.

### અથિતિનું આગમન

આપણી નવલકથાનો આરંભ સને ૧૯......ના એપ્રીલ માસની અમુક તારીખે થાય છે. સ્હવારનો સુરમણીય વખત હતો. ભગવાન્ સહસ્રાંશુને પૂર્વ દિશામાંથી ઉદિત થયાને લગભગ ત્રણચાર પ્રહરનો સમય વ્યતીત થયો હશે. પોતાનાં જીવનદાયી અને જડજત્ પડેલી પૃથ્વીમાં ચેતન પ્રસારણ કરે એવાં કિરણ સમૂહને પૃથ્વીના ભૂતળપર પ્રસારીને જાણે તેને દગ્ધ કરવાને પ્રયત્નશીલ હોય એમ ધીરે ધીરે સૂર્ય આકાશ માર્ગે ઉર્ધ્વગતિ કરતો હતો. પૃથ્વીને સુવર્ણપટથી આચ્છાદિત થયેલી જોઇને આકાશમાર્ગે ઉડ્ડયન કરતાં પક્ષીઓ આનંદમાં આવીને પોતાના કુજન અને કીલકીલાટ ધ્વનિથી આસપાસ આનંદનું વાતાવરણ પ્રસારતાં હતાં અને ભૂતળપર વસતાં સર્વે પ્રાણીઓને આનંદોર્મિમાં સમભાગી કરતાં હતાં.

આ સમયે ઇરાવદી તીરસ્થ રંગુનમાં આવેલા સુલે-પગોડાના ત્રણ નંબરના પુલપર જનસમુદાયનો એક નાનો ભાગ એકત્ર થયેલો જોવામાં આવતો હતો. પુલ પોસ્ટ ઓફીસના ભવ્ય અને પ્રચંડ મકાનની સામે આવેલો છે. તેના મુખદ્વાર અને પોસ્ટ ઑફીસના એક અરક્ષિત દરવાજાની વચ્ચે સ્ટ્રેન્ડ નામનો રસ્તો છે. જનસમુદાયની સગવડને માટે આ રસ્તાપર ટ્રામની સડક નાંખવામાં આવી છે. પુલના મુખદ્વારમાં દાખલ થઇને અંદર જતાં રેલ્વેની સડક આવે છે. જે મુખ્યત્વે કરીને રંગુન સ્ટેશનપર વરાળ નૌકામાંથી ઉતરતો માલ લાવવાને અને ત્યાંથી દેશ દેશાંતર ચઢાવવાને માટે નૌકામાં નાંખવાને માટે સવડતા થાય એ ઉદ્દેશથી બાંધવામાં આવેલી છે. સડકપર બેચાર ડબ્બાઓ આમતેમ થોડે થોડે અંતરે

પડેલા હતા. જેમાં લક્કડઆદિ માલ ભરવા અને ઉતારવાનું કામ થતું હતું. તેમાં કામ કરતા મજુરવર્ગના વીરરસપૂર્ણ અને ઉત્સાહોત્પાદક ગાનથી બાજુમાં ઉભેલા લોકસમૂહમાં પણ અમુક અવર્ણ્ય પ્રકારનો ઉત્સાહ પેદા થતો હતો. પુલના મુખદ્વારની સામે પોર્ટટ્રસ્ટ ખાતાનાં ગોદામો આવેલાં છે જેમાં વરાળ નૌકામાંથી ઉતરતો માલ રાખવામાં આવે છે. આ ગોદામોમાં થોડે થોડે અંતરે મોટાં મોટાં દ્વારો રાખવામાં આવેલાં છે જેમાંથી માલ લાવલઇજા કરવાની ઘણી સરળતા પડે છે. કેટલીક વખતે જ્યારે આ ગોદામો ખાલી હોય છે ત્યારે તેમાંથી સામે પુલપર પડતા દ્વારો પાસે જઇ શકાય છે અને તેમાંથી બહાર નીકળીને પુલપર જવાય છે. અત્યારે આ પુલપર નાનો લોકસમુહ એકત્રિત થયેલો જોવામાં આવતો હતો. પુલપર નૌકાઓને લાંગરવાનાં દરેક સાધનો દૃગોચર થતાં હતાં. એક બાજુએ નૌકાના ઉંડાણ ભાગમાંથી માલ ખેંચી લાવવાનું યંત્ર હતું, તો બીજી બાજુએ મ્હોટી મ્હોટી લોહ શ્રંખલાએ જડેલી જોવામાં આવતી હતી. થોડે થોડે અંતરે સીડીઓ રાખવામાં આવી હતી જે ઉતારૂઓને નૌકામાંથી બહાર નીકળવાની પૂર્ણ સગવડ કરી આપતી હતી. ઉપર્યુક્ત ગોદીમાંનાં પૃથક્ પૃથક્ દ્વારો સિવાય એક મ્હોટું વિશાળ અચ્છાદિત મેદાન હતું જેમાંથી ઉકત પુલપર અવાતું હતું. આ સ્થળ પાસે અને કેટલીક વખતે ગોદામોનાં પ્રવેશ દ્વારો પાસે અશ્વરથાદિ મનુષ્યને ઉપયોગનાં વાહનો ઉભાં રાખવામાં આવે છે જેથી નૌકામાંથી ઉતરતા પ્રવાસી વૃંદને શહેરમાં જવાની સગવડ થઇ પડે છે. નદીના વારિ દેશમાં અત્યારે થોડે થોડે અંતરે ન્હાનાં મ્હોટાં વરાળયાન પાત્રો, વરાળ બોટો અને કેટલાક મ્હોટા મછવાઓ આદિ જળ પ્રવાસનાં સાધનો પડેલાં હતાં. આ શિવાય પાણીમાં ન્હાની ન્હાની હોડીઓ અથવા સંપાનો આવજાવ કરતાં હતાં. આ સર્વ દેખાવ એવો પ્રેક્ષણીય હતો કે માનવ જાતિની કેટલીક સૃષ્ટિ સૌન્દર્યોપાસક વ્યકિતઓને ત્યાં કલાકના કલાક સુધી

ઉભા રહેવા છતાં પણ પોતાની આંખોને આ દ્રશ્ય સાન્નિધ્યથી દૂર કરવી એ ઘણું કષ્ટકારક અને પોતાની પ્રિય વસ્તુથી વિયોગ થતાં જેટલું દુઃખ થાય તેટલું બલ્કે તેથી પણ અધિક લાગતું હતું. કેટલાક ચિત્રકળા વિધાયકો પણ આ પ્રદેશની જૂદી જૂદી પ્રતિ કૃતિઓ ઉતારતા હતા છતાં પણ તેમની ચિત્રલાલસા સંતુષ્ટ ન થતાં હરવખત આ સ્થળનું અવલોકન કરવાને પોતાના કેમેરા સહિત આવતા હતા. આવી આ સ્થળની મહત્તા હતી.

લગભગ અર્ધપ્રહર જેટલો સમય વ્યતીત થયો હશે એવામાં પુલના મુખદ્વારમાં પ્રવેશ કરીને તેના આંતરભાગના મેદાનમાં આવવાના માર્ગને અવરોધ કરીને ઉભેલા કેટલાક માણસોને પોતાના ભૂંભૂં કરતા બ્યુગલના નાદથી દૂર ખસી જવાનું સૂચન કરતી એક મોટર આવીને ઉપર્યુક્ત મેદાનમાં ઉભી રહી. મોટરનું દ્વાર ખોલતાં એક યુવાન અને યુવતીનું યુગલ બહાર આવ્યું. બન્નેનાં વસ્ત્રોનું અવલોકન કરતાં તેઓ ગુજરાત નિવાસી હોય એમ સામાન્ય રીતે અનુમાન થતું હતું. યુવકે સફેદ રેશમી કીનારીનું ઉંચી જાતના સુતરનું વણેલું ધોતીયું પરિધાન કર્યું હતું. ઘુંટણ સુધીનો કાળો સર્જનો કોટ પહેરેલો હતો અને મસ્તિષ્કપર કાળી ઇટાલીયન ટોપી પહેરેલી હતી. સુવર્ણની ઉચ્ચ જાતિની હીરાજડિત મુદ્રિકા જમણા હાથની અંગુલિને શોભા આપતી હતી. હાથમાં એક સુંદર અને નાજુક ચાંદીના હાથાવાળી અને ખોળીવાળી કાષ્ટયેષ્ટિકા સ્વીકારી હતી. યુવકની મુખાકૃતિ જોતાં તેનું વય લગભગ પચીસેક વર્ષનું હશે એમ ધારી શકાતું હતું. તેનું શરીર સુદૃઢ અને ઘાટીલું હતું. ગાત્રો માંસલ હતાં મુખ રક્ત લાલિમાં મિશ્રત હોવાથી પ્રફુલ્લ અને તેજોમય લાગતું હતું. શરીર ઘઉંવર્ણું હતું. નેત્રો ચકચકિત અને તીવ્રદર્શી હતાં. મસ્તિષ્કપરના વાળ સાધારણ ઝીણા અને ભુરા હતા. મોટર-માંથી ઉતરીને બે ડગલાં ચાલવાથી તેના ચરણ દ્વયની ગતિનું નિરીક્ષણ કરનારને ત્વરિત માલુમ પડે તેમ હતું કે તેનો

એક ચરણ કાંઇક ખોડવાળો હશે ! ચરણ દ્વયની ગતિમાં સમાનતાનો ભાસ જણાતો ન હોતો. તેના મુખપર પ્રતિબિંબિત થતા ભાવોથી એમ અનુમાન કરી શકાતું હતું કે હૃદયમાં ક્રોધ અને અહંમમત્વનું વાતાવરણ વિસ્તાર પામેલું હતું. તે કોઇ ગર્ભ-શ્રીમંત કુટુંબનું સંતાન હોય એમ અનુમાન સહજ કરી શકાતું હતું.

તેની સાથે જે એક તરૂણી મોટરમાંથી ઉતરી હતી, તે તરૂણના કરતાં ચાર પાંચ ઇંચ ઉંચી હતી. બન્ને સાથે ઉભાં રહેવાથી આ ભેદનું દર્શન વધુ સ્પષ્ટતાથી થતું હતું. તરૂણીની મુખમુદ્રા આજ્ઞાકારિણી હતી. અને તેથી એમ અનુમાન થઇ શકતું હતું કે તરૂણને તેની આજ્ઞા શિરસાવંદ્ય ગણવી પડતી હશે. મુખાકૃતિ ઘાટીલી, મનોહર અને આકર્ષક હતી. તેમાં તેજસ્વિતાનો સંપૂર્ણ સંચાર થયેલો જણાતો હતો. શરીર ગઠણ બહુ પુષ્ટ નહિ તેમ બહુ શીર્ણ પણ ન હતું અવયવ ઘટન સર્વાંશે પ્રમાણ પુરસ્સર હતું. શરીરનો વર્ણ કાંચન ગૌર હતો અને લાલિમાના મિશ્રણથી તેની મનોહરતા અને શોભામાં કાંઇક વધારો થયેલો જણાતો હતો. મુખકાંતિ તેજસ્વી અને પ્રભાવશાલી હતી. કપોલ પ્રદેશ તારૂણ્યની મદમાન્દ્યસૂચક લાલીથી વધારે મોહક અને ચિત્તહર લાગતો હતો. ઓષ્ઠની લાલાશ કપોલ પ્રદેશની રક્તતાની તુલના કરી શકે એવી અપ્રતિમ હતી. નાસિકાનો ઘાટ મુખાકૃતિની સૌન્દર્યતા અને હૃદયંગમતામાં કાંઇ પૂર્તિ કરે તેવો હતો. તેનાં નેત્રો વિદ્યુત્ચંચળ અને મીનાક્ષી સમાન હતાં. અને તેની નિરીક્ષણ શકિતની તીવ્રતાનો વેગ એવો તો પ્રચંડ હતો કે તે નિમિષમાત્રમાં પોતાની આજુબાજુના તમામ પદાર્થોનું સહજમાં અવલોકન કરતી હતી. તેનો કેશ કલાપ વાસુકી નાગસમાન હતો, અને તેના કેશમાર્જનના કોશલ્યના પ્રભાવે કરીને અત્યારે તેના કપોલ પ્રદેશપર એક પણ કુન્તલ સ્વચ્છંદે વિહરતો દ્રશ્યમાન થતો નહોતો. તેણે પુરૂષસમાન વાંકો સેંથો પાડેલો હતો.

કર્ણોને સુંદર હીરાના લવીંગીઆંથી અલંકૃત કરવામાં આવેલા હતા. તેનાં હસ્તદંડ મૃણાલ દંડસમ સુકોમળ હતા. હસ્તદ્વયમાં હીરામાણેક અને નાનાવિધ રત્નોજડિત સુવર્ણ બંગડીઓ શોભતી હતી. સુવર્ણની એક એક બંગડીની સાથે કાળી કચકડાની બંગડી ઘાલેલી હતી જેથી કાંચન અને કલુષના મિશ્રણથી તેના હસ્ત સૌન્દર્યની મનોહરતાની અવધિ થતી હતી. આ તરૂણીએ નીલવર્ણનું ફૂલવાલું અને ધવલવેલાંકિત વસ્ત્ર પરિધાન કર્યું હતું. વસ્ત્રપર સોનેરી પટો ચોઢેલો હતો. સુંદર રેશમનું નાનાવિધ ફૂલોવાળું એક પોલકું પહેરેલું હતું, અને તેને ઉત્તમ પ્રકારની વિદેશી બનાવટની ઝાલરથી સુશોભિત બનાવવામાં કારીગરના કૌશલ્યનું સંપૂર્ણ દિગ્દર્શન થતું હતું. પોલકું એટલું તો સખ્ત પહેરેલું હતું કે તેનો ઉરોજ ભાગ ઉન્નત છતાં પણ અલ્પાંશે અવનત અને ચપટો થયેલો જણાતો હતો. આ સુંદરીનું ઉદર ઘણું કૃશ હતું એટલે તેને કૃશોદરી કહેવામાં કાંઇપણ અતિશયોકિત થવાનો સંભવ નહોતો. તેનો નિતંબપ્રદેશ બહુ ઉન્નત અને પ્રફુલ્લ નહિ તેમ બહુ કૃશ પણ નહિ. કિંબહુના પ્રમાણસર અને શરીર ગઠનની સમાનતાને શોભાવે એવો હતો. તેના ચરણદ્વય પણ કદલીસમ સુકોમલ અને મૃણાલસમ નાજુક હતા. તરૂણની સાથે તરૂણીએ આગળ ચાલવા માંડયું તે વખતે તેની મનમોહક ગતિ હંસ સમાન અને તેની પાદચાલનની છટા ગજસમાન હતી. ટુંકમાં તે એક સર્વાંગ સુંદર નવયૌવના હતી. પણ સાથે રૂપગર્વિષ્ટા અને યૌવનમદાંધિની હોય એવાં ચિન્હો તેની વક્ર ભ્રુલતાપર અંકિત થયેલાં જણાતાં હતાં.

આપણાં તરૂણ અને તરૂણી મોટરમાંથી ઉતરી પુલપર આવીને ઉભાં અને તે સ્થળેથી પસાર થતા એક સાર્જન્ટને કલકત્તાથી "મેટીરીયા" નામની વરાળ નૌકાને આવવાને કેટલો વિલંબ થશે એવો પ્રશ્ન પૂછતાં જણાવવામાં આવ્યું કે નૌકા ગતરાત્રિએ આવેલી હતી પણ પાણીના અભાવને

લીધે થોડે દૂર બારામાં લંગર નાંખીને પડેલી છે અને હવે પા અડધા કલાકમાં આવશે. આ ઉત્તરથી આપણાં તરૂણ અને તરૂણીને સંતોષ થયો હોય એમ તેમના મુખપરના વર્ણના આવરણથી દર્શન થતું હતું. વાતચિતમાં અર્ધાક લાકનો સમય વ્યતિત થઇ ગયો અને તેવામાં નજીક આવતી એક વરાળ નૌકાનું આપણાં તરૂણ અને તરૂણીને દર્શન થયું. તરૂણીએ પોતાની વિધુતસમ ચંચળ દૃષ્ટિ દોડાવીને નૌકાના અગ્રભાગપર લખેલા અક્ષરો વાંચ્યા અને "મેટીરીયા" એ શબ્દોચ્ચારણ સાથે આપણા તરૂણને પુછયું:- "આજ નૌકમાં આપણે જેમનો સત્કાર કરવા ઉપસ્થિત થયાં છીએ એ ગૃહસ્થ આવનાર છે ને?" તરૂણે હાકારસૂચક ડોકું હલાવ્યું અને મુખપરના પુલકિત ભાવથી પોતાનો હૃદયાનંદ પ્રદર્શિત કર્યો. આ બધો સમય નૌકા પાસે ને પાસે આવતી હતી તે હવે પુલની નજીકમાં આવી. પુલપર સર્વ મજુરોએ તેને લાંગરવાની સર્વ સાધન સામગ્રીની તૈયારી કરવા માંડી. મ્હોટી મ્હોટી લોહ શ્રંખલાઓ નૌકાપરનો ખલાસીવર્ગ દોરડાથી ખેંચવા લાગ્યો અને છેવટે નૌકાને બરોબર પુલબદ્ધ કરવામાં આવ્યા પછી બે મોટી સીડીઓ નૌકાના પ્રવેશ માર્ગપર ગોઠવવામાં આવી. આ સીડીઓદ્વારા સંખ્યાબંધ મજુરો નૌકાના આંતરભાગમાં દાખલ થઇ ગયા તેમાંના કેટલાક પહેલા અને બીજા વર્ગની કૅબીનો પાસે જઇને અંદર બેઠેલા મુસાફરોનો સામાન બહાર કાઢવા લાગ્યા. એક બાજુ મજૂરો આમ સામાન બાહાર કાઢવાની ધમાલ કરતા હતા, જ્યારે બીજી બાજુ ત્રીજા વર્ગના મુસાફરો તુતકમાંથી બહાર આવીને મજુરોને પોતાનો સામાન ઉઠાવી લેવાને બોલાવતા હતા. આમાંના કેટલાક ઊતારૂઓ મજુરોને દ્રવ્ય લાલચ આપીને પોતાનો સામાન પ્રથમ ઊઠાવવાને લલચાવતા હતા.

આ સર્વ ધમાલ મચી રહી હતી એવામાં બીજા વર્ગની કૅબીનમાંથી એક નવીન યુવક બહાર આવ્યો અને તેને જોઇને આપણા પરિચિત તરૂણે પોતાની સાથે ઉભેલી તરૂણીને

કહ્યું:- " જે ગૃહસ્થનું આપણે આટલાં આનંદભેર આતિથ્ય કરવાને આવેલાં છીએ તે પેલા ઉભેલા છે તે " તરૂણીએ તે તરફ પોતાની ચંચળ દૃષ્ટિ દોડાવી અને યુવકને કુતૂહલ-પૂર્ણ દૃષ્ટિએ જોઇને એક મધુરૂ સ્મિત કર્યું જે આપણા પરિચિત તરૂણના જોવામાં ન આવ્યું. તરૂણી વિચાર વમળમાં પડી ગઇ. તેની વિચાર તરંગમાળા જ્યાં સુધી પેલો નવીન યુવક આવીને આપણા પરિચિત તરૂણ પાસે ઉભો અને પૂછયું:-" કેમ છો ઉમાકાંતભાઇ ? " ત્યાં સુધી અભંગ અને અખંડ રહી. યુવતી જાણે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ હોય વા તેની સ્વપ્નસૃષ્ટિ એકદમ અદૃશ્ય થઇ ગઇ હોય એમ ઝબકી ઉઠી ને પોતાની અસંલગ્ન અને નિરૂપયોગી વિચાર તરંગમાળાને માટે લજ્જા પામતી હોય એમ સલજ્જ મુખે ક્ષણભર નીચું જોઇ રહી. આ વખતે આપણા નવીન આગંતુક યુવકે તરૂણી તરફ એક ગુપ્ત દૃષ્ટિપાત કર્યો અને યુવતીના મુખપરની લજ્જાશીલતાસૂચક રક્તવર્ણ-લેખાથી તેના આંતર ભાવોનો સંધાણ ભેદ પામી ગયો. આ બધો વખત આપણો યુવક નૌકામાંથી ઉતરતી અનેક અપરિચિત વ્યકિતઓને જોતો ઉભેલો હતો. મજુર સર્વ સામાન લઇ આવેલો હોવાથી અને વિલંબ કરવાનું કાંઇ પણ કારણ ન હોવાથી ઉમાકાંતે મજુરને એક ભાડુતી ગાડીમાં સામાન નાંખવાનું ફરમાવ્યું. આજ્ઞાનો અમલ થતાં એક અનુચરને ગાડીને પોતાના નિવાસ ગૃહ તરફ લઇ જવાની આજ્ઞા આપી, અને પોતે પોતાની સાથે આવેલી નવયૌવના અને નવીન યુવકની સાથે મોટર ગાડીમાં બેઠો અને મોટર સંચાલકને સુલેપગોડા રસ્તે ગૃહ તરફ ચલાવવા કહી દીધું કે તરતજ મોટર ભૂંભૂં કરતી પ્રથમ ધીમેથી અને પછી પૂર્ણ વેગે ચાલવા માંડી.

—:૦:—

# પ્રકરણ ૨ જું.

## યુવક અને યુવતી.

પ્રથમ પરિચ્છેદના અંતમાં દર્શાવેલી મોટર ગાડી તેમાં આરૂઢ થયેલી ત્રણ વ્યકિતઓ સહિત નિર્ણિત સ્થળપર આવે તે દરમ્યાન આપણે તરૂણ ઉમાકાંત અને તેની સાથેની તરૂણીના પૂર્ણ પરિચયમાં આવીએ અને તત્પશ્ચાત્ આપણી નવલકથાની વસ્તુસંકલનાના પ્રવાહમાં પ્રગતિ કરીએ.

ઉમાકાંત સુરત જીલ્લાના એક ન્હાના ગ્રામમાં વસતા એક ગર્ભશ્રીમંત કુટુંબમાં જન્મ્યો હતો. તેનો પિતા હાલ તેજ ગામમાં નિવાસ કરતો હતો. કારણ કે આપણી નવલકથાના કાળસમયે તે પોતાના જીવન વ્યવસાયથી નિવૃત્ત થઇને અત્યારે વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કરીને પોતાની જન્મભૂમિમાં રહેતો હતો, અને કુલક્રમાગત કૃષિકારભારમાં મચ્યો રહેતો હતો. આ ખેતીવાડી તેના વડિલોના વડિલોને દેશાઇગીરીમાં મળેલી હતી. ઉમાકાંતની માતાના અવસાન પછી તેનું લક્ષ વધારે ને વધારે વિરક્તિ તરફ આકર્ષાતું રહેતું. સંસાર તેને એક કેવળ મોહમાયાપૂર્ણ મરિચિકા સમાન લાગતો હતો. તેનો સઘળો આધાર તેના એકના એક સંતાન ઉમાકાંતપર અવલંબી રહ્યો હતો. તેનું નામ રવિકાંત હતું. રવિકાંતે આંગ્લ વિદ્યાનું શિક્ષણ લીધું ન હતું પણ પ્રસંગોપાત આંગ્લવિદ્યાવિભૂષિત વ્યકિતઓના ગાઢ પરિચયમાં આવવાથી તેને કાંઇ બોલવા જેટલું અને જીવન વ્યવસાયની ઉપયોગિતા જેટલું અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત થયું હતું. રવિકાંતના બાલ્યકાળમાં ગ્રામ્ય ઇંગ્રેજી શાળાઓ હતી નહિ. માત્ર એક ગુજરાતી માધ્યમિક શાળા હતી. રવિકાંતે આ શાળાનો અભ્યાસ પૂર્ણ કરીને ગુજરાતી પ્રવેશક પરિક્ષા પસાર કરવા જેટલું જ્ઞાન

પોતાના ખાનગી અભ્યાસથી પ્રાપ્ત કર્યું. પણ તે વખતનું શિક્ષણ કેવળ વ્યાપાર અને અન્ય દ્રવ્યોપાર્જનનાં સાધનો માટે ઉપયોગી થઇ પડે એવું આપવામાં આવતું હતું, અર્થાત્ તે સમયનું શિક્ષણ માત્ર પુસ્તકીઆ નહિ પણ વ્યવહારિક હોવાથી તેણે સંપાદન કરેલું જ્ઞાન તેની જરૂરીઆતોને માટે પૂરતું હતું.

રવિકાંતે સત્તર વર્ષની અપરિપકવ વયે કેટલાક સુરત નિવાસી મુસલમાન વ્યાપારીઓ સાથે રંગુન તરફ પ્રયાણ કર્યું. અને ત્યાં જઇને નોકરીપર દાખલ થયો. બે ત્રણ શેઠની નોકરી કરી પણ તેને એકે અનુકૂળ ન પડતાં અંતે તે કરમાલી કું. નામની એક પ્રખ્યાત વેપારી પેઢીમાં જોડાયો. ત્યાં તેણે પોતાનું વાનપ્રસ્થાશ્રમમાં પ્રવિષ્ટ થતાં પૂર્વેનું જીવન પૂર્ણ કર્યું. આ દરમ્યાન તેણે શેઠની પ્રીતિ સંપાદાન કરી હતી. તેના ફારગત થવા પૂર્વે ઉમાકાંતને તેણે પોતાના હાથ નીચે શેઠની અનુમતિથી ગોઠવી દીધો હતો. ઉમાકાંત પણ કામકાજમાં અતિ પ્રવીણ હતો પણ તેને કામ કરવાનું આલસ્ય વધારે હતું. તેનું કામ મહિનાના મહિના સુધી બાકી રહેતુ. તેને શેઠના જ્યેષ્ટ પુત્ર પાસે બેસીને ગામગપાટા હાંકવાની વધારે ટેવ હતી. કોઇ વખત અગત્યના કામ બાબત તેના કામની તપાસણી થતી ત્યારે જેમ તેમ ગોટાળા વાળી તૈયાર કરી આપતો હતો. કોઇ વખત ઠપકાને અને શેઠના આક્રોશયુક્ત વાક્પ્રહારોને પાત્ર થતો. ક્ષણભર તેને પસ્તાવો થતો પણ અર્ધા કલાક પછી તેની અસર કેવળ નાબુદ થતી અને પાછો તે ગામગપાટા મારવામાં મગ્ન થતો. તેના આવા સ્વભાવથી કેટલીક વખત મહાન ગોટાળા નીકળતા પણ તેના પિતા રવિકાંતની ચિર સ્થાપિત પ્રતિષ્ઠાને લીધે કોઇ પણ તેને સખ્તાઇથી ઠપકો આપવા હિંમત કરતું નહિ. ઉમાકાંતને આ સમયે નોકરીમાં જોડાયાને ત્રણ વર્ષ પૂરાં થઇ ગયાં હતાં. તેનો પિતા અત્યારે રંગુનમાં ન હતો. તે એકલો પોતાની પત્નીસહિત નિવાસ કરતો હતો.

પ્રિય વાંચક! ઉમાકાંતની સાથે જે તરૂણી પુલપર આવી હતી, અને જેનો ઉલ્લેખ પ્રથમ પરિચ્છેદમાં કરવામાં આવેલો છે, તેનું વિસ્મરણ તો નહિ થયું હોય! એ સર્વાંગ સુંદર નવયૌવના રૂપશીલા ઉમાકાંતની સહધર્મચારિણી હતી. તેનું નામ પ્રેમકુમારી હતું. ઉમાકાંતનું લગ્ન નવ વર્ષની અપરિપક્વ વયે કરવામાં આવ્યું હતું. કારણ કે તેની જ્ઞાતિમાં બાળ લગ્નની અને સંસાર સુખોચ્છેદક રૂઢી પ્રચલિત હતી. લગ્ન સમયે વય લગભગ બાર વર્ષનું હશે. કેટલીક ન્યાતોમાં એવો નિંદ્ય રિવાજ હજુ પણ પ્રચલિત છે કે માબાપ જાણી જોઇ સત્વર પૌત્રદર્શન કરવાની પ્રબળ લાલસાથી પુત્રનુ લગ્ન મ્હોટી ઉમ્મરની કન્યા સાથે કરે છે. આ ઉપરાંત સ્વપુત્રને માટે મોટી કન્યા મળવી એ પ્રતિષ્ઠાની મહત્તા અને કુલગૌરવને વૃદ્ધિ કરનાર મનાય છે. માબાપ પોતાના સંતાનનું ભાવીસુખ ન ગણકારતાં પોતાની સગવડ અને સ્વાર્થનો પ્રશ્ન પ્રથમ વિચારે છે. કેટલીક જ્ઞાતિઓમાં હજુ પણ આવી અપ્રશસ્ત રૂઢીઓ પોતાની સત્તાનો અમલ નિરંકુશપણે ચલાવે છે. વૃદ્ધ અને જુના વિચારોના માણસો આવા અપ્રશંસનીય રીવાજોનું ઘણી સખ્તાઇથી પાલન કરતા જોવામાં આવે છે. રવિકાંતે પણ આ રૂઢીને વશ થઇને પોતાના પુત્ર ઉમાકાંતનું લગ્ન બાલ્યાવસ્થામાંજ મ્હોટી કન્યા સાથે કરેલું હતું.

ઉમાકાંતનો સ્વભાવ ઘણો ચીડીઓ અને કેટલેક અંશે કીન્નાખોર હતો. તે વાક્માધુર્ય ઘણી કુશળતાથી વાપરતો પણ તેના આંતરપટમાં તેની આજ્ઞાનો અનાદર કરનારને માટે વૈમનસ્ય રૂપી કીટ સદાકાળ સળવળ્યા કરતો. તેની વૃત્તિઓ ઘણી ક્ષુદ્ર અને પાપયુકત હતી. તે કોઇનું શુભ કરી શકતો ન હતો પણ ઉલટું કાંઇ ન થાય તો અશુભ કરવાની તક પણ ગૂમાવતો નહિ. તેના આવા વર્તનથી તેને કોઇ પણ મિત્ર હતો નહિ. તેને ખુશામદ ઘણી પ્રિય હતી. તે પોતે પોતાની સ્વાર્થ સિદ્ધિ માટે ખુશામદ કરવામાં તથા માણસનું મન પોતાની વાચાળતાથી હરી લેવામાં કચાશ રાખે તેવો

ન હોતો. આમ છતાં યમકુમારી પાસે તે પોતાના ખગ સ્વભાવનો સાક્ષાત્કાર કરાવી શકતો નહિ. કારણ કે યમકુમારીનો પ્રથમથીજ તેનાપર પ્રભાવ પડી ગયો હતો. ઉમાકાંત ગુજરાતી સાતમા ધોરણ ઉપરાંત કેટલુંક અંગ્રેજી શીખ્યો હતો. જે તેને તાર વગેરે વાણિજ્ય વિષયક વ્યવસાયો માટે ઉપયોગી થઇ પડતું હતું.

યમકુમારી પણ એક દેશાઇ કુટુંબના ધનિક પિતાની પુત્રી હતી. તેનો પિતા સુરત જીલ્લાના એક ન્હાના ગામમાં નિવાસ કરતો હતો. યમકુમારી સર્વ સંતાનોમાં મ્હોટી હોવાથી માતાપિતાનાં સંપૂર્ણ લાડને પામી હતી. બાલ્યાવસ્થાથીજ તેને દરેક મ્હોંમાગી વસ્તુઓ આનાકાની વગર પૂરી પાડવામાં આવતી હતી. પિતાને ઘેર નોકર ચાકરનો અભાવ ન હોવાથી તેના પડતા બોલ ઝીલાતા હતા. આ આજ્ઞાકારિણી ટેવ તેની મ્હોટી વયે પણ કાયમ રહી હતી. તેને લીધે ઉમાકાંત સાથે તેને કલહ થતો હતો. જો કે તે કલહ દીર્ઘ સમય પર્યંત રહેતો નહિ છતાં પણ આવાં હમેશાં થતાં રીસામણાં મનામણાનું પ્રાણઘાતક વિષ દિવસે દિવસે યમકુમારીના હૃદયમાં વધારે બળવાન્ થતું હતું. યમકુમારી ઘણી ઉગ્ર સ્વભાવની અને નમ્યું ન આપે એવી હઠીલી હતી. ઉમાકાંતને આવા સ્વભાવથી ઘણું સહન કરવું પડતું. યમકુમારીમાં પોતાનાં રૂપ સૌન્દર્ય અને સદ્‌ગુણસંપન્નતાનો ગર્વ હતો તે પોતાને સુરૂપ અને સદ્‌ગુણનો ભંડાર માનતી હતી, અને જો કોઇ તેના કરતાં બીજાના રૂપ સૌન્દર્ય અને સદ્‌ગુણનું શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કરતું તો તેના પર એક છંછેડાયલી સિંહણસમાન પ્રચંડ અને રૌદ્ર મુખાકૃતિથી પોતના શ્રેષ્ઠત્વના બચાવને માટે આવેશયુકત વાક્‌પ્રહારો કરવા માંડતી. આથી કોઇ પણ માણસ તેને અણગમતી અને અરૂચતી વાત કરતાં ઘણું બ્હીતું હતું.

યમકુમારીના સદ્‌ભાગ્યે શ્વસુરગૃહ પણ શ્રીમંત મળ્યું હતું. એટલે તેની વૃત્તિઓ અને ભાવનાઓ પૂર્ણરીતે પરિપુષ્ટ થવામાં

વિક્ષેપ આવે તેમ ન હતું. તે ગુજરાતી સાત ચોપડીઓ સુધી ભણેલી હતી. રંગુનમાં આવ્યા પછી તેણે ગુજરાતી વાંચનનો શોખ વધાર્યો હતો અને નવલકથાઓ, પ્રાકૃત નાટકો આદિ કેટલાંક શ્રૃંગારિક પુસ્તકોનું વાંચન કર્યું હતું. તે સાથે તેણે થોડું અંગ્રેજીનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અને કવિતા સંગીતમાં પણ પ્રવેશ કર્યો હતો. આવા શૃંગારિક વિષયોના વાંચનથી તેની વૃત્તિઓમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. તેના મનોબળમાં સ્થૈર્ય અને માનસિક દ્રઢતામાં દિવસે દિવસે શૈથિલ્યનો સંચાર થતો જતો હતો.

યમકુમારીએ વ્યવહારૂ અને ગૃહકાર્યમાં ઉપયોગી થાય એવું જ્ઞાન પ્રાપ્ત કર્યું ન હોતું. તેમ કોઇ પણ પ્રકારનું ધાર્મિક શિક્ષણ કે જે પ્રત્યેક હિન્દુ કન્યાને માબાપ તરફથી મળવું જોઇએ, તે પણ મળ્યું ન હોતું. આવા શિક્ષણની ન્યૂનતાને લીધે તેનો સ્વભાવ સાધારણ ઉદ્ધત અને પ્રકૃતિ અવિચારી હતી. પોતાના ક્રોધના આવેશમાં તે જે કાર્ય કરતી તે સર્વથા ખરાબ થતું. જો કે આવા સ્વભાવને માટે તેને ઘણી વખત પસ્તાવો થતો પણ તે અલ્પજીવી હતો.

યમકુમારી ને ઉમાકાંત રંગુનમાં લગભગ બે વર્ષથી નિવાસ કરતાં હતાં. તેઓ સુલેપગોડા નામના રસ્તાપર આવેલા એક સુંદર મકાનમાં રહેતાં હતાં પણ આપણી નવલકથાના આરંભ સમયે તેઓએ શેઠ રેહમતુલ્લાના એક કુસુમોદ્યાનમાં પોતાનું નિવાસ સ્થાન રાખ્યું હતુ. રંગુનમાં અત્યારે પ્રખર ઉષ્ણતાનું સામ્રાજ્ય સ્થપાયું હતું. રસ્તાપરથી અરક્ષિત પગે પસાર થવું ઘણું કષ્ટકર લાગતું હતું. જે કુસુમોદ્યાનમાં અત્યારે યમકુમારી અને ઉમાકાંત વાસ કરતાં તે નગરથી થોડે અંતરે આવેલો હતો. ત્યાં મોટર ગાડી, અશ્વરથ અથવા રંગુનમાં પ્રચલિત રીક્ષા નામના વાહનથી જઇ શકાતું હતું. એપ્રિલ માસની અસહ્ય ઉષ્ણતાના સમયમાં આવાં કુસુમોદ્યાન ઘણાં પ્રિય નિવાસ સ્થાનો થઇ પડે છે. ત્યાં સર્વથા વૃક્ષો અને વેલાઓથી સુરક્ષિત લઘુવાટિકાઓ અને લતામંડપોમાં કાષ્ટાસનો

રાખવામાં આવે છે. તેનાપર અથવા વેત્રાસનો પર બેસીને ઉદ્યાનવાસીઓ સૂર્યના પ્રચંડ તાપથી રક્ષણ મેળવી શકે છે. યમકુમારી અને ઉમાકાંત આ વખતે અસહ્ય ઉષ્ણતાના નિવારણાર્થે આ કુસુમોદ્યાનમાં વાસ કરતાં હતાં. ઉમાકાંત જ્યારે પોતાની નોકરી પર જતો ત્યારે તરૂણ યમકુમારી બાગમાં આમતેમ ફરતી ફરતી શીતળતાનો ઉપભોગ કરતી. આ વખતે બહુધા તે એકલી રહેતી. માત્ર એક ઉદ્યાન રક્ષક અને બે અનુચરો-એક પુરૂષ અને સ્ત્રી-સિવાય-અન્ય કોઇની વસ્તી ત્યાં હતી નહિ. પાસેનો બંગલો એક યુરોપીઅન અમલદારનો હતો એટલે તે બંગલાવાસી ગૌરાંગના કોઇપણ વખત ત્યાં આવતી નહિ. મધ્યાન્હનો સમય યમકુમારી આ નોકરો સાથે વાર્તા વિનોદમાં વ્યતીત કરતી હતી અને કવચિત્ ભોજન પછી વામકુક્ષીનો ઉપભોગ કરતી. બંગલાના અનુચરો તેના પોતાના ન હોતા છતાં પણ તેના વાક્‌માધુર્યને વશ થઇને અને કાંઇ ખાવાપીવાની અથવા દ્રવ્યલાલચને આધીન થઇને વિના સંકોચે તેની કોઇ પણ આજ્ઞાનું પાલન કરતા હતા. પોતાની આજ્ઞાને શિરસાવંદ્ય ગણનારા આ અનુચરો યમકુમારીને ઘણા પ્રિય થઇ પડેલા હતા. આમાંની સ્ત્રી સેવિકા યમકુમારીનું વિશ્વાસ ભાજન પાત્ર હતું. યમકુમારી સર્વ ગુપ્ત વાર્તાઓ અને કેટલાંક ગુપ્ત રહસ્યો આ સેવિકા પાસે ખુલ્લાં કરતી હતી. કેટલીકવાર પોતાના રોષનું ઉભરણ પણ કાઢતી હતી. આ સેવિકા ઘણી વિલક્ષ બુદ્ધિવાળી હતી. તેની પાસે જે વાતોનું યમકુમારી સ્ફોટન કરતી તે સર્વ તે ગુપ્ત રાખતી અને સમય આવ્યે પોતાનું કામ કાઢી લેવાનું ચુકતી ન હતી.—યમકુમારી અપરોક્ષ રીતે આ સેવિકાની પણ સેવિકા બનતી જતી હતી. ઉમાકાંતની ગેરહાજરીમાં આ સેવિકા સાથે તે પ્રણયગોષ્ટિ કરતી હતી અને પોતાનો પતિ પ્રત્યેનો અણગમો તથા બાળ લગ્નની અનિષ્ટ પ્રથાથી પોતાની સંસાર સુખોપભોગ લાલસામાં કેવું દુર્નિવાર્ય વિઘ્ન આવતું હતું તે સર્વ વ્યક્ત કરતી હતી.

સેવિકા તેને માત્ર આશ્વાસનસૂચક શબ્દોથી શાંત કરતી અને પોતાને માટે ભાગ્ય યોગથી નિર્માણ થયેલા પતિમાં સંતોષ માનવાની સલાહ આપતી. આથી યમકુમારીના મનમાં સળગતી અગ્નિજ્વાળા શાંત થતી ન હતી. પ્રસંગ આવ્યે તેની વ્યથા તાજી થતી. પોતાના પતિના કરતાં કોઇ અધિક રૂપ સૌન્દર્યસંપન્ન અને કામદેવની પ્રતિકૃતિસમા લાવણ્યમય પુરૂષને જોતાં તેની ઇંદ્રિય સુખોપભોગની ભાવનાઓ વધારે તીવ્ર થતી હતી. કિન્તુ અદ્યાપિ તેનામાં એવી વિનાશક ભાવનાઓએ પોતાનું સંપૂર્ણ સામ્રાજ્ય સ્થાપ્યું ન હોતું.

ઉમાકાંત અને યમકુમારીના આટલા પરિચયમાં આવ્યા પછી આપણે આપણી નવલકથામાં આગળ વધીશું તો કોઇ પણ જાતનો વિક્ષેપ નહિ થાય. આ તરૂણ અને તરૂણીનો આવશ્યક પરિચય આપણને થયો છે અને વિશેષ પરિચય નવલકથાની ઘટના પરંપરાના વાંચનથી થશે. એમ ધારી હવે આપણે જે મોટર ગાડી તેમાંની ત્રણ વ્યકિતઓને લઇને આવવા ઉપડેલી છે તેની જલદીથી પુઠ પકડીને તે ત્રણ પાત્રોની ચર્ચાનું નિરીક્ષણ કરીએ.



# પ્રકરણ ૩ જું.

## કુસુમોદ્યાનમાં આગમન.

મોટર પુલના મુખદ્વારમાંથી નીકળી જમણા હાથ તરફ વક્રગતિ કરીને અર્વાચીન બેંગાલ બેન્કના ભવ્ય મકાનના ખુણા પાસેથી ડાબા હાથ તરફ વળી અને સુલે પગોડા અને મરચન્ટ નામના રસ્તાઓ વચ્ચે આવીને સીધી સુલે પગોડા રોડ પર પૂરવેગે દોડી જતી હતી. માર્ગમાં એક બાજુ મ્યુનીસીપાલીટીનો બગીચો અને બીજી બાજુએ કેટલાંક ભવ્ય મકાનોની પંકિત આ રસ્તાની શોભામાં વૃદ્ધિ કરતાં હતાં. આ વટાવીને આગળ જતાં "સુલે પગોડા" નામનું બુદ્ધ મંદિર આવે છે. આ મંદિર સુલે પગોડા અને ડેલાહુશી નામના રસ્તાઓની બરાબર મધ્યમાં આવેલું છે. તેના બહોળા જમીન વિસ્તારથી આ ઉભય રસ્તાઓ વિભક્ત થયેલા માલુમ પડે છે. આ પગોડામાં ભગવાન્ બુદ્ધ દેવની કેટલીક સુંદર અને આકર્ષક પાષાણ પ્રતિમાઓ છે. પગોડામાં ન્હાનાં ન્હાનાં ઘણાં દેવાલયો છે અને પ્રત્યેકને એક સુંદર ઘુમટવાળું શિખર હોય છે. આ શિખરોમાંનું એક ઘણું ઉચ્ચું કિંબહુના ગગનચુંબિત છે અને તેને વિદ્યુદ્દીપિકાઓથી વિભૂષિત કરવામાં આવેલું છે. રાત્રિએ જ્યારે આ દીપિકાઓ સળગે છે ત્યારે આ પગોડાની શોભા ખરેખર દ્રષ્ટવ્ય બને છે. આ શિખરને હાલ સુનેરી રંગનું બનાવવામાં આવેલું છે. જેથી દિવસે પણ જ્યારે સૂર્યનાં પ્રખર કિરણ તેનાપર પોતાનો પ્રકાશ પાડે છે ત્યારે આ શિખરની શોભા પ્રેક્ષણીય બને છે. બ્રહ્મ દેશના લોકો કેટલા ધર્મચુસ્ત છે તેનું ભાન કરાવવાને આવી કૃતિઓ સાક્ષી રૂપ છે. માણુસ ઘણે દૂર હોવા છતાં પણ આનો પ્રકાશ જોઇ શકે છે. તે ઉપરાંત આ દીપિકાઓ માર્ગના અજ્ઞાન જનોને ઘણી માર્ગદર્શિની થઇ પડે છે.

આપણી મોટર ગાડી આ પગોડાના અર્ધ વર્તુલનું પરિક્રમણ કરીને પાછી સુલે પગોડાના રસ્તાપર ટ્રામ સડકની બાજુએ દોડવા લાગી. આ સડકપર મધ્ય ભાગમાં વિજળીની બત્તીઓની એવી સુંદર રચના કરવામાં આવેલી છે કે તેના દર્શનથી કોઇપણ અપરિચિત વ્યકિતને તેની રચના કૌશલ્યને માટે માનની લાગણી ઉત્પન્ન થયા વિના રહેજ નહિ. આ રસ્તો પણ પસાર કરીને ફ્રેઝર નામના રસ્તાના મધ્યમાંથી પસાર થઇ ઉમાકાંતની મોટર એક રમણીય પુલપર જવા લાગી. આ પુલની નીચેથી રેલ્વે ટ્રેઇનનો પસાર થાય છે. તેની બાંધણી આશ્ચર્ય ઉપજાવે એવી પ્રેક્ષણીય નથી. મોટર આ પુલપરથી ઉતરીને સીધી પૂર્ણ વેગે ધસતી હતી તે દરમ્યાન મોટરારૂઢ થયેલી ત્રણ વ્યકિતઓમાં નિમ્ન લિખિત વાતચિત થતી હતી.

" મુંબઇથી કલકત્તે આવવાને તમે કયે દિવસે રવાના થયા હતા ?" ઉમાકાંતે ઉત્કંઠિત મુદ્રાથી પૂછયું.

"હું મુંબઇથી ગુરૂવારને દિવસે ઉપડયો હતો પણ માર્ગમાં દિલ્હીમાં અગત્યનું કામ હોવાથી મ્હારે એક બે દીવસ રોકાવું પડયું હતું. ત્યાંથી પાછો રવિવારને દિવસે કલકત્તે આવવા નીકળ્યો અને સોમવારે કલકત્તે આવી પહોંચ્યો." આપણા નવીન તરૂણે ઉમાકાંતના પ્રશ્નનો સમાધાનકારક પ્રત્યુત્તર આપતાં કહ્યું.

" તમે સોમવારે કલકત્તે આવ્યા તો સોમવારે ઉપડેલી સ્ટીમરમાં કેમ ન નીકળી શકયા ?" ચંચળ સ્વભાવની રામકુમારીએ પોતાની જીજ્ઞાસા દીર્ઘ સમય ન દબાવી રાખતાં પૂછયું.

નવીન યુવકઃ—"સોમવારની સ્ટીમરમાં નીકળવાનો મારો અડગ નિશ્ચય હતો; પણ બીજા વર્ગની એકકે કૅબીન ખાલી નહિ હોવાથી ટીકીટ ન મળી એટલે લાચારીથી મારે રોકાઇ રહેવું પડયું. જો મેં અગાઉથી નામ નોંધાવી રાખ્યું હોત તો

અવશ્ય તમને ખબર આપ્યા મુજબ સોમવારે નીકળી શકયો હોત." આ વાકય ઉચ્ચારીને તે અટકયો અને કાંઇ વિચાર-નિમગ્ન જણાયો. પરંતુ યમકુમારી કાંઇ પ્રશ્નોચ્ચારણ કરે તે પૂર્વે પુનઃ બોલ્યોઃ–"હું, પણ તમને સોમવારે નીકળવાની ખબર આપી હતી તે પ્રમાણે તમે બુધવારે પૂલપર આવ્યા હશો અને તેથી તકલીફ વેઠવી પડી હશે!"

"હા, તમે અમને દિલ્હીથી સમાચાર આપ્યા તે પ્રમાણે હમે બન્ને તમારા-સત્કારાર્થે આવેલાં હતાં. અને સર્વ ઉતારૂ બાહર નીકળતા સુધી અનિમિષનેત્રે તમારા આવવાની રાહ જોઇ રહ્યાં. છેવટે તમે ન ઉતર્યા એટલે અમને એમ લાગ્યું કે તમે કોઇ આકસ્મિક કારણથી રોકાઇ ગયા હશો. તમે તે દિવસે ન આવ્યા તેથી અમે બન્ને નિરૂત્સાહી થઇને ઘર તરફ વિદાય થતાં હતાં એવામાં કોઇ ઉતારૂ સાથે તમે સંદેશો કહેવડાવેલો. તેણે અમને પુલથી બહાર નીકળતાં ખબર આપી કે તમે હવે બુધવાર અગર ગુરૂવારે નીકળીને આવશો." યમકુમારીએ સર્વ વૃત્તાંતનું ઇત્થંભૂત વર્ણન કરતાં જણાવ્યું.

તરૂણ ઉમાકાંત આ સર્વ પ્રશ્નોત્તર પરંપરા ચાલતી હતી, ત્યારે માર્ગમાં આવતા સર્વ સૃષ્ટિ સૌન્દર્યના પદાર્થોનું નિરીક્ષણ કરવામાં મગ્ન થયેલો હતો. તેણે આ વિષયમાં કાંઇ નજીવો ભાગ લીધો હતો. માત્ર નવીન તરૂણ અને યમકુમારી એકમેકની સાથે વાર્તાવિનોદોપભોગ કરતાં હતાં. યમકુમારી નવીન યુવકને સઘળા પ્રત્યુ-તરો આપતી હતી તે વખતે તેની મુખમુદ્રાપર તેના હૃદયમાં આવિર્ભૂત થતા અનેક વિચાર તરંગો અને વિકારોનો કેટલેક અંશે સાક્ષાત્કાર થતો હતો. નવીન તરૂણ આ સર્વે ભાવોનું એકચિ-તે ગુપ્ત દૃષ્ટિથી દર્શન કરતો. તે તત્કાળ સમજી ગયો કે યમકુમારીના હૃદયમાં અનેક પ્રકારની વિચારશ્રેણિઓ ઘોળાયા કરતી હતી. પણ તે જોયું ન જોયું કરીને પોતાની દૃષ્ટિ પાછી ખેંચીને ઉમાકાંત તરફ ફરીને બેઠો. પછી પુછયું, "કેમ, ભાઇ! તમે

શા વિચારમાં નિમગ્ન થયેલા છો?" ઉમાકાંતે પ્રત્યુત્તર આપ્યો "કાંઇ નહિ, તમે વાતો કરતાં હતાં તે હું શાંત ચિત્તે સાંભળતો હતો."

આ શબ્દોચ્ચારણનો પ્રવાહ અટકતાં આપણી મોટર ગાડી એક નાના દરવાજા પાસે અટકી. દરવાજા પર "કરમાલી જોલી વીલા" એવું નામ સૂચક સાઇનબૉર્ડ હતું તે પરથી એમ અનુમાન થતું હતું કે આ ઉદ્યાન ઉમાકાંતના શેઠનો હતો. મોટરનું દ્વાર ઉઘડતાં ઉમાકાંત, યમકુમારી અને નવીન આગંતુક યુવક ઉતર્યા અને ઉદ્યાનની મધ્યે ચતુષ્પથપર બાંધેલા એક બંગલા પાસે આવ્યાં. ત્યાંથી આગળ વધીને બંગલામાં પ્રવેશ કરવાની સીડી નીચેનાં ત્રણ સોપાનપર ચઢી સીડી પર ચઢવા લાગ્યાં.

પ્રિય વાંચક! આ ત્રણે જણ બંગલાની સીડીથી માળ પર જઇને વિશ્રાંતિ લે તેટલા અલ્પ સમયમાં આપણે આ કુસુમોદ્યાનની સુંદર, મનોમુગ્ધ અને દૃષ્ટવ્ય રચનાનું થોડુંક અવલોકન કરીએ. તેની મનોહરતાથી આપણું ચિત્ત રંજન કરીએ; નહિ તો આપણું આ કુસુમોદ્યાનમાં આવવું વ્યર્થ પરિશ્રમ તુલ્ય થઇ પડશે.

પ્રસ્તુત પરિચ્છેદમાં ઉપર દર્શાવેલો ઉદ્યાન શેઠ કરમાલીના ચાર ઉદ્યાનોમાંનો એક હતો. આ સિવાયનાં ત્રણ ઉદ્યાનો પણ રચનાસૌન્દર્યમાં એકએકથી ચઢીઆતા હતા. રંગુનમાં આવા સુંદર ઉદ્યાનોનો ઉપભોગ કરનાર અને તેની પાછળ મુક્ત હસ્તે દ્રવ્યનો વ્યય કરનાર શેઠ કરમાલી સિવાય કોઇ પણ ભાગ્યશાળી માણસ ભાગ્યેજ હતો. કરમાલી શેઠની રવિકાંત પરની અપ્રતિમ કૃપાને લીધે તેમણે ઉમાકાંતને આ ઉદ્યાન તેના નિવાસસ્થાન માટે આપ્યો હતો.

આ ઉદ્યાનના પ્રવેશક દ્વારમાંથી અંદર જતાં બંને હાથપર પ્રથમ મેંદીની સુંદર રીતે કાતરેલી લઘુ ઝાડીઓ આવેલી હતી. તે પછી બંને બાજુ પર લઘુ વાટિકાઓ આવેલી હતી. આ વાટિકાઓ ઉદ્યાનના એક છેડાથી બીજા સુધી લંબાયલી હતી.

આગળ વધતાં એક સુંદર મહેરાબવાળો દરવાજો આવતો હતો જેમાંથી દાખલ થઇને અંદર જતાં બંને હાથ પર અન્ય લઘુ વાટિકાઓ હોઇ તે ઉદ્યાનના બંને બાજુના અંતિમ ખુણાઓ સુધી ન લંબાતાં માર્ગમાં અન્ય વાટિકાઓ સાથે સંયુકત થતી હતી. આડા અવળી બે લઘુવાટિકાઓ ભેગી મળતી એવી જગ્યા એક લઘુચતુષ્પથ પ્રમાણે લાગતી હતી. બે લઘુ-વાટિકાઓના મધ્યમાં આવેલા ક્ષેત્રમાં ઉત્તમ પ્રકારનાં કુસુમ-તરૂઓ, લતાઓ, અને છોડવાના કુંડાઓ ગોઠવેલાં હતાં. આમાંનાં કેટલાંક કુસુમતરૂઓને અધુના કુસુમોદ્દગતિ પ્રાપ્ત થઇ હોય એમ જણાતું હતું. કારણ કે તેના પર અવિકસિત અને અપરિપકવ મીંચાયેલી સુંદર કુસુમ કળીઓજ દેખાતી હતી. કેટલેક સ્થળે નવપલ્લવિત થયેલાં કુમળાંપલાશ મંડિત કદલી વૃક્ષો ઉદ્યાનની મનોહરતામાં વધારો કરતાં હતાં. આ ઉદ્યાનમાં સર્વ પ્રકારનાં સુગંધિયુકત અને સુગંધિવિહીન પુષ્પો જણાતાં હતાં.

પ્રવેશદ્વારથી સીધાને સીધા આગળ ચાલતાં એક હોઝ આવતો હતો, જે જમીનની સપાટીથી ત્રણ ફુટ ઉંચો હતો. તે સુંદર આરસ-પહાણનો બનેલો હતો. આ હોઝ બનાવવામાં ઉત્તમ પ્રકારની કારીગરી અને શિલ્પ કૌશલ્ય વાપર્યાં હતાં. એની રચના એવી તો સુંદર હતી કે માનવ બુદ્ધિમત્તા, નૈસર્ગિકતા, કાર્યનિપુણતા અને કળાવિધાનનું સંપૂર્ણ દિગ્દર્શન આ હોઝમાં થતું હતું. હોઝની ચતુર્દિશાઓ પર પાષાણ પુતળીઓ કોતરવામાં આવેલી હતી. તેમાંની કેટલીક તો સ્વર્ગની અપ્સરાના જેવી અથવા બર્મા નૃતિકાઓ નૃત્ય કરતી વખતે જેવી કૃત્રિમ પાંખોથી પોતાના કટિપ્રદેશને વિભૂષિત કરે છે એવી સુંદર પાંખોથી અલંકૃત કરવામાં આવી હતી. આ પાષાણ પુતળીઓ શિલ્પકારના કળાનૈપુણ્યનું ભાન કરાવવાને માટે બસ હતી. હોઝમાં પાણી સંચાર કરવાને માટે ભૂગર્ભમાંથી વ્યવસ્થા કરવામાં આવી હતી અને દીર્ઘ-કાળપર્યંત રહેવાથી પાણી દુર્ગંધપૂર્ણ ન થાય એને માટે

એક નલિકાની યોજનાદ્વારા પાણી બહાર કાઢી શકાતું હતું. આ સિવાય હોઝના મધ્યમાં એક છેડાથી બીજા છેડા સુધી પાળ બાંધવામાં આવી હતી અને તેના પર એક લોહદંડ ઉભો કરવામાં આવ્યો હતો. આ લોહદંડ પોકળ હતો અને તે દ્વારા હોઝમાંનું પાણી ઉંચે ચઢી શકતું હતું. લોહદંડની સાથે એક ત્રણ જળયંત્રોવાળો બીજો-લોહદંડ સંયુકત કરવામાં આવ્યો હતો. આ ત્રણે જળયંત્રોમાંથી પાણી સદાકાળ ઉંચે ઉડયા કરતું હતું. માત્ર નિશાના શાંત સમયે તેને બંધ કરવામાં આવતાં હતાં. જળયંત્રોનું પાણી હોઝમાં પડતું હોવાથી પાણીનો વ્યર્થ વ્યય થતો ન હોતો. આ દેખાવ ઘણો સુંદર જોવાલાયક અને નેત્રરંજનકારી હતો. ઉપર્યુકત પાળપર થઇને આ જળયંત્રો પાસે જવાનું હતું. આ સિવાય હોઝના ચતુષ્કોણ અને દરેક બાજુએ નાનાવિધ કુસુમોનાં છોડવાવાળાં કુંડાં ગોઠવવામાં આવેલાં હતાં જેથી હોઝની મનોહરતામાં વૃદ્ધિ થતી હતી. હોઝપર ચઢવાને માટે ત્રણ સોપાનની વ્યવસ્થા કરવામાં આવેલી હતી. હોઝમાં ઉતરીને સ્નાન કરી શકાય એવું હતું, પણ અહીં સ્નાન કરવાની સખ્ત મનાઇ હતી. આ હોઝમાંથી આગળ ચાલતાં મહેરાબવાળો એક અરક્ષિત દરવાજો આવેલો હતો, જેમાંથી અંદર જતાં જમણા હાથ પર એક લાકડાની સીડી નજરે પડતી હતી. એ સીડી પર ચઢીને ઉમાકાંત, યમકુમારી અને પેલો નવો આવેલો યુવક ઉપર બંગલામાં ગયાં ઉપર્યુકત મહેરાબવાળા દરવાજા પર નાનાવિધ લતાએ અને વેલાએ ચઢાવવામાં આવેલા હતા, જેથી કરીને તેમાં શીતળતા સારી રહેતી હતી. આ ઉદ્યાનને ચારે દિશાએ વાડોથી રક્ષિત કરવામાં આવેલો હતો ઉદ્યાનના મુખદ્વાર પાસે લાકડાંની રેલીંગ બનાવવામાં આવી હતી. આ સ્થળ પર અસહ્ય ઉષ્ણતાના દિવસમાં સદા શીતળતા રહેતી હતી. એટલે ઉદ્યાનવાસીઓને બહાર કેટલા પ્રમાણમાં ઉષ્ણતા હોય છે તેનું જ્ઞાન ન હોય એ સર્વથા સંભવિત હતું.

પ્રિય વાંચક! આપણે હવે બંગલાની સીડી ચડીને ઉપર જઇએ અને ત્યાં શું બને છે એનું અવલોકન કરીએ.

અત્યારે ઉમાકાંત અને નવીન યુવક સીડી પરથી જતાં પ્રથમ જે એક મ્હોટો વિશાળ ખંડ આવતો હતો તેમાં ગાલીચા ઉપર બેઠા હતા. નવીન યુવક પ્રવાસથી મલીન થયેલાં કપડાં ઉતારતો હતો. પાસે એક અનુચર ટેબલ પર ચ્હાના પ્યાલા અને કેટલાક ખાદ્ય પદાર્થો ગોઠવતો હતો. નવીન યુવકે પોતાનાં કપડાં બદલી નાંખ્યા પછી ઉમાકાંતની સાથે ટેબલ પર ગોઠવેલી સર્વે વસ્તુઓને ન્યાય આપવાનું શરૂ કર્યું. ઉદરપૂર્તિનું કામ સમાપ્ત થતાં તે યુવક ધુમ્રપાન કરવાને ઉઠયો અને એક સીગારેટ સળગાવી આમતેમ ફરવા લાગ્યો તથા પોતે જે ખંડમાં બેઠો હતો તેનું સાશ્ચર્ય નિરીક્ષણ કરવા લાગ્યો. ઉમાકાંત આ વખતે પેલા અનુચરને સ્નાનાદિની તૈયારી કરવાની સૂચના આપતો હતો. આ સૂચનાનો અમલ કરવાને અનુચર ત્યાંથી ચાલતો થયો અને થોડી ક્ષણમાં પાછા આવીને પેલા નવીન યુવકને સ્નાનગૃહમાં પધારવાને વિનયયુકત શબ્દોથી વિજ્ઞાપના કરી. નવીન યુવકે સ્નાનાદિકર્મની સમાપ્તિ કરી ત્યાં સુધી ઉમાકાંત આ ખંડ જેને "પ્રધાનખંડ"ના નામથી સંબોધવામાં આવતો હતો ત્યાં સ્વસ્થ ચિત્તે બેઠેલો હતો. આ સમયે લગભગ મધ્યાન્હ કાળ થવા આવ્યો હતો. અર્ધપ્રહર વીતી જતાં યમકુમારીએ ભોજન સામગ્રી તૈયાર કરી, પાટલા ઢાળી આવીને ખબર આપી કે 'ભોજન તૈયાર.' આ સાંભળતાંજ ઉમાકાંત પોતાના પ્રાહુણાની સાથે ભોજનાલયમાં ગયો અને ત્યાં તૈયાર કરેલા થાળોમાં પીરસેલી નાનાવિધ વાનીઓને આરોગી ક્ષુધા તપ્ત ઉદરની શાંતિ કરી પુનઃ પ્રધાન ખંડમાં આવ્યો તથા મુખવાસાદિ જે પદાર્થો તૈયાર કરેલા હતા તેને મુખમાં પધરાવ્યા.

થોડો સમય વાર્તાવિનોદમાં પસાર કરી ઉમાકાંત પોતાની ઑફીસમાં જવાને તૈયાર થયો. નવીન યુવક તેની સાથે જવાનો નહિ હોવાથી પાસે પડેલા એક આરામાસનપર

વિશ્રાંતિ લેવાને ઉઠયો. પણ ઉમાકાંતે તેને પાસેનું એક શયન ગૃહ બતાવ્યું અને ત્યાં જઇને સ્વસ્થ ચિત્તે શયન-કરવાનું કહ્યું અને પોતે નીચે ઉતર્યો.

આ બંગલાની રચના ઘણી સગવડવાળી અને સુંદર હતી. પ્રધાન ખંડમાં સામસામા બે મ્હોટા કોચો નાંખેલા હતા. તેની વચ્ચેની સર્વ જગ્યાપર જુદાં જુદાં ઉત્તમ કારીગરીવાળાં આસનો ગોઠવવામાં આવેલાં હતાં. આ સર્વેની મધ્યમાં એક વિશાળ રાઇટીંગ ટેબલ ગોઠવેલું હતું. પ્રધાન ખંડમાં બગીચાના મુખદ્વાર તરફ પડતી ત્રણ બારીઓ હતી. એમાંથી પવનની મૃદુ લહેરીઓ આવીને ત્યાં બેસનારનું મન રંજન કરતી હતી. આ ગૃહમાં બન્ને બાજુ પર મશહુર કળાવિધાયકોનાં હસ્તાંકિત ચિત્રોની શ્રેણિ ગોઠવેલી હતી. તેની જમણી અને ડાબી બાજુઓપર બબ્બે વિશાળ ખંડ હતા ઉભય બાજુનો એકએક શયનગૃહ તરિકે વપરાતો હતો. આ શયનગૃહો બંગલાના પૂરોભાગે હોવાથી તેમાં હવાના આવર જાવરની છુટ સારી હતી. આ શયનગૃહો અને તેની સાથેના બીજા એક એક ઓરડાને ફરતી ગેલેરી હતી જેમાં જવાને દરેક ખંડમાં એક એક દ્વાર રાખવામાં આવેલું હતું. શયન ગૃહોમાં એક એક ન્હાનું ટેબલ, વેત્રાસનો, સુંદર અરીસા, મુખ પ્રક્ષાલનની સર્વ સામગ્રી અને સુંદર મચ્છરદાનીથી આચ્છાદિત કરેલા કાષ્ટ પલંગો ઇત્યાદિ રાખવામાં આવ્યાં હતાં.

બીજા બે ખંડમાંનો એક "વસ્ત્રપરિધાન ગૃહ" (ડ્રેસીંગ રૂમ) તરીકે વપરાતો હતો અને બીજા બે ત્રણ સુંદર વેત્રાસનો એક નાનું લેખનપીઠ અને પુસ્તકથી ભરેલાં બે કબાટ ગોઠવીને તેને એક લઘુ પુસ્તકાલય બનાવવામાં આવ્યો હતો. ઉમાકાંત અને યમકુમારી આ પુસ્તક ગૃહમાં ઘણીવાર બેસતાં અને વાંચતાં લખતાં. પ્રધાન ખંડમાં બીજા બે દ્વારો હતાં જેમાંથી બીજા બે મ્હોટા વિશાળ ખંડોમાં જવાતું હતું. આમાં ગૃહોપયોગી સામગ્રી તથા રાચરચીલું વ્યવસ્થિત રીતે

ગોઠવવામાં આવેલું હતું. આ ઉભયમાંથી એક બીજામાં જવા આવવાને દીવાલની મધ્યમાં એક દ્વાર હતું. ડાબી બાજુવાળા ખંડની અંતે સ્નાનગૃહ હતું અને જમણી બાજુવાળાની અંતે એક પાકગૃહ હતું. બંગલાની રચના જોકે એટલી બધી શ્લાધ્ય ન હતી છતાં પણ ઉષ્ણુતા નિવારણને માટે ત્યાં સર્વ પ્રકારની સગવડ દૃશ્યમાન થતી હતી.

ઉમાકાંત બંગલામાંથી ઑફીસમાં જવા નીકળ્યો કે તરતજ પેલો યુવક એક શયનગૃહમાં જઇને પ્રવાસ પરિશ્રમનો પરિહાર કરવા અને પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવા માટે સૂઇ ગયો.



# પ્રકરણ ૪ થું.

## નવીન યુવક તે કોણ?

ગત ત્રણ પરિચ્છેદમાં આ યુવકનો પરિચય અલ્પાંશે કરાવવામાં આવેલો છે, છતાં પણ આપણી નવલકથાના પ્રસંગમાં તેનો વધારે ગાઢ પરિચય થવાની આવશ્યકતા છે.

એ યુવકનું વય લગભગ ૩૫ વર્ષનું હોય એમ તેના શરીર અને અવયવ ગઠનથી અનુમાન કરી શકાતું હતું. તેના શરીરનો બાંધો દૃઢ અને આકૃતિ કદાવર હતી. મુખમુદ્રા પ્રતિભાશાળી અને ઓજસ્વિની હતી તેમાં નૈસર્ગિક તેજસ્વિતાનો સંચાર થયેલો સ્પષ્ટ વ્યક્ત થતો હતો. વર્ણ શ્વેતમિશ્રિત રક્ત હતો. અને તેથી ગૌરાંગ આંગ્લવાસીમાં તે સહજ ભળી શકે તેવો હતો. મુખપ્રદેશ ભરાઉ, મનોમુગ્ધ અને આકર્ષક હતો. નેત્રો ભુરાં, કેશ પણ ભુરા અને મુછ પણ સાધારણ ભુરી હતી, કિન્તુ તે ભુરાશ એટલે અંશે ન હતી કે જેથી તેની શ્વેતમિશ્રિત રક્ત ત્વચામાં વિરૂપતાનું દર્શન ન થાય. તેના હસ્ત અને ગાત્રો માંસલ અને બલીષ્ઠ હતાં. લઘુદૃષ્ટિને લીધે તે નાસિકા પર હમેશાં સુંદર સોનેરી ફ્રેઇમનાં ચશ્માં પહેરતો હતો. કરાંગુલિ પર એક મુદ્રા સિવાય અંગપર અલંકાર રાખતો નહિ. તેની મુખાકૃતિ પર વિદ્વતાની તેજોમયતાનું કેટલેક અંશે દર્શન થતું હતું. આ યુવકનું નામ વૃંદાવનદાસ હતું.

તેનો પિતા સુરતનો એક પ્રખ્યાત વકીલ હતો, અને સરકારી વકીલ તરીકે કામ કરતો તેથી તેને સુરત જીલ્લાના ઘણા શ્રીમંત ધનાઢયો સાથે ન્યાયના કાર્યને અંગે ગાઢ પરિચયમાં આવવાના પ્રસંગ પ્રાપ્ત થતા. તેનું નામ વ્રિજભુખણદાસ હતું. તે અત્યારે પણ સુરતમાં નિવાસ કરતો હતો. તે એક સંસ્કારી વિદ્યાવિભૂષિત અને અલૌકિક બુદ્ધિશાળી

પુરૂષ હતો. તેની કાર્યદક્ષતાના પ્રભાવથી તેને લગભગ આખો જીલ્લો પિછાણતો હતો. વંદ્રાવનદાસને-બાલ્યાવસ્થાથીજ સારા સંસ્કારમાં ઉછેરવામાં આવ્યો હતો અને ગુજરાતીની ઉચ્ચ કેળવણી સાથે તેને આંગ્લવિદ્યામાં મેટ્રીક સુધીથી કેળવણી આપીને તેને ઉચ્ચતર જ્ઞાન માટે ઇંગ્લંડ મોકલવામાં આવ્યો હતો ત્યાં તેણે ઑક્સફર્ડના વિશ્વવિદ્યાલયની ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરીને બી. એ.ની પરીક્ષામાં ઉચ્ચસ્થાન મેળવ્યું હતું. બ્રિજભુખણદાસનો શેઠ કરમાલી સાથે ગાઢ સંબંધ હોવાથી વંદ્રાવનદાસને ત્યાંની શાખાના એક કાર્યવાહકની દેખરેખ નીચે રાખવામાં આવ્યો હતો. આ પરીક્ષા પસાર કરાવ્યા પછી તેને કાંઇક વ્યવહારૂ ઔદ્યોગિક જ્ઞાન પ્રાપ્ત કરાવવાનો તેના પિતાનો વિચાર હતો. પણ તેની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી અને ત્યાંના શેઠ કરમાલીના કાર્યવાહકનો તેને હિન્દ બોલાવી લેવાનો દ્રઢાગ્રહવાળો પત્ર આવવાથી બ્રિજભુખણદાસે શેઠ કરમાલી સુરત આવ્યા તે વખતે મુલાકાત કરી અને તેની સંમતિ મળતાં તેને રંગુન તરફ મોકલ્યો.

રંગુનમાં તે વખતે એક વૃદ્ધ અને અનુભવી કાર્યવાહક હતો તેના હાથ નીચે વંદ્રાવનને રાખવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. વંદ્રાવન જાતે નિરહંકારી, નમ્ર, વિનયશીલ અને સદ્ગુણસંપન્ન હતો. કામ કરવાની તેની ઝડપ ઘણી સારી હતી. કોઇ પણ નવીન કાર્યમાં પ્રાવીણ્ય મેળવતાં તેને વાર ન લાગતી. તે બુદ્ધિશાળી અને મર્મગ્રાહી હતો. તેનામાં પરિસ્થિતિનું સૂક્ષ્માવલોકન કરવાની શકિત સાહાજિક હતી. તેનો સ્વભાવ મિલનસાર, સુખકાંત હસમુખી અને વાણી મિષ્ટ તેમજ મંજુલ હોવાથી તે સર્વને પ્રિય થઇ પડે તેવો હતો. ગુજરાતીનું તેણે ઘણું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ ધરાવતો હતો. આ ઉપરાંત તે થોડું ફ્રેંચ અને બંગાળી પણ જાણતો હતો.

પાઠશાળાનો ત્યાગ કર્યા પછી પણ તેનો વાંચનનો શોખ કોઇ પણ રીતે ઓછો થયો નહિ, પણ દિનપ્રતિદિન વૃદ્ધિગત

થતો ગયો. તેની જ્ઞાન પિપાસા વધારે ને વધારે અસંતુષ્ટ થતી જતી હતી. રંગુન તરફ જતી વખતે પણ તેણે પોતાની સાથે પ્રવાસમાં કાલક્ષેપ કરવાને કેટલાંક વિનોદી અને હરનિશ ઉપયોગનાં પુસ્તકો સાથે લીધાં હતાં. વંદ્રાવન અત્યાર સુધી અવિવાહિત હતો. પાશ્ચાત્ય પ્રદેશમાં પોતાની તરૂણાવસ્થાનાં ચાર વર્ષ ગાળવાથી તથા વિદ્યાના ઉચ્ચ સંસ્કારોથી તેનામાં સ્નેહ લગ્નનું બીજારોપણ થયું હતું. પોતાને સારૂ કોઇ સુંદર, મનોહારિણી, વિદ્યાવિભૂષિત, સંસ્કૃતિ પામેલી, ચિત્ર, લેખન, ભરત અને ગુંથન કાર્યમાં દક્ષતા ધરાવતી, ગીત વાદ્યાદિ મનોરંજક કળાઓની શોકીન, સદ્ગુણશીલા અને પતિ મન રંજનાર્થે આવશ્યક સર્વ વિદ્યાકળાજ્ઞ હોય એવી કુમારિકાની શોધમાં તે હતો. અદ્યાપિ એવી કોઇ મનોવાંછિત મુગ્ધા તેના પરિચયમાં આવી નહોતી. તેનો પિતા પોતાની જ્ઞાતિની કેટલીક રૂપગુણસંપન્ના વિદ્યાવિભૂષિતા અને લાવણ્યમયી કુમારિકાઓમાંથી કોઇની પસંદગી કરવાને કહેતો, પણ એ સર્વેમાંથી કોઇ પણ કુમારી તેની સ્નેહોર્મિને, તેની જરૂરીઆતોને પૂર્ણાંશે સંતોષે એવું ન હતું. માત્ર એક કન્યકા રત્ન સુસંસ્કારી અને વંદ્રાવનની ઇચ્છિત જરૂરીઆતોને અલ્પાંશે પરિતુષ્ટ કરે તેવું હતું. એના કરતાં કોઇ શ્રેષ્ઠ કુમારી ન મળે તો વંદ્રાવનનો એ કન્યકા રત્ન સાથે લગ્નગ્રંથીથી સંયુક્ત થવાનો દ્રઢ વિચાર હતો. એ કન્યા સાથે તેને સાધારણ પિછાન હતી તેથી તેના ગુણાદિની કસોટી કરી શકયો હતો અને તેની કસોટીમાં એ કન્યાએ ઘણે અંશે વિજય મેળવ્યો હતો. થોડા સમયમાં તેને રંગુન જવાનું થતાં તેના વધારે પરિચયમાં આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહિ. એ કુમારિકાનું વલણ પણ વંદ્રાવન સાથે પરણવાનું હતું, કિન્તુ એ વિષયનો અંતિમ નિર્ણય તેના પિતાના હાથમાં હોવાથી તે તત્સંબંધી કાંઇ શબ્દોચ્ચાર કરી શકે અથવા પોતાના મનોવાંછિત પતિનું નામ પ્રકટ કરી શકે તેમ ન હતું. એ કુમારિકા આ વખતે મેટ્રીકના કલાસમાં અભ્યાસ કરતી હોવાથી તેના પિતાએ

પરીક્ષાના પરિણામ પછી તેના વાગ્દાનનો નિર્ણય કરવાનો વિચાર રાખ્યો હતો. પરીક્ષાને હજુ છ સાત માસની વાર હતી એટલે વંદ્રાવન રંગુન તરફ ગયો તે પૂર્વે એ વિષયમાં કાંઇ થઇ શકે તેમ ન હોતું. કિન્તુ વંદ્રાવનના પિતાએ એ કુમારિકાના પિતા પાસે અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થદ્વારા તેના વાગ્દાનની માગણી મોકલી હતી; પરંતુ તેનો કાંઇ ચોક્કસ પ્રત્યુત્તર મળ્યો નહોતો. વંદ્રાવન દિવસે દિવસે તરૂણાવસ્થાનાં સાહજિક લક્ષણો પ્રાપ્ત કરતો જતો હતો; કિન્તુ સુભાગ્યે અદ્યાપિ સુધી તે કોઇ રૂપ સૌન્દર્યમંડિત મદિરાક્ષી, ઉન્નત ઉરોની, ચપળ ચતુરા અને મદનમદહારિણી લલનાના નેત્ર બાણનું લક્ષ્ય થયો ન હોતો એટલે તેને મદન વિકારવાસના અને ઇંદ્રિય સુબોધ ભોગ લાલસાના આસ્વાદનોનો અનુભવ થયો નહોતો. તેને સંગીતનો શોખ પણ ઘણો હતો એટલે પોતાની સાથે પ્રવાસમાં એક હારમોનિયમ અને સુંદર નાજુક સારંગી લાવેલો હતો જેથી તેના પ્રવાસકાળમાં તે પોતાનો સમય આનંદપ્રમોદમાં પસાર કરી શકયો હતો.





## પ્રકરણ ૫ મું.

—:૦:—

### "વંદ્રાવનનું શયનગૃહ."

વંદ્રવનદાસ જે અલ્પકાળ પૂર્વે પ્રવાસ પરિશ્રમને લીધે ગાઢ નિદ્રામાં પડેલો હતો તે અત્યારે પણ તેવીજ સ્થિતિમાં હતો. લગભગ બે વાગ્યાનો સમય થવા આવ્યો હશે એવામાં યમકુમારી પ્રધાન ખંડમાં આવી. ત્યાં વંદ્રાવનદાસને નહિ દેખતાં તેના શયનગૃહ સિવાય પ્રધાન ખંડની બાજુએ આવેલા ત્રણે ઓરડામાં તે ફરી આવી. પછી વસ્ત્રપરિધાન ગૃહમાં જઇને પોતાના પરિધાન કરેલાં વસ્ત્રોને બરોબર સમારી, કેશને પુનઃ સંમાર્જન કરી, અને લલાટ પ્રદેશમાંનુ સૌભાગ્ય ચિન્હ ઝાંખું થઇ ગયું હતુ તેને પુનઃ કુંકુમિત કરી બાકી રહેલા એક શયનગૃહમાં ગઇ. ત્યાં વંદ્રાવનદાસને તેણે મચ્છરદાનીથી આચ્છાદિત થયેલા કાષ્ટ પલંગ પર બીછાવેલી અને સુંદર શ્વેત પ્રચ્છદપટથી આચ્છાદિત થયેલી શય્યા પર નિદ્રા ઉપભોગ કરતો જોયો. આ શયનગૃહમાં જે બાજુએ વાતાયન હતાં તે બાજુ પર મચ્છરદાની સમારીને ઉંચી રાખવામાં આવી હતી. કિન્તુ યમકુમારી આવીને ઉભી હતી તે બાજુ આચ્છાદિત હોવા છતાં પણ તેના કપડાની છિદ્રાળુતાને લીધે યમકુમારી અત્યારે તેનુ મુખ દર્શન શાંતિથી અને અપ્રતિહત રીતે કરી શકે તેમ હતું. આ સમયે વંદ્રાવને ચસ્મા પહેરેલાં નહોતાં. જો કે તેણે માત્ર એક સફેદ ધોતીયું અને સુંદર બારીક મલમલના પેરણ સિવાય કાંઇ પણ પહેરેલું નહોતું છતાં પણ તેના શરીરની સુંદરતા અને મનોહરતામાં કોઇ પણ પ્રકારની ઉણપ અથવા ન્યૂનતા જણાતી નહોતી. મસ્તક પરના સુંવાળા ભૂરા વાળ અત્યારે અસ્તવ્યસ્ત થયેલા હતા. તેના પૂરોભાગનો વાળનો ગુચ્છો વિખરાઇ ગયો હતો અને સેંથાની બન્ને બાજુ પરના ઝુલફાં ખસી જઇને ભાલ પ્રદેશ પર

આવી ગયાં હતાં. જેથી તેની કાંતિ વધુ મનમોહક અને આકર્ષક લાગતી હતી. તેનું સૌન્દર્ય અત્યારે સુરપતિ પુરન્દરની સ્પર્ધા કરે તેવું અપ્રતિમ લાગતું હતું. નાસાગ્ર અણીદાર હોઇને તેનાપર ચમકતી રક્તવર્ણી તેજસ્વિતા અત્યારે અધિકાધિક રમણીય લાગતી હતી. ભગવાન પંચશર જાણે તેની ભ્રકુટી પરની વક્ર ભ્રૂલતા રૂપી ધનુષપર પોતાનાં શરો ચઢાવીને જોનારનાં હૃદયને વિદીર્ણ કરવા અને આકર્ષવા બેઠા હોય એમ જણાતું હતું. તેનાં નેત્રો અત્યારે બીડાયેલી કુસુમકળી સમાન મીચાયેલાં હતાં છતાં પણ તેની નયન જ્યોતિ કટાક્ષ બાણ રૂપે વિંધવાને આતુર હોય એમ પોપચાં પર ફરકતી જણાતી હતી. તેના ઓષ્ઠ અત્યારે સહજ વિકસેલા હતા તે જાણે અધરદાન લેવાને ઉત્કંઠિત હોય એમ જોનારને સહજ અનુમાન થાય એમ લાગતું હતું. ધોતીઆ અને પેરણના કપડાની પારદર્શકતા અને છીદ્રાળુતાને લીધે તેના સર્વે અંગોનું પ્રફુલ્લિતપણું વધારે ચિત્તાકર્ષક અને નેત્ર રંજનકારિ લાગતું હતું. તેનો આવો સૌન્દર્ય પ્રભાવ કોઇ પણ દૃઢચિત્ત અને સરળહૃદયા તરૂણીને પ્રેમાંધ કરી નાંખે એવો હતો.

યમકુમારી આ શયનગૃહમાં પાંચસાત ક્ષણ સુધી સ્તબ્ધ થઇ વંદ્રાવનના મનહર અને મોહક મુખનું બારીક નિરીક્ષણ કરતી હતી તે વખતે તેના હૃદયમાં એક પ્રકારનું વૈકલ્બ્ય જાણે તેની વિચાર શ્રેણિઓને વમળમાં નાંખતું હોય એમ જણાતું હતું. તેના મુખપર દૃગોચર થતી અવનવી ચેષ્ટાઓથી તેનું કોમળ હૃદય વધારે ને વધારે જીજ્ઞાસુ અને સંતપ્ત થતું હોય એવું સ્પષ્ઠ માલુમ પડતું હતું. તેનાં નેત્રો અત્યારે મદિરાપાન કરેલા મનુષ્ય સમાન સ્થિર રહેતાં ન હતાં. ઘડીકમાં જાણે દિંકમૂઢ થઇ ગઇ હોય એમ નિશ્ચેષ્ટ ઉભી રહેતી ત્યારે વિચાર શૂન્ય હોય એમ પાષાણ પ્રતિમા સમાન જણાતી હતી. તેના કપોલ પ્રદેશ પર અત્યારે મુગ્ધતાના ભાવોનું દર્શન થતું હતું. કેટલીક ક્ષણો સુધી તે તેને આમ જોઇ રહી છતાં જાણે તેના અધીરા અને આકુળ વ્યાકુળ હૃદયને શાંતિ ન થઇ હોય તેમ

યમકુમારી અનિમેષ દૃષ્ટિથી વંદ્રાવનને જોયા કરતી હતી તે વખતે તેના મુખમાંથી મધુર સ્વરે નિમ્ન લિખિત પંક્તિઓનો ઉચ્ચાર થયો

નીરખે હૃદય ત્યમ વધતી, જીજ્ઞાસા મુજ પુનઃ જોવાને
અધીરૂં મનડું મ્હારૂં, તલસે પુનઃ એ કાંતિ નીરખવાને.

ઉપર્યુક્ત પંક્તિઓ ઉચ્ચારી યમકુમારી પુન શાંત થઇ ગઇ. તે ગંભીર વિચાર તરંગમાં પડી ગઇ. પોતાનું હૃદય સ્વાસ્થય પણ તે ન સાચવી શકી એટલી માનસિક વિકલતા તેનામાં વૃદ્ધિંગત થતી ગઇ. તેના ભાલ પ્રદેશ પર પ્રસ્વદેનાં અંબુજોનું આવરણ ધીરે ધીરે આવતું જણાયું. નેત્રો જ્યોતિ-હીન થઇ ગયાં હોય એમ સ્થિર થઇ ગયાં. તેની દૃષ્ટિ આ પળે વંદ્રાવનદાસના મુખદર્શનમાં સચોટ નિમગ્ન થયેલી હતી. એવા તે શા ગાઢ વિચારાર્ણવમાં તે ગોથાં ખાતી હશે એની કલ્પના કરવી અથવા તેની જ્ઞાન કુંચી પ્રાપ્ત કરવી એ ઘણું કઠણ હતું કારણ કે તેની મુખમુદ્રા પરના ભાવોમાં પ્રતિક્ષણ પરિવર્તન થતું હતું. ક્ષણે ક્ષણે તેનું મુખ મંદહાસ્ય-વિલસિત અને પ્રસન્નતાના પુલકિત ભાવોથી પ્રપુલ્લ લાગતું તો બીજી ક્ષણે પુનઃ તેમાં નિર્વેદ પૂર્ણ ઉદ્વેગ અને ખિન્નતાના ભાવોનું પ્રગટપણું જણાતું. જાણે તેના પર અસહ્ય અને દુનિવાર્ય આપત્તિનું આક્રમણ થયું હોય એમ અત્યારે તે બહુ વિચાર-મગ્ન દીસતી હતી. જાણે શિકારીના બાણથી ત્રાસિત થઇને હરિણી કાંપતી હોય એમ યમકુમારીની દેહલતા કંપાયમાન થતી હતી. આ ભય નિદાન શું હશે અથવા આવી રીતે કંપાયમાન થવાનું શું કારણ હશે? અને તે પણ કોઇ પરપુરૂષના શયનગૃહમાં? આ શંકાયુકત પ્રશ્નોનું નિરક્ષણ કરવું એ આ લેખિનિની સત્તા મર્યાદા બહાર છે. કોઇ નિપૂણ માનવશાસ્ત્રીજ આ શંકાનું નિવારણ સ્હેલાઇથી કરી શકે.

સમય પોતાનું કાર્ય હમેશાં પાણીના પ્રવાહ પ્રમાણે નિર્વિક્ષેપ રીતે કર્યે જાય છે. ઉદ્યોગી મનુષ્યો સમય વહનની દરકાર ન કરતાં પોતાના કાર્યની પ્રગતિથી સમયનું માપ

કરે છે. નિરૂદ્યોગી અને પ્રમાદી માણસો પોતાના પ્રમાદ અને મનોવાંછનાની સિદ્ધિથી સમયનું માપ કાઢે છે. બંને સમયની ઉપયોગિતા બરોબર સમજે છે પરંતુ તેમની સમજના માર્ગો ભિન્ન છે એ સિવાય અન્ય કાંઇ ભિન્નતા નથી. વંદ્રાવન હજુ સુધી નિદ્રામાં જ પડેલો હતો. પ્રવાસ પરિશ્રમને લીધે તેનું ઘોરણ વધારે ગાઢ થતું હતું. યમકુમારીની ઉપસ્થિતિનું તેને ભાન ન હોતું. યમકુમારીએ ઉચ્ચારેલી પંક્તિઓનો સ્વર તેના કર્ણપટ પર અથડાયો હશે; પણ તે નિદ્રાવશ હોવાથી તેની શ્રવણેન્દ્રિયમાં નિદ્રાજન્ય જડતાના સચારથી તેણે આ સ્વર શ્રવણ ન કર્યો હશે. તેની નિદ્રા હજુ સુધી પણ અભગજ હતી. તેણે પાસું પણ ફેરવ્યું ન હોતું. યમકુમારી જે બાજુ પર ઉભેલી હતી તે બાજુ પરજ તેનું મુખ હતું એટલે યમકુમારી હજુપણ તેને નિહાળતી ઉભી હતી. કદાચ તેણે પાસુ ફેરવ્યું હોત તો યમકુમારીની વિચાર-માળા અન્ય માર્ગે દોરાત ખરી; પણ તેમ ન થવાથી તેની વિચાર તંરગમાળા અખંડિત રીતે પ્રગતિ કરતી હતી, અને વધારે ને વધારે વમળમાં તણાતી જતી હતી. તે હજુ પણ નિશ્ચેષ્ટ ઉભી હતી. તેની મનઃ સંવેદના વધતી જતી હતી. આ મનઃ સંવેદના જ્યારે અસહ્ય થઇ પડે છે અને ગંભીર રૂપ ધારણ કરે છે ત્યારે માનવ મુખમુદ્રા પર એક પ્રકારના અકળિત ગાંભીર્યની છાયાનું દર્શન થાય છે તેમ યમકુમારીની મુખમુદ્રા અત્યારે ગાંભીર્યમંડિત જણાતી હતી જ્યારે હૃદયમાં હર્ષનાં આન્દોલનો થાય છે અથવા સંવેદના અને માનસિક સંતપ્તતાના નિરંકુશ સામ્રાજ્યથી આઘાત થાય છે ત્યારે ઉભયનું પર્યવસાન અશ્રુપ્રવાહમાં પરિણુત થાય છે. યમકુમારી અત્યારે હર્ષ અને આનંદપૂર્ણ ન હતી પણ તેના હૃદયમાં સંવેદનાની સત્તા નિરંકુશપણે પ્રાધાન્ય ભોગવતી હતી. આ સંવેદના દીર્ઘકાળવાસિની થવાથી માનવ સ્વભાવમાં ગંભીર પરિવર્તન થાય છે. કેટલીક વખતે તેનામાં ઉન્માદનાં ચિન્હો જણાય

છે. વેલછાયુક્ત વાણી પ્રવાહ અસ્ખલિત વહેવા માંડે છે અને છેવટે તે મનુષ્ય ઉન્માદનું ભોગ થઇ પડે છે. સદ્ભાગ્યે યમકુમારીની સંવેદના દીર્ઘ સમય ટકી નહિ પણ અશ્રુ પ્રવાહમાં પરિણામ પામીને તેના સંતપ્ત અને પીડિત હૃદયને ઉન્માદનો ભોગ થતું બચાવ્યું. યમકુમારીનું અશ્રુવર્ષણ અસ્ખલિત ચાલવા માંડયું; માનસિક પીડા અને વ્યાધિજન્ય સંવેદના ઓછી થવાથી તેને પોતાની સ્થિતિનું ભાન થવા લાગ્યું હતું. તે પોતે સમજી હોય કે હું પરપુરૂષના શયનગૃહ-માં ઉભેલી છું એમ તેના મુખ પરના પરિવર્તિત થયેલા ભાવોથી અનુમાન થતું હતું. વિદ્યુત્સ્પર્શથી માણસ જેમ ચમકીને પાછો પડે છે તેમ તેના શરીરને ઓચિંતો આઘાત થયો હોય તેમને હરિણીની માફક ચમકી અને સહજ પાછી હઠી, અને શરમાઇ ગઇ હોય તેમ પોતાનું મુખ હસ્તપાણી દ્વય વચ્ચે છુપાવી દીધું. પુનઃ કાંઇ વિચાર આવવાથી તે પાછી સ્તબ્ધ થઇ ગઇ અને વંદ્રાવનના મુખનું દર્શન કરી એક મધુરૂં ભયંકર સ્મિત કરી કટાક્ષ નાંખ્યું અને પૂર્વવત્ ગંભીરતા ધારણ કરીને ઉભી રહી. વળી કાંઇ વિચ ર આવવાથી વંદ્રાવનપ્રતિ એક મર્મવેધક દૃષ્ટિપાત કરીને જે દ્વારમાંથી તે આવી હતી તે દ્વારને રસ્તેથી પ્રધાન ખંડમાં આવી અને એક આરામ સ્થાન પર બેસીને અલ્પ સમય અભંગ મૌન ધારણ કરીને સામે ટાંગેલા વિશ્વામિત્ર અને મેનકાના સુંદર હસ્તાલેખિત ચિત્રને જોવામાં મગ્ન થઇ. ત્યાંથી ઉઠીને ત્યાં ટાંગેલી એક નાની વીણા લઇ આવીને તેના તાલ સુરનું સંમિશ્રણ કરવા લાગી અને પોતાના સ્વર સાથે સુર મિલન બરોબર થયું છે એમ લાગ્યું ત્યારે આલાપ કરતી અને પાદઘૂર્ણનથી ઠેકો દેતી વીણા વાદનયુક્ત કંઠે નીચેનું ગીત ગાવા લાગી:—

મદન તુજ દાસ બને સબ કોય
લંકપતિ તુજ બાણનું લક્ષ્ય મોહ્યો સતી સીતાકો
ખોવ્યાં દશ શીશ તેં એનાં, તુંજસે બચે ન કોઇ (૧)

મદનાંધ થઇ સદાશિવ શંકર, મોહ્યા શુદ્ર ભીલડીકો
મદન સત્તા વ્યાપે હૃદયે, મદન કરે સો હોય (૨)
ભાન ભૂલી પ્રજાપતિ બ્રહ્મા, મોહ્યા નિજ દુહીતાકો
સંત સાધુ વિરાગી સબ કોય, તુજસે છુટે ન કોય (૩)
સાધુઓ કૈં મદનાસકત થઇ.........

સંગીત સમાપ્ત થયું ન થયું એટલામાં તે એક છંછેડાયેલી સિંહી પ્રમાણે ઉઠી, વીણાને દૂર નાંખી દીધી અને ભીષણ મુખ મુદ્રા કરીને પોતાની ચારે દિશાએ ગાભરી ગાભરી જોવા લાગી. રતિ પીડાનું વિષ સિંચન તેના હૃદયમાં વધારેને વધારે થતું ગયું હોય એવા ભાવો સ્પષ્ટ જણાવા લાગ્યા. પોતાના હસ્તદ્વયને બે ઉરૂના મધ્યમાં આવેશથી દાબીને જાણે રતિ પીડાથી મુકત થવાને પ્રયત્ન કરતી હોય એમ પોતાનાં સર્વે અંગને હલમલાવી નાંખ્યું અને પુનઃ સ્વસ્થ થઇને ગ્રીવાને ઉંચી કરીને કોપાન્વિત મુખમુદ્રાથી હોઠ ફફડાવવા લાગી અને અંતે મહા પ્રયાસે નીચે પ્રમાણે એકાંતિક સ્વવાદ કરવા લાગી.

“ અરે માનવ મસ્તિષ્ક પર ઘુમતી કૃપાણસમ તીવ્ર રૂઢી! અરે અસંખ્ય નવયૌવનાના સંસાર સુખને સંહારનારી પિશાચણી! અરે મનુષ્ય જીવનમાં નરક યાતનાનું ભાન કરાવનારી યક્ષણી! અને ઓ! અનેક બાળ વિધવાઓને વૈધવ્ય ધર્મથી વિમુખ કરીને વ્યભિચારના કુપથમાં અનુગમન કરાવનારી હત્યારી બાળલગ્નની કાતિલ રૂઢી! તેં અમારા હિન્દુસંસારમાં કેટલો અત્યાચાર કર્યો છે. તેં કેટલી બાળિકાઓને દુઃખની ગહન ગતિમાં ગબડાવી દીધી છે અને તેમના સંસાર સુખનું ઉચ્છેદન કર્યું છે, તેનું તને ભાન છે? અરે ઓ કાળમુખા નર્કતનયા હવે તો તારા ખપ્પરમાં સપડાતા ભોગોપર ક્રૂરતા ન કર, તારી ક્રૂરતાની અવધિ થઇ ગઇ છે. આજે અસંખ્ય બાળ વિધવાઓ આ મારી ભારતની પુનિત ભૂમિપર ‘પોતાનું દુઃખ રોતી અને સદાકાળ અશ્રુવર્ષણમાં ગાળતી નજરે પડે છે. કેટલીક વૈધવ્ય ધર્મનું પાલન કરે છે. કેટલીક શારીરિક,

નહિ તો માનસિક વ્યભિચારથી પણ ભ્રષ્ટ થાય છે. કેટલીક વધુ વયના પતિની સ્વામીનિઓ હોવાથી સંસાર સુખોપભોગની ઇચ્છિત પરિતૃપ્તિને માટે પોતાથી મોટી વયના અથવા સમાન વયના પરપુરૂષો સાથે વ્યભિચારમાં પડે છે. અનેક નીતિતત્વવેત્તાઓએ અને મનુ જેવા માનવધર્મ નીતિ વિશારદોએ સ્પષ્ટ શબ્દોમાં લખેલું છે કે કુમારિકાનું લગ્ન અવશ્ય દ્વાદશ અથવા ચતુર્દશ વર્ષની વય પહેલાં ન કરવું. ત્યાર પછીના પણ ઘણા મીમાંસકોએ આ નિયમને અનુમતિ આપેલી છે અરે, એક અકબર બાદશાહ જેવા વિધર્મી દાનવીર અને પ્રજાપ્રિય નૃપતિએ પણ આ સિદ્ધાંતનું તત્વ સ્વીકારીને પોતાની પ્રજાને પાલવાના નિયમોમાં આને સામેલ કર્યો હતો. વિધર્મીઓ જ્યારે આપણા નિયમોને પ્રશસ્ત અને આદરણીય ગણે અને આપણે જ્યારે આપણા પોતાના નીતિસૂત્રો ઘડનારાઓના લાભપ્રદ નિયમને માન ન આપીએ, અરે તેનું શ્રદ્ધાથી પાલન ન કરીએ તો આપણા દુર્ભાગ્ય સિવાય તેનું શું નિદાન હોય શકે ! ધર્મસૂત્રોનું પાલન જેટલા અંશે શિથિલ થતું જાય છે. તેટલે અંશે આપણી શારીરિક અને માનસિક અધોગતિ થતી જાય છે. કયા શાસ્ત્રકાર અથવા પુરાણકારની એવી ઉક્તિ છે કે કુમારિકાને નવ અથવા દશ વર્ષની અપરિપકવ વયે લગ્ન ગ્રંથીથી સંયુક્ત કરવી ! આપણું પ્રાચીન સમાજ બંધારણ પણ એવી ફરજ પાડતું નથી. આપણા સમાજનું બંધારણ પણ આ નીતિ સુત્રોને આધારે ઘડવામાં આવેલું છે. અહા! આવાં લગ્નોથી કેટલો અનાચાર થાય છે. આજે પ્રાચીન ગૌરવવાળી ભારતમાતાનાં સંતાનો કેવાં દુર્બળ અને નિઃસત્વ માલુમ પડે છે. તેમનું શારીરિક બંધારણ કેવું ક્ષીણતા અને શીર્ણતા ભરેલું હોય છે. તેમની શારીરિક શક્તિ કેટલી નષ્ટ થઇ ગયેલી જણાય છે. તેમની માનસિક શક્તિ પણ કેટલી ક્ષીણ થયેલી હોય છે. આપણા પૂર્વજો અને આપણા પ્રતિભાશાલી પ્રભાવપૂર્ણ અને વીર, અરે વિપુલ માનસિક અને શારીરિક

શક્તિ, સંપત્તિવાળા, ચૈતન્યપૂર્ણ જીવનવાળા, દીર્ઘજીવિત અને દ્રઢ નિશ્ચયવાળા વડીલોનું ઉજ્જળ ગૌરવ ક્યાં! અને આપણા હાલના મરકટ મુદ્રાવાળા, કાતરભાવ દાખવતા, ભીરૂ, અશક્તિ અને દૌર્બલ્યનાં મૂર્તિમંત સાક્ષાત્કાર, આળસુ અને પ્રમાદી, અલ્પજીવી અને અસ્થિરતાના ભંડારરૂપ સંતાનોની નિર્જીવતા ક્યાં? શું આ સર્વે આજે ભારતને લજ્જાવનત મુખે ઉભું રાખવાને બસ નથી! ભારતનાં સંતાનો અત્યારે સત્વહીન મનાય છે તેમનું પ્રાચીન ગૌરવ નષ્ટ પામ્યું છે. આ સર્વેનું પ્રમાણભૂત કારણ બાળલગ્ન અને અસમાન વયનાં યુગલોનાં લગ્ન સિવાય અન્ય કાંઇ નથી. મારા પિતાએ મારૂં જીવન કેવું નિરસ બનાવી દીધું છે. અરે! તેઓ મારા પિતઃ નહિ, મારા સ્રષ્ટા નહિ, પણ આ દેહના અસ્તિત્વ છતાં મારા વિનાશક છે. અસમાન વયના પતિ સાથેના લગ્ન સંબંધથી મને દુઃખાર્ણવમાં ગર્ક કરી દીધી છે. મને જીવતાંજ નર્કદ્વારમાં ધકેલી દીધી છે. આ જીવનમાં હું ઐન્દ્રિક સુખ નહિ કિન્તુ નર્ક યાતના ભોગવું છું. મારૂ મન વધારે ને વધારે વિહ્વળ બનતું જાય છે. મારી લાલસા તૃપ્ત થતી નથી. ઇન્દ્રિય વિષયક સુખની તૃપ્તિ માટે આ દુનિઆમાં મારે વ્યભિચાર સિવાય કાંઇ પણ પથ નથી. મારી માનસિક એકાગ્રતા અને દ્દઢતા હવે દીર્ઘકાળ પર્યંત ટકી શકે તેમ નથી. મારી વૃત્તિઓનાં શિથિલતાનું બીજ રોપાઇ ગયું છે. મારા ચિત્તના દ્દઢતારૂપી વૃક્ષના મૂળમાં ચંચળતારૂપી વિષનું સિંચન થયું છે. અરે! હવે હું શું કરૂં, ક્યાં જાઉં, જીવતી બળી મરૂં, આ બારીએથી પડતું નાંખી પાષાણ પર પડી આત્મહત્યા કરૂં. અરે! મારૂ મન ઘણું વ્યાકુળ થાય છે.”

તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ ચાલતો હતો. તેનો શ્વાસ રૂંધાઇ જવાથી તે થોડો વખત નિર્વાક્ બેસી રહી. તે અત્યારે વિકાળમુખી ભંયકર કપાલ કુંડલા સમાન જણાતી હતી. તેનો મનોવ્યાધિ વધતો જતો હતો. ક્રોધથી તેનુ મસ્તિક કંપાયમાન થતું હતું. નેત્રો અશ્રુપ્રવાહથી

રક્તવર્ણાં થયાં હોય અને અગ્નિજ્વાળા વર્ષાવતાં હોય એમ ભાસતું હતું. આમ અલ્પ સમય શાંત બેસી રહીને પુનઃ તેણે બોલવા માંડ્યું:

"અરે નીતિવિશારદ રાજર્ષિ ભગવાન ભર્તૃહરી જેવાની સ્નેહરાણી પણ જ્યારે સતીત્વથી ભ્રષ્ટ થઇને વ્યભિચારના માર્ગે અનુગામિની થઇ, કેટલીક સતીઓ મદનાસક્ત થઇ પ્રેમ વેશમાં સતીત્વનું ભાન ભૂલી જઇને વ્યભિચાર પથાનુગામિની થઇ, કુસુમાયુધના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ અને સદાશીવ જેવા મહાન દેવોએ પણ જ્યારે ભાન ભૂલી જઇને કામિનીઓનું દાસત્વ સ્વીકાર્યું અને તેમની સાથે વ્યભિચાર કર્યો, આવા માહાન પુરૂષો, સાધુઓ અને સાધવીઓએ જ્યારે ઇંદ્રિયદમનના ગૌરવની મહત્તાની અવગણના કરી અને વ્ભિચારના પાશમાં ઝકડાયાં, તો મારા જેવી એક પામર ગૃહસ્થિની આવા કુમાર્ગનુ અનુગમન કરે તો તેમાં પાપ શાનું ? કહે છે કે વિધાતાના અદૃશ્ય લેખ કોઇથી પણ ટાળી શકાતા નથી. મારૂં દુર્ભાગ્ય કે વિધાતાએ મારા ભાગ્યમાં એક પાપીણી, દુષ્ટા, નર્કતનયા, અને ઘોર અધઃપૂર્ણ માર્ગાનુગામિની હોવાનું નિર્માણ કરેલું હશે. વિધીને આધીન થવું એ સિવાય મારે માટે એક પણ માર્ગ નિષ્કંટક અને સુલભ નથી. અરે ઓ માનવ જીવન સંહારિણી પાપીષ્ટા રૂઢી! તારી વજ્રસમ મુષ્ટિમાં મારા જેવી ઘણી રંક અને નિરૂપાય ગૃહસ્થિનીઓ સપડાઇ છે. અરે હિન્દની ઉધરતી બાળિકાઓના વજ્રહૃદયવાળા પિતાઓ અને માતાઓ ! મારા આ દૃષ્ટાંતથી તમે સર્વ તમારી મોહનિદ્રા ત્યાગો. અને તમારી રંક પુત્રીઓને વ્યભિચારિણી થતી અટકાવવી હોય તો આ દુષ્ટ અપ્રશસ્ત અને સંસાર સુખ સંહારક રૂઢીને તિલાંજલી આપો. તમે એક દૃઢચિત્ત પ્રતિજ્ઞા કરો કે હમારી પુત્રીઓને અસમાન વયના પતિ સાથે અને બાળલગ્નની લોહ શ્રંખલાઓથી બધ્ધ નહિ કરીએ. આવી પ્રતિજ્ઞા કરો તો તેનું અંતઃકરણપૂર્વક પાલન કરજો. કહેવાય છે કે મહાન કવિ શેકસ્પિયર જેવાને

પણ મોટી વયની સ્ત્રી સાથે પરણાવવામાં આવ્યો હતો. પોતાનો ભાવ વ્યક્ત કરતાં અને સમાજને બોધદાયક થઇ પડે એવા ઉદ્દેશથી એક નાટય કૃતિમાં સ્ત્રીને સંબોધીને તે લખે છે કેઃ—

Let still the woman take
An elder than herself; so wears she to him,
So aways she levels in her husbands's hearts:
Then let thy love be younger than thyself,
Or thy affection cannot hold the bent;

આવાં અનેક દૃષ્ટાંતો છે. આવી ભયંકર અને પ્રાણઘાતક રૂઢીઓને વશ થઇને અસંખ્ય માતાપિતાઓએ પોતાની પ્રિય બાળિકાઓનું આ ભયંકર રુઢી કૃત્યાને બળીદાન આપેલું છે. અને હજુ પણ આવું બળીદાન આપવાનું પ્રચલિત છે. આવી રૂઢીનું અંધપણે અનુસરણ થવાથી આજે ભારતવર્ષમાં બાળવિધવાઓનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે, અને શાસ્ત્રનીતિનિપુણોએ નિર્દીષ્ટ કરેલું વૈધવ્ય ધર્મ-પાલન યથાનિયમ નહિ થતું હોવાને લીધે તારૂણ્યના પ્રવાહમાં તણાતી અનેક બાળવિધવાઓનું સ્વૈરિણીમાં રૂપાંતર થયું છે. તારૂણ્ય અને વિકસિત થતા યૌવનનો મદ તેમને અસહ્ય લાગે છે. ઇન્દ્રિય સુખ લાલસા એક મધુ લાલસા જેવી છે. યુવાના-વસ્થા વિષે એક નીતિકારે કહેલું છે કે, "જુવાની પ્રેમનું ગૃહ છે, અને સહસ્ત્રાવધિ નરકના મહાદુઃખની પ્રાપ્તિનું કારણ છે, મોહનું ઉત્પત્તિ બીજ છે. જ્ઞાન ચંદ્રને મેઘાચ્છાદિત કરી દબાવી દેનાર, દોષને દર્શાવનાર છે. આના પ્રભાવે કરીને એમ કહેવાય છે કે આ સંસારમાં યૌવન એ મહાદુઃખદાયી કુસુમ વન છે." મદનના દર્પનું દલન તારૂણ્યમયી વિધવાઓ અને બાળા-ઓથી ન થાય એ કેવળ સ્વાભાવિક છે. મદનમદને પરાભૂત કરનાર ભાગ્યેજ કોઇ સત્પુરૂષ હોય છે. મહાન શાસ્ત્રનિપુણ, પાંડિત્યદર્પમંડિત વિદ્વદ્જનો, વિનયશીલ અને આત્મજ્ઞાની મહાજનો પણ વામાક્ષીની વક્ર ભ્રૂલતા પર બેસીને ધનુષ્બાણને.

ટંકાર કરતા ભગવાન કુસુમધન્વાના ભોગ થઇ પડ્યા છે, તો આ બિચારી પામર, અલ્પજ્ઞ અને અસ્થિરચિત્ત તારૂણ્યવતી યુવતીઓનું તો શું કહેવું? તેઓ કેવળ નિર્દોષ છે. દોષપાત્ર તેમનાં માતાપિતા છે. ભગવાન મનુએ પણ કન્યાને દ્વાદશ વર્ષની વય પૂર્વે લગ્નબન્ધ ન કરવી એવું સૂત્ર લખેલું છે. રજોદર્શન જતા પૂર્વે તેનો વિવાહ ઉચિત ગણાય છે. આ સૂત્રનું હાલ ક્યાં માબાપ પાલન કરે છે. સમાજ સુધારકો સ્નેહલગ્નની જે મહત્તા બતાવે છે અને તેને પ્રશસ્ત ગણે છે તે પણ કેટલેક અંશે ખામીવાળું છે. રજોદર્શન પછી પુત્રીનું વાગ્દાન કરવું એ ઘણું નિંદ્ય છે. કન્યાનો વિવાહકાળ શાસ્ત્રકારોએ આઠથી અગ્યાર વર્ષ સુધીનો નિર્મિત કરેલો છે. આ નિયમનો ભંગ કરીને હાલ કેવળ બે ત્રણ અથવા પાંચ-સાત વર્ષની કન્યાનું વાગ્દાન કરવામાં આવે છે. અંધ માબાપો પોતાના ભાવી જામાતૃની લાયકાત, કેળવણી અથવા બીજા આવશ્યક ગુણોને જોતા નથી. તેમની વયનું પ્રમાણ પણ જોતા નથી. આવું ઘોર અજ્ઞાન અને આવી સ્વછંદતા જ્યાં પ્રવર્તે છે ત્યાં કન્યાઓ ક્યાંથી અટકે! કેટલાક ગ્રામોમાં તો હાલ પણ જોવામાં આવે છે કે નવ વધુ પરણીને આવતાં તુરતજ ગૃહકાર્યમાં ઉપયોગી થઇ પડે માટે બાળકના ભાવી સુખની જ્યાં આવી અવગણના થાય અને સ્વાર્થઅંધ માતાપિતાઓ જ્યાં પોતાની સ્વાર્થસિદ્ધિ લક્ષમાં રાખે ત્યાં ઉન્નતિનાં ચિન્હો. સશક્ત અને બાહુબળવાળી પ્રજા અને પ્રાચીન ગૌરવનું રક્ષણ કરે, કિંબહુના તેમાં વૃદ્ધિ કરે-એવી સંતતિનું દર્શન ક્યાંથી થાય? હિન્દનાં માતાપિતાઓને જ્યાં સુધી આ સ્થિતિનું ભાન નહિ થાય, જ્યાં સુધી તેઓ પોતાની સ્વાર્થપટુતાનો ત્યાગ નહિ કરે અને જ્યાં સુધી પોતાના સંતતિના ભાવિ સુખનો નિષ્પક્ષપાત રીતે અને નિસ્વાર્થ બુદ્ધિથી વિચાર નહિ કરે ત્યાં સુધી આપણા ઉન્નતિ પથમાં અને સમાજ સુધારણાના માર્ગમાં જે વિકટ શલ્ય તે દૂર નહિ થાય."

યમકુમારીનો શ્વાસોશ્વાસ પૂર્ણવેગે ચાલતો હતો. તેનાં ગાત્રો શિથિલ થઇ ગયાં હતાં. વધુ બોલવાની તેનામાં શકિત ન હોતી. મુખ પર અને સર્વાંગે પ્રસ્વેદનાં બુદ્બુદ છવાઇ ગયાં હતાં તે પરિધાન કરેલા વસ્ત્રથી સાફ કરીને સ્વસ્થ થવા લાગી. તેના હૃદયમાં જે વિકલતાનો પ્રવેશ થયો હતો તેને દૂર કરવાને પોતાની વિચારમાળા અનેક ભિન્ન માર્ગે દોરવાને આમતેમ નિહાળવા લાગી. પાસે પડેલું એક માસિક લઇને વાંચવામાં પોતાનું ચિત્ત પરોવવા લાગી તેણે ભાગ્યેજ બેચાર પંક્તિઓ વાંચી હશે એવામાં સીડીપર પાદરવ થવાનો ધ્વનિ તેને કર્ણગોચર થયો. તે સફાળી ઝબકી અને જાણે કાંઇ થયું ન હોય એમ સ્વસ્થચિત્ત જણાવા પ્રયત્ન કરવા લાગી. મુખપર કૃત્રિમ સ્મિત સ્ફુરાવવાને પ્રયત્ન કરવા લાગી. મ્લાનતાને ત્યાગવા લાગી. વસ્ત્રો સમારીને આરામાસન પર અઢેલીને રૂવાબદાર રીતે બેઠી. કેશને બરોબર સમારી લીધા. નેત્રોની અરૂણતા પણ ધીમે ધીમે અદ્દશ્ય થવા લાગી. આ વખતે કોઇ ખાસ પાસે આવીને ધ્યાનપૂર્વક યમકુમારીને નિહાળે નહિ તો તેની મુખમુદ્રા પરની આછી મ્લાનતાથી તેણે પુષ્કળ અશ્રુ વર્ષણ કર્યું હશે એમ સાહજીક જણાય તેમ ન હોતું. મુખ પરની નિસ્તેજતાનું આવરણ ધીરે ધીરે વિખરાતું હતું. થોડી વારમાં એક અનુચરે આવી યમકુમારીને સંબોધીને કહ્યું:—

"કુમારી બા, ભાઇએ ઓફીસમાંથી ચા અને કાંઇ ખાવાનું લેવા મોકલેલો દરવાન નીચે આવેલો છે, માટે જો સર્વ તૈયાર હોય તો મને આપો તો હું તેને આપું."

"દરવાનને કહે કે થોડીવાર સબુર કરે. ચા હજુ તૈયાર નથી થઇ. હું હમણાં સંચો સળગાવીને ચા વીગેરે તૈયાર કરૂં છું. પણ તું જા અને દુર્મિલાને બોલાવી લાવ. તે મને મદદ કરશે તો તુરત થઇ જશે." યમકુમારીએ આજ્ઞાસૂચક સ્વરે જણાવ્યું.

આ સ્થળે જણાવવું આવશ્યક છે કે પેલી જે ઉદ્યાન સેવિકા અને યમકુમારીની વિશ્વસ્ત અનુચરી હતી તેનું નામ દુર્મિલા હતું.

તુરત પેલો અનુચર ચાલતો થયો એટલે યમકુમારી સર્વે સામગ્રી તૈયાર કરવાને મધ્ય ખંડમાં ગઇ અને સંચો સળગાવવા લાગી. અલ્પ સમયમાં પેલો અનુચર દુર્મિલાને સાથે લઇને આવ્યો અને કહેવા લાગ્યોઃ

"કુમારીબા, ભાઇએ એમ પણ કહેવરાવ્યું છે કે સવારે આવેલા પેલા ભાઇને શેઠ મુલાકાત માટે ઓફીસે બોલાવે છે માટે તેમને દરવાનની સાથે જવાનું કહેજો" અનુચરે બીજો એક સંદેશો કહ્યો. "તે તો આ બાજુના શયનગૃહમાં નિદ્રા લે છે." યમકુમારીએ અંગુલીસંકેતથી જણાવતાં કહ્યું. અને પછી ઘડીઆળ સામું જોઇને બોલી "પણ ચાર વાગ્યા છે. માટે તેમને નિદ્રામાંથી ઉઠાડ એટલે તે પણ નાસ્તો કરીને ઓફીસે જાય." યમકુમારીએ પ્રાહુણાને ઉઠાડવાનું કામ પોતાને શિર આવતું ટાળવાના ઉદ્દેશથી કહ્યું.

"પણ બ્હેન, તે ભાઇ ગાઢ નિદ્રામાં હશે, કારણ કે તેઓ મુસાફરીથી થાકી ગયા હશે. માટે તેમને હું ઉઠાડીશ તો મારાપર ક્રોધિત થશે તેથી જો તમેજ ઉઠાડો તો ઠીક." અનુચરે વિનયપૂર્વક જણાવ્યું.

"નહિ, ગુસ્સે નહિ થાય. તે એવા ઉગ્ર સ્વભાવવાળા નથી કે તારા જેવા ક્ષુદ્ર અનુચર પર પોતાની નિદ્રા ભંગ કરવા માટે ગુસ્સે થાય માટે જા, અને તેમને સત્વર ઉઠાડ અને મુખ પ્રક્ષાલન, કેશમાર્જન આદિની સામગ્રી ત્યાં પડેલી છે તે તેમને બતાવ. વધારામાં કહેજે કે ચા નાસ્તો તૈયાર છે, અને આપને શેઠે ઓફીસમાંથી બોલાવવા માણસ મોકલ્યો છે માટે નિદ્રામાંથી ઉઠાડવા પડયા." યમકુમારીએ તેનો બચાવનો માર્ગ દર્શાવતાં અને સાથે પોતાની કાર્ય સિદ્ધિ કરતાં ઉમેર્યું. અનુચર પ્રધાન ખંડમાં ગયો અને ત્યાંથી યમકુમારીએ સંકેતથી બતાવેલા શયનગૃહમાં ગયો.

આ બાજુએ યમકુમારીએ ફુર્મિલાને સર્વ જોઇતી વસ્તુઓ લાવવાની આજ્ઞા કરતી ગૃહકાર્યમાં પ્રવૃત થઇ. થોડીવારમાં ચા તૈયાર થઇ ગઇ કે તુરતજ યમકુમારીએ શકરપારા વીગેરે કેટલુંક ખાવાનું બનાવી લીધું. પેલી બાજુએ પેલો અનુચર વંદ્રાવનના શયનગૃહમાં જઇને તેને "ભાઇ, ભાઇ," કરીને બુમો પાડી ઉઠાડવા લાગ્યો. વંદ્રાવનદાસ ઉઠયો અને આળસ મરડીને પર્યંકશય્યામાંથી બહાર આવ્યો. અનુચરે મુખમાર્જન, કેશમાર્જન આદિની સામગ્રી તેને ક્રમવાર આપવા માંડી. થોડીવારે આ કાર્યમાંથી મુક્ત થતાં અનુચરે ચા નાસ્તાની તૈયારીની અને શેઠના સંદેશાની ખબર આપી. વંદ્રાવન આ સાંભળી પ્રધાન ખંડમાં આવ્યો અને સવારે બેઠેલા આરામ સ્થાન પર બેઠો. તુરતજ પાસેના એક મેજ પર ખધ પદાર્થો અને ચાનો પ્યાલો મૂકીને પેલો અનુચર ચાલ્યો ગયો પરંતુ અતિથિ સત્કારમાં કાંઇ ન્યુનતા લાગી હોય એવો મુખભાવ પ્રદર્શિત કરીને યમકુમારીએ વંદ્રાવન પાસે આવીને કહ્યું, "તમારે વધારે ચા જોઇતી હોય તો લાવું, શરમાશો નહિ. આ સ્વગૃહજ સમજશો. નાસ્તાને માટે પણ જો વધુ જરૂર હોય તો બીજી એક રકાબી લાવી આપું."

"તમારા આવા સત્કાર અને અંતઃકરણપૂર્વકના આગ્રહને માટે હું ઘણો ઉપકાર માનું છું. મને જરૂર હશે તો વધારે માંગી લેવામાં શરમાવાનું કારણ નથી. કારણ કે આ ગૃહને જો હું સ્વગૃહ સમજતો ન હોત તો તમારે ત્યાં ઉતરતજ શું કરવા? અથવા મારા આગમન પૂર્વે ઉમાકાંતભાઇનેજ તાર સમાચાર શું કરવા આપત?" વંદ્રાવને યમકુમારી પ્રત્યે સહર્ષ દૃષ્ટિપાત કરતાં અને સહજ સ્મિત વિલસિત મુખ-મુદ્રાથી જણાવ્યું.

"તમને બોલાવવા માટે કરમાલી શેઠનો દરવાન આવેલો છે. શેઠ તમારી મુલાકાત કરવાને ઉત્કંઠિત છે એમ પણ જણાવ્યું છે. માટે જો તમને અનુકુળ હોય અને પ્રવાસ પરિશ્રમ દૂર થયો હોય તો તમે તેની સાથે જવાને સજ્જ થાવ." યમકુમારીએ વાર્તા પ્રવાહને આગળ વધારવાના ઉદ્દેશથી પુનઃ આ સંદેશ કહેતાં વંદ્રાવન તરફ પ્રેમભરી દૃષ્ટિથી જોતાં કહ્યું.

"શેઠે ન કહેરાવ્યું હોત તો પણ મારો વિચાર અત્યારેજ મળવા જવાનો હતો. અત્યાર સુધી લીધેલી નિદ્રાથી પ્રવાસ પરિશ્રમ દૂર થયો છે, માટે મને જવાની કાંઇ અગવડ નથી. દરવાનને કહો કે ખાલી ગાડી બોલાવે મને સજ્જ થતાં વિલંબ નહિ લાગે" વંદ્રાવને પોતાના દૃઢ ઇરાદાનું દર્શન કરાવતાં અને વધુ વાર્તાલાપનો અંત લાવતાં કહ્યું.

તુરત ચમકુમારી પેલા અનુચરદ્વારા ગાડી બોલાવવાનું કહેવરાવીને પોતે ઉમાકાંતને માટે મોકલવાની સામગ્રીની તૈયારી કરવા મધ્ય ખંડમાં ગઇ.

વંદ્રાવનદાસે કપડાં બદલી નાંખીને ચીનની બનાવટના રેશમનાં કોટ પાટલુન પહેરી લીધાં. નાકપર ચશ્મા ચઢાવી દીધાં. કોલર, ટાઇ વીગેરે ચઢાવીને ટોપી પહેરી લીધી અને મુખમાં સળગાવેલી સીગારેટ રાખીને ગાડી આવવાની રાહ જોતો ઉભો. થોડી વારમાં ગાડી આવી ચમકુમારીએ તૈયાર કરેલી સર્વ વસ્તુઓ પેલા અનુચર સાથે દરવાનને મોકલાવી. વંદ્રાવનદાસ પણ અનુચર સાથે નીચે આવ્યો. ગાડીનું દ્વાર ખોલતાં પ્રથમ વંદ્રાવનદાસ અને પછી દરવાન સામ સામે ગોઠવાયા. આ વખતે ચમકુમારીએ બારીએ આવીને કહ્યું, "તમારા ભાઇને તેડીને પાછા વહેલા આવજો કારણ કે આપણે કોઇ સુંદર સ્થળ પર ફરવા જવાનું છે એમ તે કહેતા હતા." વંદ્રાવનદાસે આ સંદેશો ગાડીની બારીમાંથી ડોકું બહાર કાઢીને સાંભળ્યો અને "સારૂ, કહીશ" એમ કહી પુનઃ પોતાની જગા પર બરોબર બેસી ગયો. ગાડીવાને ગાડી હાંકવી શરૂ કરી. થોડી વારમાં ગાડી ચમકુમારી દુર્મિલા અને નીચે ઉભેલા અનુચરોની દૃષ્ટિ પાસેથી ચાલી ગઈ અને ઉદ્યાનના મુખદ્વારમાંથી બહાર નીકળીને શેઠ ફરમાલીની ઓફીસ તરફના માર્ગે આવવાને માટે પૂર્ણ વેગે દોડવા લાગી ગાડી દૃષ્ટિ મર્યાદાની બહાર જતાં ચમકુમારી અને દુર્મિલા વાતાયન પાસેથી ખસીને પ્રધાન ખંડમાં મધ્યમાં આવ્યાં. ચમકુમારી આસન પર અને દુર્મિલા સેતરંજીથી આચ્છાદિત થયેલા ભૂતળ પર બેસીને ઉભય ટોળ ટપ્પા કરવા લાગ્યાં.

---

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## દુર્મિલા.

દુર્મિલાનું વય બાવીસ ત્રેવીસ વર્ષનું હશે એમ તેના શારીરિક બંધારણ પરથી જણાતું હતું. તે રંગે ઘઉંવર્ણી હતી મુખપરના ભરાવદાર કપોલ પ્રદેશની લાલિમાથી તેનું મુખ ઘણું ઘાટીલું અને સુરૂપ જણાતું હતું. તેનાં નેત્રો ઘણાં ચંચળ હતાં. કટાક્ષ પ્રહાર કરવાની જાણે તેને ટેવ પડી ગઇ હોય એમ વારંવાર તેનાં નયનદ્વયની કીકીઓ આમ તેમ દોડયા કરતી હતી. તેનું ભાલ બહુ વિશાળ નહોતું એટલે તે મંદ બુદ્ધિમતા અને નિર્ધના હશે એવું અનુમાન સાધારણ રીતે કરી શકાતું હતું. તેની કેશમાર્જનની સફાઇ અને સુઘડતા ઘણી પ્રશંસનીય હતી. તેણે કેશના પુરો ભાગને ગુચ્છાવાળો બનાવ્યો હતો. સેંથો મધ્યમાં પાડેલો હતો. એક નાયકા અથવા વારાંગના સમ તેના સૌન્દર્યમાં કૃત્રિમતાનો અંશ વધારે દરશમાન થતો હતો હરેક હિન્દુ સન્નારીને સ્વભાવિક અને આવશ્યક હોય છે એવા કુંકુમના સૌભાગ્ય ચિન્હના અભાવથી એમ જણાઇ આવતું હતું કે તે બાળ વિધવા હશે. તેનું અવયગઠન ઘણું શિથિલ માલમ પડતું હતું. તેની કાયા કૃશ હતી. હાથોમાં સુકોમળતાનો કેટલેક અંશે અભાવ હતો. મુખાકૃતિ એટલી મનોહર અને સુંદર નહોતી. અંગપર સાધારણ શ્યામતા જણાતી હતી તેથી તેના આંતરમાં મલિનતાનો સંચાર થયેલો હશે એમ અનુમાન થતું હતું. કટી પ્રદેશ કુશ થઇ ગયેલો હતો વક્ષઃ સ્થળ વિશાળ નહોતું. તેનાં પીન સ્તનયુગલ ઉન્નત હતાં. અને તે એટલે અધે અંશે કે તેની સૌન્દર્યતા અને મોહકતામાં વૃધ્ધિ કરવાને બદલે તેનામાં કાંઇ વિરૂપતાનું દર્શન કરાવતાં હતાં. આમ છતાં પણ તેની

વસ્ત્ર સજવાની અને પોલકું પહેરવાની સફાઇ એવી તો મનો મુગ્ધકર હતી કે તેની તરફ જોનારનું મન ત્વરિત મોહ પાસમાં બદ્ધ થયા વિના રહેતું નહિ. તેના મુખ તથા નેત્રના હાવભાવ જોનારને લુબ્ધ કરી નાંખે એવા હતા. તેની સર્વ ચેષ્ટાઓ, અંગ મરોડ, ચાલવાની કૃત્રિમતા પૂર્ણ મોહક ગતિ, બોલવાની કાલી અને આકર્ષક રીતભાત, દૃષ્ટિની વક્ર ગતિ વિગેરેથી તે એક સ્વૈરિણી હશે એમ નિઃશંક અનુમાન કરી શકાતું હતું.

ગત પરિચ્છેદમાં આપણે દુર્મિલાને યમકુમારીની સાથે જોઇ છે. વંદ્રાવનની ગાડી ગયા પછી બન્ને પાછાં આવીને પ્રથમ મુજબ બેસી ગયાં અને વાતોમાં કાળક્ષેપ કરવા લાગ્યાં. દુર્મિલા વંદ્રાવનદાસનો સર્વ વૃત્તાંત પુછતી હતી અને યમકુમારી તેનો ખુલાસાવાર પ્રત્યુત્તર આપતી હતી. પ્રસંગાવશાત્ તેનાં રૂપસૌન્દર્ય, વિદ્વતા, સૌજન્યતા, અને ચાતુર્ય ઇત્યાદિ ગુણોની પ્રશંસા કરતી હતી. દુર્મિલા આ સર્વ શાંતચિત્તે શ્રવણ કરતી હતી. થોડોક વખત થયો કે દુર્મિલા જવાને ઉઠી, અને યમકુમારીની રજા લઇને ગઇ. આ વખતે લગભગ પાંચ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. કિન્તુ ગ્રીષ્મ ઋતુના લાંબા દિવસોને લીધે અત્યારે ચાર વાગ્યા હોય એમ જણાતું હતું. દુર્મિલાએ પ્રસ્તુત નવલકથામાં પૂર્વે વર્ણવેલા ઉદ્યાનમાંની એક કોટડીમાં પોતાનું નિવાસાલય રાખ્યું હતું જ્યાં તે ખાતી અને કેટલીક વખતે દિવસનો સર્વ સમય વ્યતિત કરતી. રાત્રિએ તે કોઇ વખતે આ ઓરડીમાં શયન કરતી તો કવચિત બહાર પણ જતી. દુર્મિલાનો ભાઇ પણ રંગુનમાં નિવાસ કરતો હતો. તેથી તેને શહેરમાં જવું આવવું વધારે થતું હતું. જ્યારે તે આ ઓરડીમાં સુતી નહિ ત્યારે તે ભ્રાતૃગૃહે સુતી હશે એમ સર્વ ધારતા હતા. તેના વિષે અનુચરોને શંકા હતી. તે વિધવા હતી અને તરૂણાવસ્થામાં હતી એટલે તેના સદાચરણ માટે શંકા થવાનું કારણ કેટલેક અંશે વાસ્તવિક હતું.

દુર્મિલા કોઇ શુદ્ર જ્ઞાતિની હતી. તેને વૃદ્ધ સ્વામિ સાથે લગ્ન ગ્રંથીથી જોડવામાં આવી હતી જેથી તેની પંદર વર્ષની વયમાં તે વૈધવ્ય દશાનો ભોગ થઇ પડી હતી એમ તેના કહેવા પરથી સર્વને વિદિત હતું. કિન્તુ સત્ય વસ્તુ સ્થિતિનું કોઇને જ્ઞાન નહોતું. તેના ભાઇના આવ્યા પછી તે એક વર્ષ પછી રંગુન ગઇ હતી. કારણ કે તેના ભાઇ સિવાય તેને અન્ય આશ્રય દાતા નહોતો. ભાભીની સાથે તેને સારો બનાવ હોવાથી તેના આગ્રહથી તે રંગુન ગઇ હતી. તેના ગયા પછી તેના ભાઇએ ઉમાકાંતના પિતાને મળીને શેઠ કરમાલીને ત્યાં આ સેવિકા તરીકે રખાવી હતી. શેઠ કરમાલીના કુટુંબની સ્ત્રીઓ તેના પર ઘણી મમતા રાખતી હતી. થોડા વખત પછી તેને આ ઉદ્યાનમાં સેવિકા તરીકે મુકવામાં આવી. ત્યારથી તે આ ઉદ્યાનમાંજ નિવાસ કરતી હતી. આ ઉદ્યાનમાં કેટલીક વખતે શેઠની પુત્રવધુઓ અને શેઠાણી શનિવારે આવતાં ત્યારે દુર્મિલાને સેવિકાનું કામ કરવું પડતું હતું. થોડા સમયથી આ ઉદ્યાનમાં ઉમાકાંત અને યમકુમારી નિવાસ કરતાં હોવાથી દુર્મિલા તેમનું પણ કામ કરતી હતી અને યમકુમારીની પ્રીતિ સંપાદન કરી શકી હતી. યમકુમારી વખતો વખત તેને બોલાવીને મદદમાં લેતી હતી. અને કવચિત કાંઇ કપડાં વિગેરેની મદદ પણ કરતી હતી. દુર્મિલા લાલચુ છે એમ યમકુમારી સમજતી હતી, છતાં પણ પોતાનું કામ ઘણી દક્ષતાથી કઢાવી લેતી હતી. તેના અસદ્ આચરણ વિષે યમકુમારીને લેશ માત્ર શક ન હોતો તેમ તે એવી ચકોર અને દીર્ઘદર્શી ન હોતી કે તે જાણવાને પ્રયત્ન પણ કરે. કોઇક પ્રસંગે યમકુમારીને તેની વૃત્તિઓની શિથિલતા અને વિચારની વિચિત્રતા જણાતી તો તે વાચાળતાના દોષો હશે એમ ગણી કાઢતી. અને હૃદયભેદ સમજવાની વિટંબણામાં ન પડતી યમકુમારીના આવા મૈનાવલંબનથી દુર્મિલા એવું અનુમાન કરતી હતી કે તેનું વલણ નીચ અને પાપીવૃત્તિઓમાં પ્રવૃત્ત થાય એવું છે. તેનું મૌન પોતાની શિથિલવૃત્તિ-

ઓને ઉત્તેજક અને અનુકૂળ છે એવું તે ધારતી હતી. આથી દુર્મિલાના મનમાં યમકુમારીની વૃત્તિઓના સ્થૈર્ય અને અચળત્વ માટે અનેક કુશંકાઓનો આવિર્ભાવ થતો હતો. દુર્મિલા એમ ધારતી હતી કે પોતાની આવી વાચાળતા અને વાણીની મૃદુતા અને મિષ્ટતાથી તે યમકુમારીના તરૂણ હૃદય પર કાબુ મેળવી શકશે, અને સમય આવ્યે તેને અસદ્ આચરણ પ્રવૃત કરી શકશે. તે દિનપ્રતિદિન આવા વિકાર વિષનું યમકુમારીના પવિત્ર હૃદયમાં સિંચન કરતી હતી. યમકુમારી તેની કારસ્થાનપટુતા સમજતી ન હોતી. તેમ પોતે તેના બોલવાથી કોપાન્વિત થઇને તેને પુનઃ એવું અસદ્ ભાષણ ન ઉચ્ચારવાનું પણ કહેતી નહિ. દુર્મિલા આ સર્વ જુદાજ અર્થમાં સમજતી હતી.

યમકુમારી પાસેથી ઉઠીને દુર્મિલા પોતાની કોટડીમાં ગઇ. ત્યાં જઇને થોડો સમય વિચારમગ્ન હોય એવી સમાધિસ્થ હાલતમાં એક કાષ્ટ ચતુષ્પાદ પર બેસી રહી. જાણે તેના હૃદયાંતરમાં કાંઇ આઘાત થયો હોય અને આઘાતજન્ય નિરાશા ઉત્પન્ન થઇ હોય એવા ભાવ ઘડીકમાં તેની મુખમુદ્રા પર જણાતા હતા. વળી ઘડીમાં તેના હૃદયમાં કાંઇ હર્ષોર્મિ ઉછાળા મારતી હોય અને તેથી હૃદયમાં પ્રસન્નતાનું સામ્રાજ્ય વ્યાપ્ત થતું હોઇ એવા ભાવો ઘણા દેખાતા હતા. આવા ક્ષણિક ભાવ પરિવર્તનથી તે શું વિચારમાં મગ્ન હશે એ કળી શકવું કઠણ હતું. કિન્તુ તે કોઇ ગંભીર વિચાર શ્રેણિનો ભોગ થયેલી છે અથવા તેના હૃદયમાં અસદ્ વિચાર તરંગમાળા દોડાદોડ કરી રહી છે એમ સ્વભાવિક સમજાતું હતું. કેટલોક વખત તે આવી રીતે નિશ્ચેષ્ટ અને સ્તબ્ધ અવસ્થામાં પાષાણ પુતળી સમાન બેસી રહી. અંતે એકદમ ઉઠી અને એક ખુણામાં સવારનું અવશેષ રહેલું ખાવાનું લઇને સાયંકાળનું ભોજન લઇને બેઠી તેનું ભોજન એક ગરીબ અને નિર્ધન કુટુંબમાં ખવાય છે એવું સાધારણ અને સાદું હતું. ભોજન કાર્યની સમાપ્તિ કરીને

તે ઉઠીને ઉચ્છિષ્ટ વાસણો સાફ કરવા લાગી. તે કાર્યમાંથી પરવારીને એક મોટી બાટલી તથા એક નાનું કાચનું સુંદર પ્યાલું લાવીને તે પુનઃ કાષ્ટ ચતુષ્પાદ પર બેઠી. બાટલી ખોલીને તેમાંનો થોડોક રક્ત વર્ણનો પ્રવાહી પદાર્થ પેલા પ્યાલામાં રેડયો અને થોડોક સમય વિચાર કરીને તેને પોતાના ગળામાં પધરાવ્યો. બાટલીને પુનઃ બંધ કરીને પ્યાલાની સાથે એક ગુપ્ત જગ્યા પર, જ્યાંથી તે લાવવામાં આવી હતી, ત્યાં કોઇ અજ્ઞાતને જાણ ન થાય એમ બરોબર સંતાડી દીધી અને પૂર્વવત્ ચતુષ્પાદ પર બેઠી.

થોડા સમયમાં તેની મુખમુદ્રા પર સાધારણ સ્ફુર્તિ અને ચંચળતાનું દર્શન થવા લાગ્યું. તેનાં નેત્રોમાં ચૈન આવતું હોય એમ અસ્થિરતા જણાવા લાગી. તનમાં તનમનાટ થતો હોય એમ તેના શરીરમાં એક મંદ ધ્રુજારી આવી અને તુરત અદૃશ્ય થઇ ગઇ. જાણે પ્રખર ઉષ્ણતાને લીધે ઉકળાટ થતો હોય એમ પ્રસ્વેદનાં બુદ્દ બુદ્દ જણાવા લાગ્યાં. જાણે નિદ્રાનો સંદેશ લઇને આવતું હોય એમ તેના પર વિજામ્ભણનું આક્રમણ ઉપરા ઉપરી થવા લાગ્યું. તેના હૃદયમાં જાણે અશાંતિ અને બેચેનીનું પ્રાધાન્ય વૃદ્ધિંગત થતું હોય એમ શરીર પર શિથિલતા જણાવા લાગી. એક મદોન્મત્તા મદનપ્રિયા, અને મદનાવેશાલિપ્ત હાથણીના સમાન તેનું કૃશ શરીર ડોલાયમાન થતું હતું. તેના ચરણો જાણે ગતિમાન થવાને ઉત્સુક હોય એમ નૃત્ય કરતા હતા. આ વખતે દુર્મિલાને નિહાળીને જોનારને તુરતજ ભાન થાય કે તેની પ્રણય લાલસા તીવ્ર થતી જતી હતી અને રતિપીડા વધતી જતી હતી. તેનાં રોમાંચ ભયકંપિત હરિણીના સમાન ઉભાં થઇ ગયાં હતાં. તેના કર્ણો રતિતૃપ્તિ કરે એવાં વચનો શ્રવણ કરવાને તત્પર હોય એમ તે કર્ણને દ્વારદિશા તરફ મોડીને બેઠી હતી. બારણામાંથી કોઇના આગમનની ઉત્કંઠાથી માર્ગ પ્રતીક્ષા કરતી હોય એમ તેના વારંવાર દ્વાર તરફ થતા દૃષ્ટિપાતથી

અનુમાન થતું હતું. તેનાં સ્તનયુગલમાં અત્યારે એક પ્રકારનું ચાંચલ્ય આવ્યું હોય, ઉચ્છવાસ ચાલતો હોય અને હૃદયમાંથી અદ્‌ભૂત અજ્ઞાત સંચાલન ધક્કા મારતું હોય એમ તેનાં સ્તનદ્વય ફરકતાં હતાં. કપાળ પર વારંવાર ખંજનનું દર્શન થતું હતું. મુખ પર મોહ નિદ્રા અને મુગ્ધતાના મિશ્ર ભાવોનું આવરણ છવાતું હતું. તેનો અધર પ્રદેશ વધારે રક્ત વર્ણો થતો જતો હતો. જાણે પોતાના રતિ પ્રિય અને મદનમદ મર્દન કર્તાને ઓષ્ઠાલિંગન દાન દેવાને ઉત્કંઠિત હોય એમ તે અધર વિકસેલી નાઝુક નવકુસુમિત કુસુમકળી સમાન લાગતા હતા. તેની ચિબુકમાં પણ આ વખતે તેજોમયતા અને આકર્ષણના ભાવ હોય અને પ્રણયીની કોમળ અંગુલીઓમાં મગ્ન થવાને જીજ્ઞાસા કરતી હોય એમ જણાતું હતું. તેની જીવ્હા પ્રણયીના કર્ણને પ્રિય અને મોહક થઇ પડે એવા મદનોત્તેજક, મૃદુ અને મંજુલ શબ્દો ઉચ્ચારણ કરવાને ટળવળી રહી હોય એમ મુખ પ્રદેશમાં ચલન વલન કરી રહી હતી. તેના સર્વ ભાવોથી એમ સહજ અનુમાન થતું હતું કે તેણે જે પદાર્થનું પ્યાલામાં નાંખીને પાન કર્યું હતું તે કદાચ કોઇ પ્રકારનું મદ્ય હશે. તે રક્ત વર્ણ હતું એથી આપણી ધારણાની વાસ્તવિકતાને પૂર્તિરૂપ થઇ પડે છે. જો કે આવા ઉન્માદ્‌યુક્ત ભાવોનું દર્શન દુર્મિલામાં સર્વાંશે પૂર્ણ રીતે થતું હતું તો પણ તેની ચેતન અને વિચારશક્તિનો સર્વાંશે લોપ થયેલો જણાતો ન હોતો. દુર્મિલા અત્યારે નિર્ભ્રાન્તાવસ્થામાં બેઠેલી ન હોતી. આમ કેટલીક ઘડી સુધી તે બેસી રહીને આખરે ઉઠી અને એક ખુણામાં ગોઠવેલી લોહપેટી ખોલીને એક સુંદર નીલવર્ણું વસ્ત્ર અને સુંદર ઝાલર અને સુનેરી રૂપેરી કાંગરીથી સુશોભિત બનાવેલું રેશમી પોલકું કાઢયા. તુરત તેણે આ વસ્ત્રો પરિધાન કર્યાં. કેશમાર્જનીથી કેશ સમારી લીધા, અંગ ઉપર આછા અલંકાર પહેરી લીધા અને પોતાની મુખમુદ્રા આકર્ષક અને મનોમુગ્ધકારી બનાવી શકી છે કે કેમ અથવા તેમાં કાંઇ ન્યૂનતા

હોય તો તે સમારી લેવા તે એક સુંદર આદર્શ પાસે જઇને પોતાની પ્રતિમૂર્તિનું બારીકાઇથી અવલોકન કરવા લાગી. વસ્ત્રનો પલ્લવ બરોબર સમારીને સ્કંધ પ્રદેશ પર ગોઠવી દીધો. માથા પરના વસ્ત્રને ટાંકણીથી બરોબર સજ્જ કર્યું અને એક વારાંગના અથવા દુશ્ચરિતા નાયકા સૌન્દર્ય-તામાં કૃત્રિમતાથી જેટલી વૃદ્ધિ કરી શકે એટલી દુર્મિલાએ કરવામાં ઉણપ ન રાખી. જાણે તે રતિપતિ મદનને મળવાને જતી હોય અને પોતાના પ્રભાવમાં તેને આંજી નાંખવાને પ્રયત્ન કરતી હોય એવી સર્વ તૈયારી દુર્મિલાએ અત્યારે કરી હતી. તે મંદ ગતિથી અને કામપીડિતકરિણી સમાન પોતાની કોટડીમાં થોડોક વખત આમતેમ ફરી અને પછી તુરત એક ખીલા પર મૂકેલું તાળું ઉતારીને તેમાં કુંચી નાંખીને દ્વાર પ્રતિ ગતિમાન થઇ. સુભાગ્યે તેને જોવાને અત્યારે કોઇ ઉદ્યાન અનુચર અથવા અન્ય અજ્ઞાત પુરૂષ ઉદ્યાનમાં ન હોતો. સર્વ પોતપોતાના કાર્યમાં મગ્ન હતા. સાંકળ વાસી દ્વારને તાળું લગાડી દીધું અને કુંચીનો ઝુંમખો કમ્મરના પડખામાં ખોસી દઇને તે ઉદ્યાનના મુખદ્વાર તરફ જવા લાગી. આ સમયે લગભગ સાયંકાળનો સમય થવા આવ્યો હતો. ભગવાન સહસ્ત્રરશ્મિ પૃથ્વિને સંતપ્ત કરીને પોતાના પ્રતિદિન વ્યવસાયથી મુક્ત થયા હોય એમ અસ્તા-ચળ ગામી થયા હતા. માત્ર રક્તાદિ મિશ્રવર્ણની છાયાઓ નભોમંડળમાં અસ્તિત્વ ધરાવતી હતી. ઇન્દુ ભગવાનનો ઉદય થયેલો હતો, કિન્તુ તે જાણે દુષિત થયેલી મર્યાદા ત્યાગી પાપીણી અને દુશ્ચરિતા વારાંગનાને ત્યાંથી મદન તૃપ્તિ કાર્યની સમાપ્તિ પછી ગૃહમાર્ગ પર જતા અસદ્ વર્તનવાળા કોઇ પુરૂષની માફક સંતાઇને બહાર નીકળતા હોય એમ દૂર ઝાડીઓમાં અને વૃક્ષરાજિમાં ઉદય પામતા જણાતા હતા. તારકા સખીઓ જાણે પોતાના પ્રિયતમના આગમનની માર્ગ પ્રતીક્ષા કરતી નવાઢાઓનાં નેત્રો દીર્ઘકાળ વિકસિત અને સ્થિર રહેવાથી જેમ ક્ષણમાં મીચાઇ જાય અને ક્ષણમાં

વિકસે તેમ આંખ મીચામણાં કરતી અને પ્રિયતમને સહર્ષ વધાવી લેવાને અગાઉથી માર્ગમાં ઉપસ્થિત હોય એમ અત્યારે મંદ પ્રકાશ પાડતી નભમંડળમાં ઉદય પામી હતી. અને પોતાના સ્વામિના આગમનની ધડકતા હૃદયે માર્ગ પ્રતીક્ષા કરતી હતી. આજે પૂર્ણિમાની પૂર્ણ જ્યોત મધરાત્રી હોવાથી પૂર્ણેન્દુનું ક્ષિતિજમાં દર્શન થતું હતું. આ સમયે દુર્મિલા ઉદ્યાનના પ્રવેશદ્વાર પાસે આવી અને કોઇ અશ્વરથના આગમનની રાહ જોવા લાગી. તુરત એક ખાલી અશ્વરથ સામેથી આવતો જણાયો તેણે રથ સંચાલકને અંગુલી સંકેતથી રથ પાસે લાવવાનું સુચવ્યું. રથ પાસે આવતાં તેણે તેનું દ્વાર ખોલ્યું અને તેમાં બેસતાં વસ્ત્રને ઘડી ન પડી જાય અથવા તે ચોળાઇ ન જાય એમ સંભાળપૂર્વક તેમાં ગોઠવાઇ. તુરત અશ્વરથનું દ્વાર બંધ કરવામાં આવ્યું, અને દુર્મિલાની આજ્ઞા થતાં રથ ચાલવા માંડયો.

પ્રિય વાંચક! રથને આપણે માર્ગ પર જતો મુકીને આ સમયે થતી પ્રસ્તુત નવલકથા સાથે સંબંધ ધરાવતી બીજી ઘટનાઓનું અવલોકન કરીએ તો વાર્તા સૂત્રમાં ઘટનાઓરૂપી સૂત્રોની સંકલનાની ઉપયુક્તતાના વિસ્મૃતિ દોષથી મુક્ત થઇશું અને આપણી નવલકથાનો પ્રવાહ વધારે સરળ અને નિષ્કંટક થશે.



# પ્રકરણ ૭ મું.



## કરમાલી શેઠ.

કરમાલી શેઠને રંગુનમાં નિવાસ કર્યાને લગભગ ચાલીસ પીસતાલીસ વર્ષ થયાં હતાં. અત્યારે તેમનું વય લગભગ સાઠ પાંસઠ વર્ષનું થવા આવ્યું હતું. તેમનો આયાત નિકાશનો વાણિજ્ય ઘણો ધમધોકાર ચાલતો હતો. તેમની મુખ્ય ઓફીસ મુંબઇમાં હતી. અને તે સિવાય રગુન, મદ્રાસ, કલકત્તા, ચીતાગોંગ, ટેવોય, મોલમીન, જાવા, સીંગાપોર અને લંડન આદિ અનેક મોટાં વાણિજ્ય કેન્દ્રોમાં શાખાઓ હતી. આ સિવાયનાં અન્ય વાણિજ્ય સ્થળોએ તેમની પેટા શાખાઓ અથવા આડતો હતી. શેઠ કરમાલીએ પ્રથમ રંગુનમાં ઓફીસ ખોલેલી હોવાથી તે ઘણો વખત ત્યાંજ ગાળતા હતા. મુંબઇ વીગેરે અનેક ઓફીસોમાં તેમના સગાઓ, પુત્રો અને વિશ્વાસ પાત્ર કાર્યવાહકો વાણિજ્ય સંચાલન કરતા હતા. શેઠ પોતે રંગુનમાં રહીને ચોખાના વ્યાપાર પર ખાસ લક્ષ આપતા હતા. અને તેમની દેખરેખ નીચે ચોખાના વેપારને લગતું સર્વ કામ થતું હતું. રંગુનમાંથી ચોખાની નિકાશ કરનારી પેઢીઓમાં શેઠ કરમાલીની પેઢી પ્રથમ પંક્તિમાં આવતી હતી. તેમની પ્રતિષ્ઠા પણ રંગુનમાં ઘણી સારી સ્થપાઇ હતી. વાણિજ્ય માટે નાણાંની સખત તંગીના વખતમાં પણ તે લાખો રૂપીઆ એક રાત્રીમાં એકઠા કરી શકે એવી તેમની શાખ પડી ગઇ હતી. શરાફી પેઢીઓવાળા પણ તેમને અનામત વગર લાખો રૂપીઆ અંગ ઉધાર ધીરતાં અચકાતા ન હોતા. વેપારી વર્ગ ઉપરાંત રંગુનના અન્ય સદ્‌ગૃહસ્થોમાં પણ તેમનો માનમર્તબો સારો હતો. તે એક સુપ્રખ્યાત નાગરિક તરીકે અને અગ્રગણ્ય પ્રજાનેતા તરીકે ગણાતા. કરમાલી શેઠ જેવા વાણિજ્યની ખીલવણીથી અખુટ ધન

ઉપાર્જન કરતા તેવી રીતે હજારો રૂપીઆનું દાન પણ કરતા. તેમની મદદથી ઘણી મધ્યમ સ્થિતિની શાળાઓ, મદ્રેસા અને બીજી સંસ્થાઓનું પોષણ થતું હતું. જનસમાજના લાભના કાર્યમાં કરમાલી શેઠનો આંકડો પ્રથમ મુકાતો અને તેમના પુનિત હસ્તે આરંભાયેલું પારમાર્થિક કામ નિર્વિઘ્ને પાર પડતું હતું. આવો તેમનો પ્રભાવ પડી ગયો હતો તેથી બહાર ગામથી ઉઘરાણા માટે આવતા કોઇ પણ માણસો પ્રથમ શેઠની મુલાકાત કરતા. તેમને જ્ઞાતિ સંબંધે પક્ષપાત ન હોતો. દેશોન્નતિના કાર્યમાં પણ તે બનતી મદદ આપતા હતા. અને પ્રસંગે બીજાઓને સમજાવી મદદ અપાવવામાં પોતાની દેશ દાઝની લાગણીઓનું સાફલ્ય થયું માનતા. કોઇ પણ વ્યાપારીને ત્યાં જવામાં અને ખાસ કરીને ગરીબ અને નિર્ધનની સહાયતા માટે જવામાં તેમને કોઇ પણ બાબતનો સંકોચ લાગતો નહિ. અને વળી જો કોઇ શાળા, અથવા પાઠશાળા, દેશોદય કાર્યમાં પ્રવૃતસંસ્થા અને અન્ય ધામીંક કાર્યનું નામ સાંભળે તો તેમાં શેઠ બહોળે હાથે નાણાંની મદદ આપતા. તેમનું નામ અને ખ્યાતિ એટલાં વિસ્તૃત પ્રસરેલાં હતાં કે તેમનું ભલામણ પત્ર લઇને જનાર કોઇપણ અજ્ઞાન માણસ વિટંબણાનો ભોગ થઇ પડતો નહિ. સમસ્ત બ્રહ્મ દેશમાં અને દરેક મુખ્ય સ્થળો પર જ્યાં તેમની ઓફીસો હતી ત્યાં તેમનું નામ એક તીલસ્માત પ્રમાણે કાર્ય કરતું. તે પોતે સ્વભાવે નમ્ર, માયાળુ અને શ્રીમંતતાજન્ય અભિમાન રહીત હતા. આથી તેઓ વધારે લોકપ્રિય થવાને શક્તિવાન થયા હતા. શરીર પણ આટલી પુખ્તવયે તંદુરસ્ત સશકત અને આરોગ્યવાળું હતું. તેઓ મિતાહારી હતા અને ઇસ્લામના અનુયાયી છતાં પણ અમુક મહાન તહેવારના દિવસો સિવાય માંસ ભક્ષણ કરતા નહિ મદિરા પાનપર તેમની તિરસ્કાર વૃત્તિ ઘણી તીવ્ર હતી. મદ્યોપાસકને તેમની ઑફીસમાં સ્થાન ન આપતા. ભાગ્યવશાત્ તેમના પુત્રોમાં પણ આવા ગુણો હતા. શેઠ પોતે સાદા હતા આધુનિક

સુધારાજન્ય દાંભિકતા અને બહીરાડંબર તેમને રૂચતો નહિ. તે સરળ અને નિષ્કપટ હૃદયના અને સત્યવકતા હતા.

સંતાનમાં તેમને ચાર પુત્રો અને ત્રણ પુત્રિઓ હતાં. સર્વેવિધ, વિભૂષિત અને પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કૃતિ પામેલા હતા. તેમનું સદ્વર્તન અને વૃત્તિસ્થૈર્ય અનુકરણીય હતું. ચાર પુત્રોમાંના ત્રણ તેમના પોતાના વાણીજ્યના વિકાસ માટે તનમનથી મહેનત કરતા અને થોડા માસ દરેક શાખાએ વારા ફરતી જતા અને કામ કરવાની પધ્ધતિ ગુમાસ્તા વર્ગને અને કાર્યવાહકને બતાવતા. તેમની દેખરેખને લીધે સર્વ કાર્ય સુવ્યવસ્થિત રીતે અને સરળતાથી થતું હતું. તેમનો ચોથો અને સૌથી કનિષ્ટ પુત્ર કેળવણી લેતો હોવાથી મુંબઇ-માંજ રહેતો હતો. શેઠની ત્રણે પુત્રિઓને વિદ્યાવિભૂષિત અને સુશિક્ષિત ઉચ્ચ કુટુંબના અને માનમર્તબાવળા પતિઓ સાથે પરણાવવામાં આવી હતી. તેઓ સર્વે રંગુનમાંજ નિવાસ કરતા હતા. શેઠને પિતામહ થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું તેથી તે પોતાને સાંસારિક દૃષ્ટિથી સુખની પરમાવધિના ભોકતા માનતા હતા.

તેમની રંગુનની શાખાનો ગુમાસ્તા વર્ગ ઘણો બાહોશ અને કાર્યદક્ષ હતો. શેઠ વિદ્વાન માણસોને ધંધામાં નાંખવાને ઉત્સુક હતા. તેમની પેઢીમાં ઘણા ખરા પાશ્ચાત્ય ઉચ્ચ કેળવણી લીધેલા માણસો હતા. વંદ્રાવનને પણ તેમણે આજ ઉદ્દેશથી પોતાની પાસે બોલાવ્યો હતો. તેમની માન્યતા એવી હતી કે વિદ્વાન માણસો હમેશાં બુધ્ધિવાળા હોવાથી બુધ્ધિમતાથી વાણિજ્યની ખીલવણી સારી રીતે કરી શકે છે.

કરમાલી શેઠે ઇસ્વીસનની ઓગણીસમી સદીના મધ્ય કાળમાં રંગુન તરફ પ્રયાણ કર્યું હતું. સુરતના વાણીજ્યની જ્યારે અવનતિ થઇ અને સુરત જીલ્લાના ઘણા મુસલમાન અને ખાસ કરીને વહોરા કોમના કેટલાક સાહસીક વૃત્તિ-વાળા નવયુવાનો રંગુન પ્રતિ ગમન કરવાને હિંમતવાન થયા ત્યારે તે તેમની સાથે નીકળ્યા હતા. આ પ્રવાસીસંઘ વહાણો

હંકારીને રંગુન પહોંચ્યો. ત્યાં પહોંચ્યા પછી થોડોક સમય એક બે જગ્યા પર નોકરી કરીને અંતે પોતે એક નાની દુકાન ખોલી અને સખત સ્વપ્રયાસ અને બુદ્ધિબળથી તેને સંસ્થાપિત કરી, તે પછી દિનપ્રતિદીન તેમની દુકાન વધુને વધુ દૃઢ પાયા પર આવતી ગઇ. તે વખતે રંગુન નવું વસ્તું હોવાથી પૂર્વે આવેલા લોકો સારા વ્યાપારની સ્થાપના કરવાને શક્તિમાન થયા. હાલનો સઘળો વ્યાપાર મુખ્યત્વે કરીને આ સાહસિક કોમના હાથમાં છે. ત્યાર પછી કચ્છ અને કાઠીઆવાડ તથા ગુજરાતના લોકો આવ્યા તેમણે પણ પોતાનો વ્યાપાર સારો જમાવ્યો.

શેઠ બહુધા બપોરે અગીઆર વાગ્યા પછી દુકાને આવતા. અને ઘણું ખરૂં સાંજના પાંચ છ વાગ્યા સુધી પોતે હાજર રહેતા. આજે તે ઓફીસમાંજ બેઠેલા હતા. લગભગ સાડા ચાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો. એવામાં ઉમાકાંતને જોઇને તેમણે પુછ્યું: "કેમ, ઉમાકાંત! દરવાન વંદ્રાવનને તેડવા ગયો છે તે આવ્યો નથી કે શું?" શેઠે વંદ્રાવનને આવતાં વિલંબ થતો જાણીને આતુરતાથી પ્રશ્ન કર્યો.

"જી, નહિ, દરવાન આવ્યો નથી, પણ તેને ગયાને ઘણો સમય થયો છે એટલે હવે આવવો જોઇએ." ઉમાકાંતે પણ દરવાનને આવતાં વાર થઇ જાણી શેઠની જીજ્ઞાસાની સાંત્વના કરતાં પ્રત્યુત્તર આપ્યો.

આ વાત થતી હતી એવામાં એક ભાડાની ગાડી આવીને ઉભી રહી જેમાંથી પ્રથમ દરવાન અને પછી વંદ્રાવન ઉતર્યો. વંદ્રાવનને આવતો જોતાં વેંતજ શેઠના અંગમાં જાણે નવચેતનનું સંચાલન થયું હોય એમ તે સ્વસ્થ થયા, અને ગાદી પરના અઠીંગણથી જરા દૂર ખસીને જેવો તેણે ઓફીસના દ્વારમાં પ્રવેશ કર્યો કે પુછ્યું:

"ભાઇ વંદ્રાવન, આવી પહોંચ્યો? તબીયત તો સારી છે ને? પ્રવાસ દરમ્યાન કાંઇ હરકત તો નથી પડીને? તારો

પ્રવાસ પરિશ્રમ દૂર થયો છે ને ?" વિગેરે એક પછી એક પ્રશ્ન પરંપરા શેઠે પ્રફુલ્લવદને વંદ્રાવનને પુછી.

"જી, ના. મુસાફરી દરમ્યાન મારે કોઇ પણ જાતની તકલીફ વેઠવી પડી ન હોતી કારણ કે આપના કલકત્તાની ઓફીસના કાર્યવાહકે મારે માટે ઘણી સારી વ્યવસ્થા કરી હતી. આપ જેવાની મારા પર કૃપા છે તો મને તકલીફ શાની પડે? મને પ્રવાસ પરિશ્રમ સહેજ લાગ્યો હતો તેટલા માટે સવારના આપના દર્શનનો લાભ ન લઇ શકયો. ઉમાકાંત ભાઇને ત્યાં મધ્યાન્હ ભોજન પછી થોડો સમય નિદ્રા લીધી. પછી મારો વિચાર આપની મુલાકાત માટે અત્યારે આવવાનો હતો તેવામાંજ દરવાન બોલાવા આવ્યાની ખબર મળતાં ચા પીને તુરતજ તેની સાથે આવવાને નીકળ્યો." વંદ્રાવને શેઠના તમામ પ્રશ્નોનો સંતોષકારક પ્રત્યુત્તર વાળતાં કહ્યું.

"વારૂ, પણ તારા પિતાજી વિગેરેના શું સમાચાર છે? સુરતમાં હવાપાણી કેમ છે?" શેઠે સ્વદેશના સમાચાર જાણવાની ઉત્સુકતાથી સામો પ્રશ્ન કર્યો.

"પિતાજી, સર્વે કુશળ છે. અને સુરતનાં હવાપાણી પણ હાલ તો સારાં છે. માત્ર ગરમી સાધારણ વધુ પ્રમાણમાં પડે છે." પુનઃ વંદ્રાવને શેઠના પ્રશ્નનો પ્રત્યુત્તર વાળ્યો.

"તારો વધુ વિદ્યાભ્યાસ કરવાનો વિચાર હતો એમ તારા પિતાજી લખતા હતા. પણ હમણાં બીજો પત્ર આવ્યો તેમાં તે લખતા હતા કે વંદ્રાવનનો વિચાર તમારા તરફ આવવાનો છે. માટે તમારો શું અભિપ્રાય છે. એના જવાબમાં મેં તેમને જણાવ્યું કે જો તેનો વિચાર આ તરફ આવવાનો હોય તો સુખેથી મોકલી આપશો. આ સિવાય પણ તારા ઇંગ્લંડથી આવ્યા પૂર્વે જ્યારે મારે તેમની મુલાકાત થઇ હતી ત્યારે મેં તારી માંદગીના સમાચાર સાંભળતાંજ એવી સલાહ આપી હતી કે વધુ અભ્યાસ હાલ મુલતવી રાખીને હવે ફેરને માટે રંગુન મોકલી આપજો." શેઠે વંદ્રાવનૂ

પ્રતિની પોતાની પૂર્ણ કૃપાનું દર્શન કરાવતાં અને તેના તરફ એક સ્નેહભરી દૃષ્ટિ નાંખતાં કહ્યું.

"મારા ઇંગ્લંડથી આવવા બાદ અસ્વસ્થતા વધતી ગઇ અને ડાકટરોએ પણ એવી સલાહ આપી કે હાલ વધુ અભ્યાસ કરવો શ્રેયસ્કર નથી તેથી મારો વિચાર પણ ડગી ગયો. ત્યાર પછી પિતાજીએ તમારા સંબંધી વાત ચર્ચતાં આપની સલાહ મને જણાવી. અને મારો શું વિચાર છે તે પુછ્યું. મેં પણ તમારા મતને અનુમતિ આપી તેથી તેમણે તમારી સાથે પુનઃ પત્રવ્યવહાર કર્યો. આપનો પ્રત્યુત્તર આવતાંજ મેં આ તરફ આવવાની તૈયારી કરી." વંદ્રાવને સ્વવૃત્તાંત ઇત્થંભૂત જણાવતાં કહ્યું.

ત્યાર પછી શેઠે તેને બીજી કેટલીક બાબતો પુછી તેનો વંદ્રાવને સંતોષકારક જવાબ આપ્યો. પછી ઉમાકાંતને પાસે આવેલો જોઇને શેઠે પુછ્યું:

"વંદ્રાવન, તું ઉમાકાંતને ત્યાં ઉતર્યો છે ત્યાં તને કાંઇ અજાણ્યું લાગતું હોય તો ત્યાં જમવાનું રાખીને મારે ત્યાંજ સુવા બેસવાનું રાખીશ તો તને જુદી વ્યવસ્થા કરાવી આપીશ. થોડા સમય પછી આપણા ઘરમાંનું એક તારે રહેવાને માટે આપીશ ત્યાં તું બ્રાહ્મણ ચાકર રાખીને સ્વતંત્ર રહેજે. કેમ તારો શું અભિપ્રાય છે?" કરમાલી શેઠે પુછ્યું.

"જી, મને કોઇ પણ પ્રકારની અગવડ નથી. ઉમાકાંતભાઇ મારી પરોણાગત સારી કરે છે. આતિથ્યમાં કોઇ પણ પ્રકારની ઉણપ આવવા દેતા નથી. તેમના નિવાસાલયમાં વ્યવસ્થા પણ સારી છે, છતાં હાલ થોડો વખત ત્યાં રહીને આપની ઇચ્છાનુસાર મારો વિચાર પણ સ્વતંત્ર રહેવાનો છે, ઉમાકાંતભાઇને વધુ તકલીફ આપવી મને ઇષ્ટ લાગતું નથી." વંદ્રાવને શેઠના મતને અનુમતિ આપતાં કહ્યું.

ઉમાકાંત જે આ વાર્તાલાપ થતો હતો તે વખતે શાંત ઉભો રહ્યો હતો તે દીર્ઘ સમય મૌનાવલંબી ન રહેતાં બોલ્યો:

"વંદ્રાવનભાઈ, તમારા વિચારથી મને ઘણું માઠું લાગે છે. હજુ તમને આવ્યાને એક દિવસ તો થયો નથી તે પૂર્વે તમે સ્વતંત્ર વ્યવસ્થા કરવાની તૈયારી કરો છો. તમે મારે ત્યાં રહેશો તેથી મને કાંઇ અગવડ પડવાની નથી. ઉલટો મને તમારા સુસહવાસનો લાભ મળશે. તે ઉપરાંત આપણે લગભગ સમાન વયના છીએ એટલે આપણે સાથે નિવાસ કરી શકીશું. તમારા આગમનથી મને પણ ઘણો આનંદ થયો છે. માટે મારે ત્યાં રહેવામાં બીજી કોઇ અગવડ ન હોય તો તમે સ્વતંત્ર નિવાસની વ્યવસ્થા કરશો નહિ. પછી તમારે મને તમારા સંસર્ગનો લાભ ન આપવો હોય તો ભલે. તેમાં વિક્ષેપ નાંખવાનું મારે કોઇ કારણ નથી. ઉમાકાંતે દીલગીરી ભર્યા કંઠે અને મ્લાન મુખે પોતાની હૃદયેચ્છા જણાવતાં કહ્યું.

"વારૂ, ત્યારે વંદ્રાવન, ઉમાકાંતનો આટલો આગ્રહ છે તો તેને ત્યાંજ રહેજે. જેથી તેનો વખત પણ આનંદમાં નિર્ગમન થાય. તે ઉપરાંત તમે બન્ને સાથે રહેશો તો તને કોઇપણ જાતની અગવડ અથવા અસ્વસ્થ પ્રકૃતિ વખતે તે ઘણો ઉપયોગી થઇ પડશે. વળી તું પરણેલો નથી. એટલે એકાંતવાસથી તું તારો સમય વાંચનમાંજ વ્યતિત કરવાનો, જેથી તારી તબીયત પુનઃ નાદુરસ્ત થવાનો સંભવ રહે છે. માટે હાલ તો ઉમાકાંતની સાથેજ રહેવાનું રાખવું સારૂં છે." શેઠે ઉમાકાંતના મનનું સમાધાન કરતાં અને વંદ્રાવનની અગવડ ટાળવાના ઇરાદાથી જણાવ્યું.

"વારૂ, ત્યારે આપની ઇચ્છા અનુસાર હાલ તો ઉમાકાંત ભાઇને ત્યાંજ રહેવાનું રાખીશ." વંદ્રાવને નમ્રતાથી કહ્યું.

આ સમયે લગભગ સાડાપાંચ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. શેઠે પોતાના વડા મુનીમને બોલાવીને વંદ્રાવનની ઓળખાણ કરાવી અને તેને જે કામ સોંપવાનું હતું તે બતાવવાની આજ્ઞા કરી. કિન્તુ વડા મુનીમે આવતી કાલે પુરસુદના વખતે બતાવવાનું કહેવાથી શેઠે તેની ઇચ્છાનુસાર કરવાની આજ્ઞા આપી ત્યાર પછીનો થોડો કાળ વંદ્રાવન

સાથે વાતોમાં નિર્ગમન કર્યો અને લગભગ છ વાગ્યાના સુમારે બંગલે જવાને નીકળ્યા. શેઠ મોટરારૂઢ થઇને ગયા તે પછી વંદ્રાવન અને ઉમાકાંત પણ ગૃહપ્રતિ જવાને ગાડીમાં બેઠા અને લગભગ સાડા છ વાગતાં ઉદ્યાન નિવાસાલયમાં આવ્યા. ત્યાં આવ્યા ત્યારે યમકુમારીએ રાત્રિ ભોજનની સર્વ તૈયારી કરેલી હતી. જેવા તે બંન્ને પ્રધાન ખંડમાં આવ્યા તેવુંજ યમકુમારીએ પ્રસન્નવદને કહ્યું:

"જમવાનું તૈયાર છે, જો તમારો વિચાર હાલ ભોજન કરવાનો હોય તો પાટલા નાંખી થાળીઓ બનાવું."

"જમવાનું જ્યારે તૈયારજ છે ત્યારે ગરમાગરમ ખાવુંજ સારૂં, કારણ કે અત્યારે આપણે બહાર ફરવા જઇએ અને આજે પૂર્ણિમા છે એટલે રાત્રિએ કદાચ મોડા આવીએ ત્યાં સુધીમાં ભોજન ઠંડું થઈ જાય તો ખાવામાં સ્વાદ ન પડે. માટે હાલજ થાળીઓ બનાવ." ઉમાકાંતે પોતાનો વિચાર જણાવતાં કહ્યું. અને વળી વંદ્રાવન સામું જોઇને પુછ્યું, "કેમ, ભાઇ, તમારો શો વિચાર છે અત્યારે જમીશું કે રાત્રિએ પાછા આવ્યા પછી?"

મ્હારો વિચાર પણ અત્યારેજ જમીને બહાર જવાનો છે. પૂર્ણિમા છે એટલે આલ્હાદકારક ચાંદનીમાં ફરતાં કદાચ મોડું અવાય." ઉમાકાંતના મતને મળતો જવાબ આપ્યો.

યમકુમારીને ભોજન પીરસવાની આજ્ઞા થતાં તે પાકગૃહમાં ગઇ. ઉમાકાંતે અને વંદ્રાવને તેટલા સમયમાં કપડાં ઉતાર્યાં. અને પછી પાકગૃહ તરફ ગયા. બન્ને પોતપોતાને આસને ગોઠવાયા. યમકુમારીને પણ વાંધો ન હોય તો ઉમાકાંતે સાથેજ ભોજન લેવાનું કહ્યું. યમકુમારી પ્રથમ તો શરમાઇ અને સલજ્જ મુખે ના કહી. કિન્તુ વંદ્રાવનના દ્રઢાગ્રહથી અને ઉમાકાંતની આજ્ઞાથી સાથે જમવા બેસી ગઇ. જમવાનું શરૂ થયું. થોડીક પળ સર્વ કોઇ મૌનાવલંબી હતું. પ્રથમ ઉમાકાંતે મૌન ભંગ કર્યું અને વંદ્રાવનને પુછ્યું,

"કેમ, વંદ્રાવનભાઇ, તમને શેઠનો સ્વભાવ કેમ લાગ્યો?"

"શેઠનો સ્વભાવ ઘણો મમતાળુ અને માયાળુ છે. તેમનો મારા પ્રતિ આટલો વાત્સલ્ય ભાવ જોઇને મને તેમને માટે ઘણી માનની લાગણી ઉત્પન્ન થાય છે. શું તેમની નમ્ર વાણી, અને તેમના સ્નેહાળ શબ્દો! આટલી વિપુલ લક્ષ્મી છતાં પણ લક્ષ્મીજન્ય અભિમાન અને મદાંધતાનો તેમનામાં સર્વાંશે અભાવ છે એ કોઇ તેમના પૂર્વજન્મના પુણ્યનુંજ ફળ છે. બીજા ઘણાએ ધનીક હોય છે, પણ તેઓ લક્ષ્મી-મદથી છકી ગયેલા હોય છે. અહંકારી અને પાપ વૃત્તિઓ-થી ભરેલા હોય છે. સદાકાળ અશ્રેય કરવામાં પોતાની તત્પરતા દાખવે છે. મુખમુદ્રા સૌજન્યશાળી હોય છે અને હૃદય કલુષતા પૂર્ણ હોય છે. આધુનિક કાળના ધનીકો પરોપકાર કરવામાં પોતાના ધનનું સાર્થક્ય સમજતા નથી. પરંતુ ખુશામતિઆઓને પોતાની પ્રશંસા કરવા બદલ ધન આપવામાં શ્રેય માને છે. કેટલાક નીતિભ્રષ્ટ હોય છે; કામિ-નીઓના સંગમાં હમેશાં પોતાનું જીવન ગુજારે છે. અને મદ્યપાનાદિક હાનીસ્પદ અને અસ્તુત્ય માર્ગોમાં ધનનો વ્યર્થ વ્યય કરતા નજરે પડે છે. આવા ધનવાનો જ્યાં હિન્દુસ્તાનમાં અસ્તિત્વ ધરાવે છે, જ્યાં ધનીક તરીકે ફરજોનું તેમને ઘોર અને અક્ષમ્ય અજ્ઞાન છે, ત્યાં આપણા ભારત વર્ષની ઉન્નતિ સાધ્ય થવાનાં સ્વપ્નાં પણ શી રીતે ફળીભૂત થાય. શેઠ કરમાલી મારા સાંભળવા પ્રમાણે નીતિવાન, પરોપકારી, નિર્લોભી, નિરહંકારી, સૌજન્યશાલી, નીચ વિષય-વાસના અને અધિક ધન સંચયની લોલુપતા રહીત છે તેથી તેમનો ભાગ્યોદય થઇ શકયો છે." વંદ્રાવને પોતાના વિચારોનું સ્પષ્ટીકરણ કરતાં અને ધનવાનોની સ્થિતિ અને તેમની વાસ્તવિક ફરજોનું સરળ હૃદયે દિગદર્શન કરાવતાં કહ્યું.

"ભાઇ, વંદ્રાવન. તમારો શેઠ માટેનો આવો ઉચ્ચ અભિપ્રાય સર્વાંશે સ્તુત્ય અને સત્ય છે એમ મારૂં અંતઃકરણ પણ સાક્ષી આપે છે. જ્યાં આવા ધનીકો નિવાસ કરે છે તે ભૂમિ સૂર લોકોનીજ સમજવી. તેમની સ્વપ્રયાસથી ઉપાર્જિત

કરેલી લક્ષ્મી હમેશાં સદ્‌માર્ગેજ વપરાય છે એ નિઃશંક છે."
ઉમાકાંતે વંદ્રાવનના વિચારોને માટે હર્ષભાવ દર્શાવતાં અને
તેની નિષ્પક્ષપાત દૃષ્ટિથી બંધાયેલા અભિપ્રાયને અનુમોદન
આપતાં કહ્યું.

ભોજનકાર્ય હવે સમાપ્ત થવા આવ્યું હતું. યમકુમારી જે
ઉપર્યુક્ત સંભાષણ શાંતિચિત્તે શ્રવણ કરતી તેના હૃદયકુંજમાં
વંદ્રાવનની વિદ્વતા અને નિખાલસતાને માટે ઘણો સદ્‌ભાવનો
આવિર્ભાવ થયો હતો. કિન્તુ આથી તેના સંતપ્ત હૃદય પર
જુદીજ અસર થતી હતી. ઉમાકાંત અને વંદ્રાવનની તુલનામાં
વંદ્રાવન તેને સર્વ રીતે શ્રેષ્ઠ જણાયો. તેને તે કેવળ
આદર્શમય પુરૂષરત્ન જણાયો. તેનામાં તે આદર્શમય જીવન
ગાળનાર વ્યક્તિના સર્વ લાક્ષણિક સદ્‌વર્તનો, સદ્‌ભાવ, સદ્‌ગુણ
સંપન્નતા, સરળ હૃદયતા, નિષ્પક્ષપાતતા, નૈસર્ગિક બુદ્ધિમતા
અને નિરપેક્ષતાનું દર્શન કરી શકી હતી. તે અનેક વિચાર
પરંપરાના પ્રવાહમાં તણાવા લાગી અને સ્વવાદ કરવા લાગી.
જે સન્નારીને આવો પતિ મલવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે તે
કેવી ભાગ્યશાળી હશે. કયાં મારૂં મંદ ભાગ્ય, કયાં મારો અલ્પ
શિક્ષિત અને અહંકારી પતિ, અને કયાં આ સુશિક્ષિત અને
પાંડિત્ય દર્પ વિહિન વંદ્રાવન! કયાં મારો અરસિક અને
શુષ્ક જીવન ગાળનાર પતિ, અને કયાં આ રસજ્ઞતા અને
આલ્હાદની સાક્ષાત મનુષ્યમૂર્તિ. કુદરતે કેવી ગંભીર અક્ષમ્ય
ભૂલ કરી છે! આવા રસજ્ઞ મનુષ્યોમાં વિરાગનો ભાવ મુકાયો
છે, અને રસભાવના વિહિન મારા પતિમાં ઇંદ્રિય લોલુપતાનો
સંચાર કર્યો છે. વિધાતાને ત્યાં ન્યાય નથી. સામ્યનો અસામ્ય
સાથે સંયોગ થવાથીજ આટલો અનર્થ અને અત્યાચાર થાય
છે. પણ—

આટલું બોલીને કાંઇ વિચાર આવવાથી તે એકદમ અટકી
અને હાથ મોં ધોઇને પ્રધાન ખંડ તરફ ગઇ. ઉમાકાંત અને
વંદ્રાવન ત્યાં કપડા પહેરવામાં રોકાયલા હતા. યમકુમારીને
જોતાં ઉમાકાંતે પુછયું, ' કેમ, તું હજુ તૈયાર નથી થઇ.

ચાલ જલદી કર." યમકુમારી વસ્ત્ર પરિધાન ગૃહમાં ગઇ અને એક પછી એક બે ચાર વસ્ત્રોને બારીકાઇથી જોઇને તેમાંથી એક પસંદ કરીને પહેરી લીધું, અને બીજા જે જે અલંકાર આદિ સજવાના હતા તે સજી લીધા. કેશ સંમાર્જન કર્યા, લલાટ પ્રદેશમાં કુંકુંમનું ચિન્હ કર્યું અને તૈયાર થઇને પ્રધાન ખંડમાં આવી. ઉમાકાંત અને વંદ્રાવન પણ તૈયાર હતા. યમકુમારીને તૈયાર થયેલી જોતાં અનુચરને ઉમાકાંતે હાંક મારીને એક અશ્વરથ બોલાવવા ફરમાવ્યું અને વંદ્રાવન વીગેરે સાથે નીચે ઉતરવાં માંડયું. અશ્વરથ આવતાં એક બાજુએ ઉમાકાંત અને વંદ્રાવન અને સામે યમકુમારી એમ ગોઠવાતાં રથ ચલાવવાની સંજ્ઞા થતાં રથ ચાલવા માંડયો. રથ સંચાલકે પુછયું, "કયાં જવાનું છે?"

"રોયલ લેક પર હાંક." ઉમાકાંતે ડોકું બહાર કાઢીને કહ્યું.



# પ્રકરણ ૮ મું.

## પ્રપંચી ગુલાબરાય.

રંગુનના એક આછી વસતીવાળા એક વિશાળ રાજમાર્ગ પર એક કાષ્ટગૃહ આવેલું છે. આ ગૃહની ચતુર્દિશાની દીવાલો પણ કાષ્ટની બનાવેલી હતી. કાંઇએ પણ ઇંટ, ચુનાનું દર્શન થતું ન હતું. આજુબાજુ થોડે થોડે અંતરે આવા બે ચાર કાષ્ટગૃહો સિવાય કોઇ પણ જગ્યાએ પાકી બાંધણીનું ઘર નજરે ન આવતું. આ કાષ્ટગૃહનિવાસીઓ ભિન્ન ભિન્ન જ્ઞાતિના હોવાથી એક બીજાના સંસર્ગમાં આવતા નહિ. આ ગૃહોમાં મનુષ્ય નિવાસને આવશ્યક સર્વ પ્રકારની ગોઠવણો હતી. જે ગૃહની સાથે પ્રસ્તુત નવલકથાનો સંબંધ છે, તે ગૃહને ત્રણ ખંડમાં વિભક્ત કરવામાં આવેલું હતું. પ્રથમ ખંડમાં એક લેખન પીઠ અને બે ચાર કાષ્ઠાસનો ગોઠવવામાં આવ્યાં હતાં અને એક ખુણામાં એક નેત્ર આરામાસન હતું. આ સિવાય એક સુંદર કબાટ અને નાનું દર્પણવાળું મેજ હતું. બીજા એક ખુણામાં એક મોટો પલંગ બીછાવેલો પડેલો હતો જેને મચ્છરદાનીથી વધારે સુશોભિત બનાવવામાં આવેલો હતો. અત્યારે મચ્છરદાનીને ચતુર્દિશાઓ વાળીને પલંગના છત્રની લાકડીઓ પર મુકવામાં આવી હતી. પલંગ પરનો પ્રચ્છદપટ જાણે હમણાં નવોજ બીછાવ્યો હોય એમ લાગતું હતું. આ ગૃહમાં હવાને સારૂ વાતાયનોની ખોટ ન હોતી. વિદ્યુત્બત્તિઓથી તેને અલંકૃત કરવામાં આવ્યું હતું. પ્રથમ ખંડમાં બે બત્તિઓ ઝગઝગાટ બળતી હતી જેના તેજથી કાષ્ઠ દીવાલો પરનું રોગાન વધારે પ્રકાશીત લાગતું હતું. દીવાલો પર સામસામા ગોઠવેલા આયનામાં પ્રકાશનું પ્રતિબિંબ પડતું હતું. આ આયનાઓની પંકિતમાં થોડે થોડે અંતરે હસ્તાલેખિત ચિત્રો ગોઠવવામાં આવ્યાં હતાં. આમાંના કેટલાંક પ્રણય જીજ્ઞાસા

ઉત્પન્ન કરે એવાં વિકારવશ આકૃતિઓવાળાં હતાં. આમાં
કૃષ્ણ અને રાધાનું. કૃષ્ણ પોતાના હસ્તદ્વયથી રાધાના પીન-
પયોધર યુગલનું મર્દન કરતી અને શ્યામ મુખકમલથી તેના
અધરનું પાન કરતી આકૃતિનું ચિત્ર વધારે આકર્ષક અને
મોહક લાગતું હતું. આ સિવાય લતા કુંજમાં પાણી સિંચન
કરતી શકુંતલાને ગુપ્ત રીતે નિહાળતા ઉભેલા દુષ્યંતરાજાનું
ચિત્ર પણ વધારે મનોમુગ્ધકર લાગતું હતું. બીજી બાજુ પર
હિમગૃહમાં કુસુમ શય્યા પર સુતેલી મદનશરોથી વિંદીર્ણ
થયેલી અને ચંદ્રાપીડનું સ્મરણ કરતી કાદંબરીની વિહ્વળ-
દશાનું ચિત્ર હતું તે પણ પ્રણય જીજ્ઞાસા સતેજ કરવાને
પુરતું હતું. આ વખતે આ ગૃહમાં એક પેરણ પહેરેલો
પુરૂષ પ્રથમ ખંડમાં આમતેમ ફર્યા કરતો હતો અને વારંવાર
પોતાની મુખમુદ્રા દીવાલ પરની આદર્શાવલીમાં વિલોકતો હતો.
તેનું શરીર સાધારણ હૃષ્ટપુષ્ટ હતું. ગાત્રો ભરાવ અને માંસલ
હતાં. નેત્રો ઝીણાં અને ચંચળતા પૂર્ણ હતાં. મુછો ભરાવ
અને અણીદાર હતી. નાસિકા ઘાટીલી હતી. આ પુરૂષ વર્ણે
સાધારણ શ્યામ હતો. મુખમુદ્રા તેજસ્વી હતી. અને કાંઈ
વિચાર તરંગમાં તણાતો હોય એમ ગાંભીર્યસુચક હતી. આ
પુરૂષ થોડી થોડી વારે માર્ગ પર પડતા વાતાયને આવીને
દૂર દૃષ્ટિ નાંખીને બારીકાઇથી જોતો હતો. તેથી તે કોઇના
આગમનની માર્ગ પ્રતીક્ષા કરતો હોય એમ અનુમાન થતું
હતું. કોઇ અશ્વરથના ચક્રનો ગડગડાટ દૂરથી તેને કર્ણગોચર
થતો કે ત્વરિત તે વાતાયન પાસે આવતો અને જ્યારે તે
આગંતુક અશ્વરથ તેના દ્વાર પાસે ઉભો ન રહેતાં માર્ગમાં
આગળ પ્રયાણ કરતો ત્યારે નિરાશ અને ઔદાસીન્ય પૂર્ણ મુખે
તે પાછો ફરતો અને વળી આમતેમ ફરતો. ઘડીકમાં તે
કક્ષમાંના આસન પર બેસી લમણા પર અંગુલિ રાખી જાણે
કાંઈ મહાન શોકાર્ણવમાં ડુબી ગયો હોય એમ લાગતું. તેની
મુખમુદ્રા પર ક્ષણમાં પ્રસન્નતાસુચક સ્મિત અને ક્ષણમાં
નિરાશાજન્ય નિસ્તેજતાનાં આવરણો દૃશ્યમાન થતાં હતાં,

થોડી ક્ષણ તેણે આમ વિચાર નિદ્રામાં નિર્ગમન કરી હશે એવામાં અશ્વરથનાં ચક્રોનો ગડગડાટ તેના કર્ણ પટપર અથડાતાં તે ઝબાકળો ઉઠયો અને પુનઃ માર્ગ પરના વાતાયન પાસે આવીને ઉભો. અશ્વરથ નજીકને નજીક આવતો ગયો અને છેવટે આ કાષ્ટગૃહના પ્રવેશદ્વાર સન્નિકટ આવતાં રથમાંથી "સબુર" એવો અવાજ થતાં રથ અટકયો. કાષ્ટગૃહ નિવાસી પુરૂષના મુખ પર પ્રસન્નતા છવાઇ અને તેનું વક્ષઃસ્થળ ભરતી સમયના સમુદ્રમાં જેમ મોજાંઓ ઉછળવા માંડે તેમ હર્ષોર્મિથી ઉછળવા લાગ્યું. તેની નિરાશા આશામાં રૂપાંતર પામી. તેણે એક મધુર સ્મિત કર્યું અને બોલ્યોઃ "વાહ, આખરે પોતાનું વચન પાળ્યું ખરૂં." અશ્વરથ ઉભો રહેતાં તેમાંથી એક સુંદર, મદિરાક્ષી, કૃશાંગના, મદોન્મત્તા અને તારૂણ્યના પૂરમાં તણાતી એક નવયૌવના ઉતરીને આ કાષ્ટ ગૃહના દ્વાર તરફ જવા લાગી. પેલા પુરૂષે તેને પ્રથમથીજ ઓળખી હોય એમ તુરત દોડીને તેણે દ્વાર ઉઘાડયું અને તે નવયૌવનાને જોતાંજ બોલ્યોઃ "કેમ પ્રિયે દુર્મિલા, કુશળ તો છે ને?" પેલા પુરૂષે સહર્ષ મુખમુદ્રાથી પ્રશ્ન પૂછયો.

આ નવીન આગંતુક યુવતી તે દુર્મિલા હતી એ વાંચકો સહજ સમજી શકયા હશે.

"હા, મારી મદન મૂર્તિ, હું કુશળ છું. અને પ્રિય ગુલાબરાય, આપના મનોમુગ્ધકર મુખ પુંડરીકનાં દર્શનથી વધારે." દુર્મિલાએ હર્ષોર્મિને પ્રગટ કરતાં પોતાનો હૃદયભાવ જણાવ્યો.

પ્રિય વાંચક! તને હવે સમજાયું હશે કે આ કાષ્ટ ગૃહ-નિવાસીનું નામ ગુલાબરાય હતું. ગુલાબરાયનો પરિચય આપણને થયો નથી માટે કિંચિદ્ અંશે તેનો પરિચય મેળવવો આવશ્યક સમજી આપણે તે વિષય પરત્વે કાંઇ જ્ઞાન મેળવવા પ્રયત્ન કરીશું.

ગુલાબરાય એક કાયસ્થ કુટુંબનું સંતાન હતું. તેનાં માતાપિતા તેને બાલ્યાવસ્થામાં મૂકીને પરલોકગામિ થયાં હતાં. ત્યાર પછી તેના એક નજીકના સગાને ત્યાં રહીને તેની ઉદારતાને લીધે કાંઇ ગુજરાતી અને કાંઇક આંગ્લ વિદ્યાનું જ્ઞાન સંપાદાન કરવાને તે ભાગ્યશાળી થયો હતો. દુર્મિલાને તે બંને એક ગામનિવાસી હતાં. દુર્મિલાની માતા તેના આ પાળક સગાને ત્યાં ગ્રહકાર્ય કરવા આવતી હતી. દુર્મિલાને તે સ્વદેશમાં હતો ત્યારથીજ પિછાનતો હતો. દુર્મિલાનાં લગ્ન વખતે પણ તે ત્યાંજ હતો. દુર્મિલા કરતાં તે બેચાર વર્ષ મોટો હતો. દુર્મિલાને વૈધવ્ય અવસ્થાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું તે વખતે ગુલાબરાય ત્યાંજ હતો. તે જ્યારે વૈધવ્ય દશામાં આવી ત્યારે તેનું વય લગભગ સત્તર અરાઢ વર્ષનું હતું. તેની માતાના કામ પર તે કેટલીક વખત જતી હતી, એટલે ગુલાબરાયને દુર્મિ..ને જોવાનો પ્રસંગ ઘણીવાર ઉપસ્થિત થતો. ગુલાબરાનું વય આ વખતે એકવીસ વર્ષનું હતું. તે અવિવાહિત હતો, કારણ કે તે ગરીબ અવસ્થામાં હતો. દ્રવ્યોપાર્જન માટે તે આમતેમ વૃથા પ્રયાસ કરતો કિન્તુ કોઇ પણ રીતે જીવન નિર્વાહને માટે આવશ્યક સ્થાયી નોકરી મેળવવામાં તે ફાવ્યો ન હોતો. તેની સ્થિતિ દિવસાનુદિવસ વધારે દારિદ્રપૂર્ણ થતી જતી હતી. નિર્ધન અવસ્થામાં તેના પાળક સગાનું તેને આશ્વાસન હતું. કોઇ પણ પ્રકારનો ઠપકો તેને સાંભળવો પડતો નહિ. તેનો સગો એવો સુશીલ અને દયાભાવવાળો હતો કે ગુલાબરાયને અનેક સ્થળોએ ચાકરીએ ગોઠવવા તે પોતાથી બનતો પ્રયાસ કરવામાં કચાશ ન રાખતો. પણ જ્યારે તે ફતેહમંદ નહિ થતો ત્યારે માત્ર ભાગ્યનેજ દોષ દઇને ગુલાબરાયનું હૃદય શાંત કરતો અને આશ્વાસનદાયી શબ્દોથી તેની નિરાશાને દૂર કરતો.

દુર્મિલા તેને ઘેર આવતી જતી તે વખતથી ગુલાબરાયનું મન તેનામાં લુબ્ધ થયું હતું અને તેને પોતાની પ્રણય-ભાગિની કરવાને તે અહોનિશ પ્રયાસ કરતો. ગૃહમાં કોઇની

અનુપસ્થિતિનો લાભ લઈને દુર્મિલા ગૃહ કાર્યમાં પ્રવૃત હોય ત્યારે જતો અને અનેક કાર્યનું બ્હાનું કાઢીને ત્યાં દીર્ઘ-કાલ પર્યંત રોકાતો. ક્વચિત્ નયન શરથી દુર્મિલાને પોતાનો પ્રેમ દાખવતો. દુર્મિલા પણ તેની આ સર્વ પ્રણય ચેષ્ટાઓ અજ્ઞાતપણે જોયા કરતી. ગુલાબરાય તેના આવવા જવાના માર્ગનું રૂંધન કરીને ઘણી વખત ઉભો રહેતો. કેટલીક વખતે આવા માર્ગ રૂંધનના પ્રયોગથી ઉભયના શરીરનો સ્પર્શ થતો. દુર્મિલા પ્રથમ તો ક્રોધિત થતી હોય એમ જણાતી હતી. કિન્તુ દિવસાનુદિવસ તેની વૃત્તિઓ શિથિલ થતી ગઈ. તેના હૃદયમાં પ્રેમ વિષ સિંચાયું. ગુલાબરાય હવે વધારે હિમ્મતવાન બન્યો અને એકાંત મેળવવા સર્વ પ્રયાસ કરવા લાગ્યો. દુર્મિલાએ પણ પોતાની માતાને સમજાવીને આ ગૃહકાર્ય કરવાનું પોતાને માટે રખાવી દીધું. તે હવે રોજ આવતી હતી. તેની ચેષ્ટાઓ પણ દિવસે દિવસે વધતી જતી હતી. તેની ઇન્દ્રિયલાલસા વધારે સતેજ થતી જતી હતી અને ઇન્દ્રિય સુખ ભોગવવાને માટે તેનું હૃદય તલસતું હતું. એકાંત મળતાં બન્ને રતિ ચેષ્ટાઓ કરતાં અને પ્રેમ ગોષ્ટીથી એકમેકનાં હૃદય ખાલી કરતાં. એક દિવસે પ્રારબ્ધના યોગે ગૃહનાં તમામ માણસો સવારથી કોઈ બહારનાં સ્થળે જવાનાં હતાં. માત્ર ગુલાબરાયને ગૃહ સંભાળને માટે રાખવાનું નિર્માણ થયું હતું. બ્હારથી તેણે દીલગીરી દર્શાવી, પણ તેનું અંતઃકરણ હર્ષથી ઉછાળા મારતું હતું. સવારના સર્વ રવાના થયા. માત્ર ગુલાબરાય એકલોજ ઘરમાં હતો. દુર્મિલા હંમેશ મુજબ ગૃહકાર્ય કરવાને આવી અને તેને એકલો જોઈને સહેજ પ્રસન્ન મુખમુદ્રાથી સ્મિત કર્યું. અને ગુલાબરાયે તે જોયું નથી એમ ધારીને સલજ્જ મુખે કાર્ય પ્રવૃત્ત થવાને અંદરના ભાગમાં ગઈ. ગુલાબરાય પ્રથમ તો તેના આવા કૃત્યથી વિચારસ્તબ્ધ થઈ ગયો કિન્તુ મદન તૃપ્તિની લાલસાએ તેના હૃદયના કાતરભાવને ત્યાગ કરાવીને દુર્મિલાની પાછળ જવાની પ્રેરણા કરી. તેણે તેને આવતાં જોયો કે નિર્લજ્જ મુખ

કરીને નિશ્ચેષ્ટ ઉભી રહી. ગુલાબરાય ધૈર્ય ધરી આગળ વધ્યો અને ચિબુક સ્પર્શથી તેનું મુખ ઉંચું કર્યું. પ્રણયભીનાં સ્નિગ્ધ નયનો એકમેકને મળ્યાં. એકમેકના હૃદયો વિહ્વળ થવા લાગ્યાં. ઉભય પરવશ દશામાં ક્ષણવાર ઉભાં રહ્યાં. અંતે ગુલાબરાયે પોતાના હસ્તદ્વય પ્રસાર્યા અને દુર્મિલાને બાહુપાશમાં બદ્ધ કરીને એક અધરાલિંગન દીધું. તત્પશ્ચાત્ પોતાનો એક હાથ તેના વાંસાપર રાખી બીજાથી તેના ચરણદ્વયને ભૂતળપરથી ઉપાડીને જાણે મૃત દશામાં હોય તેમ ભુજા લિપ્ત કરીને એક કાષ્ઠ પલંગ પર લઇ જઇને સુવાડી. આજે દુર્મિલાનું વૈધવ્ય ધર્મથી પતન થયું. આજે તે દુશ્ચરિતા પાપીયસી અને વૈધવ્યવૃતભંગિની થઇ ચુકી. જ્યારે દુર્મિલા મોહ નિદ્રામાંથી જાગૃત થઇ અને તેને પોતાની સ્થિતિનું ભાન થયું ત્યારે તેનું મન ઘણુંજ આકુળ વ્યાકુળ થવા લાગ્યું. પોતાની વિવશતા અને ચંચળ મુગ્ધતાને માટે પશ્ચાતાપ થવા લાગ્યો. જ્યારે તેણે ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે જોયું હતું કે ગુલાબરાય એકલો છે છતાં પણ વિના સંકોચે ગૃહ કાર્ય કરવાને અંદર ગઇ એ પોતાની ગંભીર ભૂલ તેને હવે સમજાઇ. તેને ઘણું વિમાસણ થવા માંડયું. તેનાં નેત્રોમાં અશ્રુબિંદુઓ ભરાઇ આવ્યાં, પણ વિધિનુ ધાર્યું સર્વદા બને છે એમ આશ્વાસન માની અશ્રુબિંદુઓને લુછી નાંખ્યાં અને જાણે ચોર કર્મ કર્યું હોય એમ છુપાતી છુપાતી અંદર જઇને પોતાનુ હંમેશનુ કાર્ય સમાપ્ત કરીને ઘેર જતી રહી. આ પ્રસંગથી સર્વ કોઇ અજ્ઞાત હતું. કોઇને શંકાશિલ થવાનું કારણ પણ મળ્યું નહોતું. દુર્મિલાનો ભાઇ આ પ્રસંગ બન્યો ત્યારે રંગુનમાં રહેતો હતો.

ઉપર્યુક્ત ઘટનાને એક બે વર્ષ વિતી ગયા પછી ગુલાબરાયને રંગુન જવાનુ થયું, ત્યાં તે સારી નોકરી મેળવવા ભાગ્યશાળી થયો અને પોતાનો જીવનકાળ સુખરૂપ વ્યતિત કરવા લાગ્યો. થોડા સમયમાં દુર્મિલા પણ રંગુન ગઇ ને આપણે પ્રસ્તુત નવલકથાના આગળના ભાગમાં જોયું છે, તેમ

રંગુન આવવાના સમાચાર તેના ભાઇ પાસેથી ગુલાબરાયને મળ્યા હતા. તે તેને મળવા માટે પણ ગયો હતો દિનપ્રતિદિન તેમને એકબીજાને ત્યાં જવા આવવાનો પ્રસંગ વધતો ગયો. ગુલાબરાયની પાપવૃત્તિ અને તેના દુશ્ચરિત વિષે દુર્મિલાના ભાઇને લેશમાત્ર પણ શંકા નહોતી. દુર્મિલાને શેઠ કરમાલીને ત્યાં સેવિકા તરીકે રાખવામાં આવી તે આપણે જોયું છે. હવે તે સ્વચ્છંદે અને નિરંકુશ રીતે ફરતી હતી અને પોતાના પ્રિયતમની સાથે આનંદમાં સંસાર સુખ ભોગવતી હતી.

દુર્મિલા ઉપર લખ્યા પ્રમાણે કાષ્ઠગૃહના આંતર ભાગમાં પ્રવિષ્ટ થઇને એક આસનપર બેઠી. બેઠા પછી ગુલાબરાયે પુછ્યું:

"કેમ દુર્મિલા, તને આજે આવતાં ઘણો વિલંબ થયો?"

"હું આવવાને માટે તૈયાર તો વ્હેલી થાત પણ યમકુમારી પાસે જવાથી ત્યાં દીર્ઘકાળ પર્યંત વાર્તાલાપ કરતી બેઠી તેથી મોડી ઉઠી. તે ઉપરાંત સાયંકાળના સમય પૂર્વે ઉદ્યાનમાંથી નીકળવાથી કોઇને શંકાશીલ થવાનું પ્રયોજન મળે એટલે સાયંકાળ પછીજ નીકળી અને અન્યથા રોકાયા વગર સીધી તમારે ત્યાંજ આવી છું." દુર્મિલાએ પોતાના મોડા આવવાનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું.

"મારી પ્રતિરતિ દુર્મિલા, કદાચ આજે તું આવીશ નહિ એમ મને લાગતું હતું. તને જોઇ નહોતી ત્યાંસુધી મારૂં મન ઘણું આકુળવ્યાકુળ થતું હતું. તારી મનમોહક કાંતિનું દર્શન થયું નહોતું ત્યાંસુધી આ હૃદય વિરહજન્ય પીડાથી સંવેદિત અને સંતપ્ત થતું હતું. મારી પ્રણયિની! તારા મિલનથી મને અગાધ અને અવર્ણ્ય આનંદ થાય છે. આજે પૂર્ણિમા છે એટલે પ્રણયીયુગલો પૂર્ણેન્દુની શીતળ અને આલ્હાદકારી ચાંદનીમાં આમ તેમ ફરે છે. અને આ મૃતલોકમાં સ્વર્ગીય સુખનો લ્હાવો લે છે. વિરહીજનોને ચંદ્ર પીડે છે. તું આવી નહોતી ત્યાંસુધી આ દયાહીન અને નિષ્ઠુર ચંદ્ર

મને પીડા કરતો હતો. વાહ ! શું તારો સ્નેહ, તારૂં મુખદર્શન અત્યારે મારી હૃદય પીડાને દૂર કરવાને શકિતમાન થયું છે. તું મારા પ્રેમસંતપ્ત હૃદયનો ધનવંતરી છે.” ગુલાબરાયે પોતાની પ્રેમપીડાનું અને વિરહાવસ્થાનુજન્ય મદન પીડાનું બયાન કરતાં કહ્યું.

“મારા હૃદયેશ્વર, જેમ મારા વિયોગથી આપના હૃદયને અસુખ થાય છે તેવું તમારા મુખચંદ્રના દર્શન વગર મારા પ્રેમપિપાસુ હૃદયને પણ મદનપીડા સતાવે છે. અંગે અને રગેરગમાં વિરહવેદના થતી લાગે છે. મારો આખો દિવસ નિરાશા અને મ્લાનતામાં પસાર થાય છે. પ્રભુની શી ઘટના છે. સ્ત્રી પુરૂષનું કેવું જોડલું બનાવ્યું છે. ઉભયને જ્યારથી એક-મેકના પ્રથમ સમાગમરૂપી સુખની પ્રાપ્તી થાય છે ત્યારથી એક બીજાને ચ્હાતાં શીખે છે. તેમનો આંતરિક પ્રેમ દિવસે દિવસે વૃદ્ધિંગત થતો જાય છે. તેઓ એક બીજાને સૃષ્ટિના અન્ય પ્રાણીઓ અને સગાંસહોદર કરતાં પણ વધારે ચ્હાતાં શીખે છે.” ઊર્મિલાએ પોતાનો હૃદયભાવ વ્યક્ત કરતાં કહ્યું.

“પણ પ્રિયે, આજે તું યમકુમારી પાસે શા માટે ગઇ હતી ? તને જે કાર્ય મેં સોંપેલું છે તેમાં તેં કાંઇ પ્રગતિ કરી કે નહિ ?” ગુલાબરાયે પ્રેમ વિષય અને એક નવીન વિષયમાં પરિવર્તિત કરવાના ઉદ્દેશથી પ્રશ્ન પુછયો.

“મારા મદન મદહર્તા અને જીવનાધાર, યમકુમારીને સમજાવી, લલચાવા અને તમારા પ્રેમની પ્રગાઢતા દર્શાવીને તેને તમારી પર્યંકશાયિની બનાવવાના કાર્યમાં મેં અદ્યાપી સુધી કાંઇ પ્રગતિ કરી નથી. આજે તેની પાસે ગઇ હતી. કિન્તુ અન્ય વાર્તા પ્રસંગ ચાલતો હોવાથી આપના કાર્ય પરત્વેની કાંઇપણ વાત તેની પાસે કરવાની મારાથી હિમ્મત થઇ શકી નહિ. તદ્ઉપરાંત તેને ત્યાં આજે કોઇ નવીન વ્યકિતનું આગમન થયું છે. તેનો પરિચય આપને નહિ હોય. યમકુમારીના વાર્તા પ્રસંગપરથી એમ સમજાય છે કે તે સુરત નિવાસી

છે, અને ઉમાકાંતની ઓફીસમાંજ રહેવાનો છે. વળી તેનું હૃદય પણ આજે વ્યગ્રતાપૂર્ણ હતું તેથી આ વાત સંબંધે કાંઇપણ શબ્દોચ્ચાર કરવો મને અનુચિત લાગ્યું." દુર્મિલાએ પોતાના કાર્યનો ઇત્થંભૂત હેવાલ પ્રદર્શિત કરતાં જણાવ્યું.

"વારૂ પ્રિયે, પણ તેનું નામ શું?" ગુલાબરાયે પ્રશ્ન પૂછયો.

"તેનુ નામ વંદ્રાવનદાસ છે એમ યમકુમારી કહેતી હતી." દુર્મિલા બોલી.

"મેં એ નામ તો સાંભળ્યું છે." ગુલાબરાય બોલ્યો, અને પછી પૂછયું "તેનો બાપ શું ધંધો કરે છે?"

"તેના પિતા સુરતમાં વકીલાતનો ધંધો કરે છે, અને આખા જીલ્લામાં નામાંકિત વકીલ છે." દુર્મિલાએ વધુ પિછાન આપતાં કહ્યું.

"તેના પિતાનું નામ મને કહેશો તો કદાચ હું તરત ઓળખી શકીશ. તજે તેનું નામ ખબર છે?" ગુલાબરાયે લધુ જીજ્ઞાસાથી પૂછયું.

તેના પિતાનું નામ બ્રિજભુખણદાસ છે. એમ મેં સાંભળ્યું છે, અને–"

"હં હં. મને બરોબર યાદ આવ્યું, પણ પ્રિયા તે વંદ્રાવન તો ઇંગ્લાડમાં અભ્યાસ કરતો હતો ને? શું તેણે પોતાનો અભ્યાસ અપૂર્ણ રાખ્યો! સાંભળવા પ્રમાણે તે ઘણો બુદ્ધિશાળી અને ચાલાક હતો." ગુલાબરાયે દુર્મિલાને વચમાંજ બોલતી અટકાવીને કહ્યું.

"તે ઇંગ્લાંડમાં હતો પણ તેની પ્રકૃતિ અસ્વસ્થ થવાથી તેને પાછા ફરવું પડયું એમ યમ કુમારી કહેતી હતી." દુર્મિલાએ ખુલાસો કીધો.

"ત્યારે તે શેઠ કરમાલીને ત્યાં આવ્યો છે કેમ? અને ઉમાકાંતને ત્યાં ઉતર્યો છે?"

“ હા તે હાલ ત્યાં રહેશે, પછી સ્વતંત્ર નિવાસ કરશે, પણ યમકુમારી કહેતી હતી કે તે પરણેલો નથી માટે એને પોતાને ઘેર રાખવાનો વિચાર છે. ઉમાકાંતનો શું વિચાર છે તે પુછી લીધા પછી નક્કી થશે.” દુર્મિલાએ યમકુમારીએ કહેલી સર્વ વિગતનું સ્ફોટન કરતાં કહ્યું.

“ તારી વાતપરથી મને આશ્ચર્ય થાય છે કે યમકુમારી માત્ર એક દિવસના પરિચયથી આ અપરિચિત પુરૂષને પોતાને ઘેર રાખવાને ઉત્સુક બની છે. મારૂં મન તે વિષે શંકાશીલ થાય છે. તારી વાતમાં કાંઇ ગુપ્ત ભેદ સમાયેલો મને લાગે છે.” ગુલાબરાયે પોતાનો મનોભાવ પ્રકટ કરતાં કહ્યું.

“ મારૂં ધારવું પણ એવું છે, વળી તે કામદેવની સાક્ષાત પ્રતિમા હોય એવો સૌન્દર્યવાન અને પ્રભાવશાળી છે. આજે કોઇપણ અબળાને પોતાની પ્રેમલુબ્ધા કરી શકે એવી તેની મોહમયી કાંતિ છે. તેને જોઇને પતિવૃતાઓનાં મન પણ ચળી જાય એવું તેનું સુરપતિસમ સ્વરૂપ છે. કદાચ તમે કહો છો એવો કાંઇ ભેદ હશે” દુર્મિલાએ ગુલાબરાયની શંકાનું અનુમોદન કરતાં કહ્યું.

“ અરે પણ આ વાતો સાંભળીને તારૂં મન તો પ્રેમલુબ્ધ નથી બન્યુંને ?” ગુલાબરાયે તેની હૃદય પરિક્ષા કરવાના હેતુથી પૂછ્યું.

“ મારા હૃદયેશ્વર, શું તમને મારા સ્નેહને માટે પણ શંકા ઉપજા થાય છે, જો એમજ હોય તો આથી કેવું અધિક દુર્ભાગ્ય હોય, મારા જીવીતેશ્વર, હું તમને મારા તન મનથી ચાહું છું. જો કે મારા વૈધવ્ય ધર્મથી હું પતિત થઇ છું છતાં આ જીવનના અવશેષ કાળમાં મારે અન્ય પ્રેમભાજન નથી કરવા. યૌવનના મદમાં અને પ્રેમાગ્નિની અસહ્ય સંવેદનાના આવેશમાં હું કુલ્ટા અને ભ્રષ્ટચરિતા થઇ. અરે ! હું માનવધર્મથી પતિત થઇ છું. એકવાર પતિત થઇ પછ્

હવે મારે વધારે પતિત શા માટે થવું. તમારૂં રૂપ સૌન્દર્ય મારે મન સર્વોપરિ છે. જેની સાથે હું એકવાર સ્નેહગ્રંથીથી સંયુક્ત થઇ તે દઢ અને અભંગ ગ્રંથીને મારે શા માટે તોડવી. તમારો યમકુમારી સાથે સંયોગ કરવા માટે હું મારાથી બનતો પ્રયાસ કરૂં છું. શું તે મારા સ્નેહ અને આજ્ઞાધારકત્વની કસોટી નથી? આથી વધારે સખત અને એક દાંભિક પ્રણયિનીને અસહ્ય લાગે એવી કસોટીમાં ઉતરવાને હું તૈયાર છું. તમારી આજ્ઞાનું પાલન કરવાને માટે આત્મભોગ પણ આપવાને આ કિંકરી તૈયાર છે પ્રિય, મારા જીવનાધાર, મારૂં હૃદય એક ખડગની તીક્ષ્ણ ધારથી મારીને જુવો. આ ક્ષણે કટારી લાવો અને મારા હૃદયને વિંધી નાંખો. અને મારા અચળ દઢ સ્નેહની ખાતરી કરો." દુર્મિલાએ સજળ નેત્રે ઘુંટણીએ પડીને પોતાની પ્રેમભક્તિ વ્યક્ત કરતાં જણાવ્યું.

ગુલાબરાયનું પાષાણ હૃદય દ્રવીભૂત થઇ ગયું. દુર્મિલાના વાગબાણોએ તેના મર્મસ્થાનને ભેદી નાંખ્યું. હૃદય વ્યથા અશ્રુવર્ષણમાં પર્યવસિત થઇ. તે એકદમ ઉઠયો. પ્રણત દુર્મિલાને હર્ષથી ઉઠાડી, અશ્રુ લુછી નાંખ્યાં, અને હર્ષોન્માદથી તેને પોતાના હૃદયનું આલિંગન દીધું. ઓષ્ઠ અને કપોલ પ્રદેશ પર ચુંબન પરંપરા વર્ષાવી અને નમ્ર જર્જરિત અને ગળગળા સ્વરે બોલવા લાગ્યો:

"પ્રિયે, તારૂ હૃદય આવુ કોમળ અને અચળ પ્રેમથી પુર્ણ હશે એની આ ગુલાબરાયને ખાત્રી ન હોતી આજે મેં તારી હૃદય પરિક્ષા બરોબર કરી છે. તેમાં તું ફતેહમંદ નીવડી છે-પ્રિયે, જેવો તારો પ્રેમ દઢ છે એવો મારો પણ છે પણ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવી એ ઉદ્દેશથી મારે તને યમકુમારીને સમજાવવા આટલી વિટંબણામાં નાંખવી પડે છે. મારી પ્રતિજ્ઞા એકવાર ફળીભૂત કરીશ, યમકુમારીના ખીલતા યૌવનનો મદ ઉતારી એકવાર મારી અંકશાયિની બનાવી ઉમાકાંતને અપ્રતિષ્ઠિત કરીશ ત્યારે મારા દગ્ધ હૃદયને શાંતિ વળશે, માટે પ્રિય જો મારૂં શ્રેય કરવા ચાહતી હોય અને

આપણા પ્રેમને ચિરસ્થાયી બનાવવાની જીજ્ઞાસા રાખતી હોય તો મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવામાં તું મારી મદદગાર થા” ગુલાબરાયે દુર્મિલાને આશ્વાસન આપતાં અને પોતાનો ઉમાકાંત પ્રત્યેનો વૈમનસ્યભાવ પ્રગટ કરતાં કહ્યું.

“પણ મારા પ્રાણાધાર, તમારે અને ઉમાકાંતને વિરોધ થવાનું કારણ શું છે. તે તમે અત્યાર સુધી મારાથી કેમ ગુપ્ત રાખ્યું ?” દુર્મિલાએ જીજ્ઞાસુસ્વરે પુછ્યું.

“પ્રિયે, તે વૃત્તાંત ઘણું લાંબું છે. છતાં તારી ઇચ્છા છે તો સંક્ષિપ્તમાં જણાવીશ.” એમ કરીને તેણે વૃતાંત કથનનો પ્રારંભ કર્યો.

“જ્યારે અમે રંગુન આવ્યા ત્યારે હું અને ઉમાકાંત પ્રથમ સાથે રહેતા હતા. કારણ કે તે વખતે રંગુનમાં ગુર્જર નિવાસીઓની સંખ્યા ઘણી ઓછી હતી. ઉમાકાંતના પિતા મારાપર પુત્રવત સ્નેહ રાખતા. ઉમાકાંતને અને મને સર્વ વસ્તુઓ સરખી અપાવતા. જ્યારે તેના પિતા પોતાના જીવનકાર્યથી ફારગત થઇને સ્વદેશ પધાર્યા ત્યારે અમને સાથેજ રહેવાની આજ્ઞા કરતા ગયા હતા તેમની આજ્ઞાનુસાર અમે થોડા દિવસ સાથે રહ્યા. યમકુમારી પણ આ વખતે આવી હતી. ઉમાકાંતના ઉગ્ર સ્વભાવને લીધે તે ઘણી વખતે તેના સાથે વિવાદગ્રસ્ત ભાષણ કરતો. આથી તે બિચારીને ઘણું કષ્ટ સહન કરવું પડતું. ઉમાકાંતની અનુપસ્થિતિમાં હું તેને આશ્વાસનદાયી શબ્દોથી શાંત કરતો. તેનું હૃદય શાંત થતું એમ બહારથી તે જણાવતી, કિન્તુ તેની મનોવ્યગ્રતા દિવસે દિવસે વૃદ્ધિંગત થતી હતી. ઉમાકાંતને અમારા આવા એકાંતવાદથી ઘણી શંકા આવતી. તેને મારા સદ્વર્તન માટે ઘણો સંશય આવવા લાગ્યો. એક દિવસે તે યમકુમારી સાથે કલહ કરીને ચાલ્યો ગયો. યમકુમારી બેઠી બેઠી ઘણું હૃદયભેદક આંક્રંદ કરતી હતી. મને દયા આવવાથી હું તેની પાસે ગયો અને તેને આશ્વાસન આપવા લાગ્યો. એવામાં ઉમાકાંત

ચુપકીથી ઉપર આવ્યો અને સંતાઇને વાત સાંભળવા લાગ્યો. થોડીવારમાં તે ઉપર આવ્યો અને મને યમકુમારી પાસે બેઠેલો જોઇને ક્રોધથી રક્તવર્ણો થઇ જઇ ડોળા ધુરકાવવા લાગ્યો. હોઠ ફફડાવવા લાગ્યો. આખરે તેણે મારાપર અસહ્ય વાક્ પ્રહારો કરવા માંડ્યા. મારા પર અસદ્ વર્તન અને દુશ્ચરિતનો આક્ષેપ મૂક્યો, અને મને તત્તક્ષણ ગૃહ ત્યાગ કરવા ફરમાવ્યું. હું પરાધીન હોઇને ગૃહ છોડી ગયો અને ક્રોધના આવેશમાં મેં પ્રતિજ્ઞા લીધી કે મને જે આક્ષેપથી કલંકિત કરવામાં આવ્યો છે તેવું દુષ્કૃત્ય મારે કોઇપણ ભોગે કરવું. આ હમારા વૈમનસ્યનું કારણ, પ્રિયે, ક્રોધ એ ગાંડપણ છે, અને તેના આવેશમાં કરેલા કાર્યને માટે પછી પશ્ચાતાપ થાય છે." ગુલાબરાયે વૈરભાવનું કારણ સ્પષ્ટ કરતાં કહ્યું.

તેની મુખમુદ્રા પર આ વખતે અનેક ભાવવર્ણનું પરિવર્તન થતું હતું. થોડીવારમાં તે તેના હૃદયને પ્રજવાળતા અગ્નિને તે શાંત કરીને બોલ્યો—"પ્રિયે, એ વાત હાલ બંધ કરવી સારી છે. મારો મનોવ્યાધિ વધારે સતેજ થાય છે. ચાલ આવ, આપણે આ નેત્રરંજનકારી અને વિરહસંત સન્તહૃદયોને અમીરસસમાન ચાંદનીમાં ફરીને આજની વિશિષ્ટ નિશા સુખોપભોગ અને મનરંજનમાં નિર્ગમન કરીએ."

બન્ને ઉઠયાં. ગુલાબરાયે દુર્મિલાને કંઠાશ્લેશ કરીને એક ઓષ્ઠાલિંગન દીધું અને પછી પોતાનો એક હસ્ત દુર્મિલાના કટીપ્રદેશ પર પ્રસારી અને દ્વિતિય હસ્તે તેની ચિબુક પકડીને તેના મુખપુંડરીકનું દર્શન કરવા લાગ્યો, અને જાણે તેનું પાન પાન કરતો હોય તેમ નિહાળવા લાગ્યો. દુર્મિલા આ વખતે વિભ્રાંત અવસ્થામાં હતી. તેને મદ્યપાનનો નીશો બરાબર ચઢયો હતો. ભૂમંડળ અસ્થિર ભાસતું હતું. કદાચ તે ભૂતળ પણ બની જાત પણ ગુલાબરાયે તેની દશા જાણીને હસ્તાલિંગનથી તેને પડતી બચાવીને ખુણામાં પડેલા એક પલંગ પર બેસાડી. પછી એક મદ્યપાનની બાટલી અને ગ્લાસ લાગ્યો અને દુર્મિલાને આગ્રહથી એક ગ્લાસ પીવડાવ્યું

અને પોતે પણ બે ચઢાવ્યાં. મદ્યરસ જેમ વધારે પ્રદિપ્ત અને સતેજ થતો ગયો અને વિશ્રાંતિનું સામ્રાજ્ય જેમ તેમની જ્ઞાનેન્દ્રિયો પર વ્યાપ્ત થતું ગયું, તેમ મદનનુ પ્રાબલ્ય વૃદ્ધિંગત થયું. બન્ને પલંગપર સુતાં. આ વખતે ચંદ્રનો પ્રકાશ પર્યંક શય્યાપર પડતો હતો તેથી તેનો પ્રભાવ પણ મદનોત્તેજક હતો. મદનરસ વધારે ને વધારે જામતો ગયો. બન્નેનાં હૃદયો પ્રેમ પિપાસુ અને ઐન્દ્રિક સુખોપભોગને માટે ઉત્સુક બન્યાં. ઉભય અનેક પ્રકારની રતિકેલી કરવા લાગ્યાં. વસ્ત્રનું પણ ભાન ન રહ્યું. દુર્મિલાનું વસ્ત્ર ધીમે ધીમે કટી પ્રદેશપરથી સરી જવા લાગ્યું. તેનાં સ્નેહભીનાં નેત્રોમાં પ્રેમની કેફ આવતી જણાઈ. દૃષ્ટિમાં અસ્થિરતા દરશમાન થવા લાગી. તેના મુખપર મદનમદનું આવરણ છવાઇ ગયું. કેશકલાપશિથિલ થયો. કપોલપ્રદેશપર કુતલો વિહરવા લાગ્યાં. મુખમુદ્રા વધારે મોહક અને આકર્ષક થતી ગઇ. ગુલાબરાય પણ તેવીજ દશામાં હતો. પણ તે સાધારણ ભ્રાન્તિમાં હતો. સ્નિગ્ધ નયનોથી દુર્મિલાનું મુખ નિહાળતો, તેના અધરામૃતનું પાન કરતો, ગુલાબરાય દુર્મિલાના પ્રેમસંતપ્ત હૃદયમાં શાંત્વના રૂપી વારિ સિંચવા લાગ્યો.

છેવટે ઉભય પરિશ્રમિત થઇ જવાથી બાહુપાશમાં બદ્ધ થઇને ગાઢ નિદ્રાને આધીન થયાં.



# પ્રકરણ ૯ મું.

## રાત્રિ પર્યટન.

જે અશ્વરથ ઉમાકાંત, વંદ્રાવન અને યમકુમારીને લઇને "રોયલ લેકસ" પર આવવાને નીકળેલો છે તે મંદ ગતિએ અનેક વિશાળ આડા અવળા માર્ગ વટાવીને આખરે તેના નિર્ણિત સ્થળ પાસે આવેલ બોટ કલબના મકાન પાસે આવી પહોંચ્યો. ત્રણે જણ રથમાંથી નીચે ઉતર્યાં અને પ્રવેશ દ્વારમાં દાખલ થઇને એક નાના પાષાણના બાંધેલા ઓવારા પાસે આવ્યાં. આ ઓવારાને કેટલાં પગથીઆં હશે તે કહી શકાતું નથી. કિન્તુ પાણીની સપાટી બહાર પાંચ છ જણાં હતાં. આ સ્થાનની પાસે થોડે દૂર એક નાની લતાપુષ્પમંડિત વાટિકા છે જેમાં સામસામે એક "બાંક" ગોઠવવામાં આવેલો છે. આ સ્થળ પર પૂર્ણિમાની શીતળ રાત્રિએ ભગવાન શીતરશ્મિતની શીતકર પ્રપુંજનો ઉપભોગ કરતાં ઘણાં પ્રેમી યુગલો બેસીને પ્રેમ ગોષ્ઠી કરે છે. આવી ઘણી વાટિકાઓ છે જ્યાં આગળ પણ આવી રચના કરવામાં આવેલી છે. તે સિવાય પણ જુદા જુદા સ્થળો પર આવા બાંકો નાંખવામાં આવેલ છે. ઉપર્યુક્ત ઓવારાથી થોડેક દૂર આવો બીજો એક ઓવારો આવે છે, જ્યાંથી મ્યુનિસિપાલિટીના પરવાનગી પત્રથી ફરતી એક હોડી જળ પ્રવાસ કરનારાઓને આ "લેક"ના વારિ પ્રદેશમાં થઇને સામે કિનારે લઇ જઇને "ડેલાહુસી" નામક ઉદ્યાનનાં કિનારા પર ઉતારે છે. હોડી આખો દિવસ ફરે છે પણ શોકીનજનો ઘણુંખરૂ સાંજનાજ ફરવા આવે છે.

"રોયલ લેકસ"ને જોતાં અજ્ઞાત અવલોકન કરનાર તો નિઃશંક એમજ અનુમાન કરે કે આ સર્વ સૌન્દર્યની રચના

મનુષ્યકૃત નહિ પણ નૈસર્ગિક છે, તેમાં હંમેશાં પાણી રહે એવી ગોઠવણ કરવામાં આવી છે. આ લેકસમાં હંમેશાં સાંજે નાની નાની નૌકાઓમાં શ્રીમંત ઉચ્ચકુળના અને વિશુદ્ધ ગોરાઓ પોતાની ગૌરાંગનાઓને લઇ સ્વહસ્તે નોકા સંચાલન કરતા દેખાય છે. ગોરા લોકો આવા વ્યાયામના ઘણા શોખીન હોય છે. બોટ કલબની પાસે આવીને નૌકાઓને લાંગરી રાખવાની વ્યવસ્થા કરવામાં આવેલી છે. આ કલબમાં અનેક પ્રકારના ખાદ્ય અને પેય પદાર્થો મળી શકે છે. કિન્તુ તે માત્ર તે તેના સભ્યોનેજ પુરા પાડવામાં આવે છે. કલબના માળ પર પૂર્ણિમાના બેન્ડની રાત્રિએ ગોરા અને ગૌરાંગનાઓ નીચે વાગતા બેન્ડના ગાયનના ધ્વનિને તાલબધ્ધ થઇને નૃત્ય કરે છે ત્યારે જોનારાના હૃદયમાંથી એવા ઉદ્ગારો સહજજ નીકળે છે કે " આ વિહારસ્થાનો માત્ર ગોરાઓને માટેજ છે. તેઓ કેવા મજાહ કરે છે. પોતાનો નિયમિત કાળ દૈનિક જીવન વ્યવસાયમાં ગાળીને બાકીનો વખત આવી મોજ મજાહમાં નિર્ગમન કરે છે. ખરેખર તે લોકોજ આ મૃત અવનિપર સ્વર્ગીય સુખોપભોગ કરવાને સરજાયલા છે. આપણા હિન્દીઓ પોતાનું સર્વ જીવન મહેનત મજુરીમાં ગાળે છે, જ્યારે આ ગોરાઓ મોજમઝામાં પ્રવૃત હોય છે ત્યારે તેમને અન્ય વ્યવસાયનો ખ્યાલ પણ હોતો નથી. આપણા હિન્દીઓ મોજ મઝાના વખતમાં-પણ પોતાના દૈનિક જીવન વ્યવસાયની ઉપાધિના વિચારો કરતા હોય છે. આ લોકોમાં આત્મસંયમ કેવો દૃઢ હોવો જોઇએ કે જ્યારે તેઓ એક વિષયમાં પ્રવૃત થાય છે ત્યારે તેમાં તલ્લીન થઇ જાય છે અને અન્ય વિષયક વિચારમાળાને પોતાના હૃદયમાં સ્થાન નથી આપતા. અરે ! મનુષ્ય મનુષ્યની જીવન પ્રણાલિમાં કેટલો તફાવત છે." પૂર્ણિમાના બેન્ડને દિવસે જે સભ્યને નૌકા જોઇતી હોય તેણે લેખિત વિજ્ઞાપના કરવી પડે છે. તે વિજ્ઞાપના પત્રોમાંના નામોની ટીપ તૈયાર કરીને તેને જુદી જુદી કાગળની કાપલીઓ પર લખીને સર્વ મિશ્ર કરીને

નૌકાઓની સંખ્યાના પ્રમાણમાં ચિઠ્ઠીઓ ઉપાડવામાં આવે છે. તેમાં જે સભ્યનું નામ નીકળે તેનેજ બોટ આપવામાં આવે છે. આ સભ્યોનાં નામો જાહેર ખબરના પાટીઆપર ચોડવામાં આવે છે. ઘણા સભ્યો રહી જાય છે છતાં તેમનાં અંતઃકરણમાં નથી ઉપજતો ક્રોધ કે નથી ઉત્પન્ન થતો દ્વેષાગ્નિ અહા! તે લોકો કેવા સંપથી કાર્યભાર ચલાવે છે.

આ સિવાય લશ્કરીઓને માટે પણ બોટો રાખવામાં આવે છે જેમાં તેઓ જળવિહાર કરે છે. હિન્દીઓને માટે એક વ્યવસ્થા કરવામાં આવી છે. અર્ધ રૂપીઓ અથવા રૂપીઓ ખરચવાથી એક મ્યુનીસીપાલીટીના પરવાનગી પત્રથી બોટો રાખતા માણસ પાસેથી બોટ મેળવી શકાય છે. આ નૌકા ચા-રથી દશ માણસ બેસે એવી મોટી હોય છે. કિન્તુ તેમાં હલેસાં ગોરા લોકોની નૌકાઓના જેવાં નાજુક અને સ્હેલાઇથી ચલન-હલન કરી શકાય એવાં નથી હોતાં. હલેસાં ભારે હોય છે. એટલે નાજુક બાંધાના યુવાનો તેને સ્હેલાઇથી ફેરવી શકતા નથી. આનો ઉપયોગ કેટલાક હિન્દીઓ કરે છે અને જળ વિહાર સાથે નૌકા સંચાલનનું કામ શીખે છે. ઉપર્યુકત બોટ કલબમાં હિન્દીઓને સભ્યો તરીકે રાખવાનો પ્રતિબંધ છે.

આ બોટ કલબની સામેના “ડેલાહુસી,” નામક ઉદ્યાનમાં દર શનિવાર અને મંગળવારે બેન્ડ વાગે છે. તે દિવસે ઘણા પ્રતિષ્ઠિત અને શ્રીમંત પ્રજાજનો અને અન્ય શૌકીન ગૃહસ્થો ફરવાને નિમિતે આવે છે ત્યારે તેનો દેખાવ ઘણો આનંદ દાયક અને દ્રષ્ટવ્ય બને છે. એક સ્થળે નાનાં નાનાં બાળકો પોતાની આયાઓ સાથે ખેલતાં કુદતાં માલુમ પડે છે બીજે સ્થળે પ્રણયી યુગલો પ્રણય ગોષ્ઠિ કરતા ફરતાં માલુમ પડે છે. કેટલીક વ્યકિતઓ આ સ્થળપર લંબવર્તુળાકારે ગોઠવેલા “બાંકો”પર બેસીને દૈનિક વ્યવસાયથી પરિશ્રમિત અને નિર્વેદિત થયેલા મગજને શીતળવાયુ લહેરીઓથી શાંત કરે છે. ઉદ્યાનમાં આવવાને ઉપર્યુકત બોટમાર્ગ સિવાય અન્ય માર્ગ છે, જ્યાંથી નાનાવિધવાહનારૂઢો આવે છે. રોયલ

લેકસને ફરતો એક સુંદર અને સુશોભિત રસ્તો છે જે ચાર પાંચ માઇલને છે. કેટલાક વ્યાયામ પ્રિય યુવકો આ માર્ગે થઇને લેકની પ્રદક્ષિણા કરે છે. ડેલાહુસી ઉદ્યાનમાં આવવાના આ માર્ગપર અનેક શ્રીમંત ગૃહસ્થોનાં ઉદ્યાન નિવાસગૃહો છે, જ્યાં તેઓ ઉન્હાળાનો વખત ગાળવાને આવે છે. ડેલાહુસી ઉદ્યાનમાં ઘણી વાટિકાઓ છે, જેમાંથી માંડ એક એક વાહન સામસામુ પસાર થઇ શકે છે. વાટિકાઓની રચના ઘણી મનોહર છે. ઉદ્યાનમાં પ્રવેશ કરવાનો એક દરવાજો છે જેના જમણા હાથપર વિદેહસમ્રાટ એડવર્ડ સાતમાની કળા વિધાયકોના કળાનૈપુણ્યનું ભાન કરાવતી એક સુંદર પાષાણપ્રતિમા છે. આ ઉદ્યાનનું સૃષ્ટિ સૌન્દર્ય નેત્રરંજનકારી અને માનુષિક મગજબળના પ્રાબલ્યનું સર્વાંશે દિગ્દર્શન કરાવે એવું છે. આ સ્થળ એક સુંદર દ્વિપકલ્પાકારે બનાવવામાં આવ્યું છે. વાટિકાઓના મધ્યમાં નાના નાના હરીયાળીવાળા ટેકરા બનાવેલા છે.

ઉમાકાંત વંદ્રાવન અને યમકુમારી રાત્રિનો સમય હોવાથી આ ઉદ્યાનમાં જઇ શકે તેમ ન હોતું. ત્રણે પ્રસ્તુત પરિચ્છેદના પ્રથમારંભમાં જણાવ્યા પ્રમાણે ઓવારા પાસે આવીને ત્યાંજ બેઠાં. આ વખતે લગભગ સાડાઆઠ વાગ્યાનો સમય થવા આવ્યો હતો. બોટ કલબની મર્યાદામાંનુ બેન્ડ હજુ શરૂ થયું નહોતું. માત્ર કેટલીક નાની નાની નૌકાઓ તેમાં આરૂઢ થયેલાં દંપતિઓને લઇને આમતેમ ફરતી જણાતી હતી.

અલ્પ સમય વ્યતિત થતાં બેન્ડ વાગવું શરૂ થયું અને તેની સાથે ગોરાઓ પોતાની પ્રણયિનિઓ અથવા સહધર્મચારિણીઓના કટીપ્રદેશપર એક હાથ રાખીને અને બીજો હાથ લાંબો કરી તથા તેના હાથ સાથે હસ્તધુળી સંયુકત કરી તાલબદ્ધ થઇને નૃત્ય કરતા કલબના પ્રથમ મજલાની ચતુર્દિશાએ ફરવા લાગ્યાં. તેમનાં મુખ પુલકિત થયેલાં જણાતાં

હતાં. કેટલાંક નૃત્ય કરતાં હતાં. દરેક ગાયન જ્યારે સમાપ્ત થતું ત્યારે આ નૃત્યની પણ સમાપ્તિ થતી. પુનઃ વાદિત્રવાદન શરૂ થતાં નૃત્ય પણ તેજ પ્રમાણે શરૂ થતું.

વાદિત્રવાદન શરૂ થયું એટલે વંદ્રાવન, ઉમાકાંત અને યમકુમારી ત્રણે આવીને કલબના બંગલાની સામે નૃત્ય જોવાને ઉભાં રહ્યાં. નૃત્ય જોતાં અને વાદિંત્રવાદન શ્રવણ કરતાં ત્રણે થોડીવાર ઉભાં અને લગભગ દશ વાગ્યાનો સમય થતાં તેઓ એક અશ્વરથ બોલાવીને તેમાં સ્વાર થઇને પ્રસ્થાન કરવા લાગ્યાં.

અશ્વરથમાં સ્વાર થયા પછી ઉમાકાંતે વંદ્રાવનને સંબોધીને પૂછ્યું: "કેમ, તમારો હવે શું વિચાર છે? ગૃહતરફ પ્રયાણ કરવું છે કે આ પાસે આવેલા મોટા ફ્યામાં જવુ છે. જો તમને પ્રવાસ પરિશ્રમની પીડા થતી હોય તો આપણે ગૃહપ્રતિ ગમન કરીએ, નહિ તો આજે પૂર્ણિમાનો દિવસ છે અને બર્મા લોકોનો આજે મોટો તહેવાર છે. એટલે ફ્યામાં જોવાનો લાભ પણ સારો મળશે. બર્માની નૃત્યકળા પણ વિલોકવા જેવી છે." ઉમાકાંતે પોતાનો મનોભાવ વ્યક્ત કરતાં જણાવ્યું.

"ફ્યા એટલે શું તે મને સમજ પડતી નથી." વંદ્રાવને પૂછ્યું.

"ફ્યા એટલે બુધ્ધ મંદિર. રંગુનમાં આના જેવું મોટું કીમતવાળું અને સમૃધ્ધિવાન એકે બુધ્ધ મંદિર નથી. તેની રચના અને બાંધણી ઘણી સુંદર છે." ઉમાકાંતે વંદ્રાવનને સમજાવતાં કહ્યું.

"ચાલો, ત્યારે તે તરફ જઇએ. આવો અલભ્ય લાભ ગુમાવવો વાસ્તવિક નથી." વંદ્રાવને અનુમતિ દર્શાવતાં કહ્યું.

ઉમાકાંતે રથસંચાલકને મોટા ફ્યા તરફ જવાનો હુકમ કરતાં રથ તે દિશા તરફ પ્રયાણ કરવા લાગ્યો. લગભગ દશ મીનીટ જેટલા સમયમાં રથ ફ્યા પાસે આવી પહોંચ્યો. આજે બર્મી લોકોનો મોટો તહેવારનો દિવસ હોવાથી

તે લોકોના મહાન પ્રચંડ સમુહને સમુહ-કેટલાક પગે ચાલીને, કેટલાક વાહનારૂઢ થઇને, કેટલાક આ સ્થળપર આવતી ટ્રામગાડીમાં બેસીને-આવતા હતા. આ બુધ્ધ મંદિરને "સ્વેડેગોન" ફયા પેગોડાના નામથી ઓળખવામાં આવે છે. બ્રહ્મ દેશમાં સર્વ મોટાં શહેરોમાં અને કેટલાંક નાના ગામોમાં નાના મોટા અસંખ્ય બુધ્ધ મંદિરો છે. જેથી બુધ્ધ ધર્મની સત્તા કેટલે સુધી પ્રસાર થઇ હશે, અને બુધ્ધ ધર્મની મહત્તા કેટલી હશે એનો ખ્યાલ સહજ કરી શકાય છે. રંગુનમાં બે મોટા ફયા છે. તેમાંનો એક ઉપર્યુક્ત "સ્વેડેગોન" અને દ્વિતિય "સુલે ફયો." કિન્તુ સ્વેડેગોન ફયાની મહત્તા ઘણી છે. આ ફયો રંગુન શહેરની સપાટીથી ૨૦૦-૪૦૦ ફુટ ઉંચાઇની એક વિશાલ ટેકરીપર બાંધવામાં આવેલો છે દૂરથી તે એક અભેદ દુર્ગસમાન દેખાવ આપે છે. આ ફયાના ગગનચુંબિ ગુંબજને ઘણે દૂરથી જોઇ શકાય છે. જોનાર વ્યકિત કોઇપણ નીચાણના પ્રદેશમાં હોય તો પણ તેને સ્હેલાઇથી જોઇ શકે છે. ગુંબજને વિદ્યુત્ દિપિકાઓથી અલંકૃત કરવામાં આવેલો છે. રાત્રિના સમયે જ્યારે સર્વ દિપિકાઓ સળગે છે. ત્યારે તેનો પ્રકાશ સર્વત્ર છવાઇ રહે છે. આ બુધ્ધ મંદિરપર ચઢવાની ઘણા સોપાનની સોપાનાવલી છે. ઉપર જતાં આ સોપાનાવલી ત્રણ વિભાગમાં વિભકત થયેલી છે. મધ્યમાંથી જનસમુહ આવજાવ કરે છે, અને બાકીના બે ભાગોમાં ભગવાન બુધ્ધ દેવની પ્રતિમાઓને અર્પવાની અનેક પ્રકારની અંજલીની સામગ્રીની દુકાનો રાખવામાં આવી છે. તે સિવાય આવા મોટા તહેવારોને દિવસે નાનાવિધ ફળફૂલાદિ, ખાદ્ય-પદાર્થો તથા અન્ય વસ્તુઓની દુકાનો જોવામાં આવે છે. બુદ્ધ ભગવાનને અર્પણ થતી અંજલીમાં મુખ્યત્વે કરીને અગરબત્તિ, મીણબત્તિ, ફૂલના હાર, અને એવા બીજા પદાર્થો હોય છે. પાષાણ પ્રતિમાની પાસે આખો વખત મીણબત્તિઓ બળતી રાખવામાં આવે છે. બુદ્ધ મંદિરમાં દેશી પોશાકમાં સજ્જ થઇને જનારને પગરખાં બહાર કાઢવાં પડે છે. પણ યુરોપીય

પોશાકમાં જનારને માટે બાધ નથી. આ એક વિચિત્ર પ્રણાલિકા છે. વિદેશી ક્રિશ્ચિયન ધર્મીઓ જ્યારે આ મંદિરનું અવલોકન કરવાને આવે છે ત્યારે તેઓ વિના સંકોચ પગરખાં સહિત પ્રવેશ કરે છે. ક્રિશ્ચિયન ધર્મ પુસ્તકમાં પણ પગરખાં પહેરીને જવાના પ્રતિબંધનો નિર્દેષ કરેલો છે, છતાં આ બ્રહ્મદેશનિવાસી બુદ્ધમતાનુયાયીઓ વિદેશી પોશાકમાં સજ્જ થયેલા વિધર્મીઓને સ્વમંદિરમાં વિનાસંકોચે જવા દે એ વિચિત્ર અને અસ્તુત્ય છે. મંદિરની પવિત્રતાનો તેમને કેટલો ઉચ્ચતમ ખ્યાલ હશે એ આવી અપ્રશંસનીય પ્રણાલિકાથી અનુમાન કરી શકાય છે.

ઉમાકાંત, બ્રહ્મકુમારી અને વંદ્રાવનનો રથ આવીને એક મોટા વિશાળ મેદાનમાં ઉભો રહ્યો. ત્રણેજણ તેમાંથી ઉતર્યાં અને એક ફૂલ વેચનારાની પાટપાસે પગરખાં કાઢીને અંદર જવા લાગ્યાં. માર્ગમાં અનેક પ્રકારના લોકોને જોઇને વંદ્રાવનને આનંદ થતો. બર્મી લોકને જોવાની તેને આ પ્રથમજ તક હતી. બર્મી પુરૂષો મુખ્યત્વે કરીને કમરપર એક લુંગી અને શરીરપર એક નવીન પ્રકારની બંડી જેવું પહેરે છે. મસ્તિષ્કપર એક નાનો રેશમી ફેંટો બાંધે છે. આ લોકમાં મોટી શિખાઓ રાખવાની રૂઢી છે. આ મોટી શિખાઓને ફેંટો બાંધતી વખતે મધ્યમાંથી વાળીને બહાર રાખવામાં આવે છે. કિન્તુ આધુનિક સુધારા મતાનુયાયીઓ આવી શીખાઓ રાખતા નથી અને મસ્તિષ્કપર કોઇ બાંધતા નથી. બર્મી સ્ત્રીવર્ગ પણ કમરે એક રેશમી ચસચસતી લુંગી પહેરે છે. અને શરીરાચ્છાદન માટે એક ચુસ્ત ફ્રાક જેવું પહેરીને સર્વ ઉન્નત અવયવોને દબાવી દઇને ઉપર એક "ઇંગી" પહેરે છે. ઇંગીને મોટી બાંયો હોય છે. આ ઇંગીનો આગળ પાછળનો આકાર ઘણો સુંદર બનાવવામાં આવે છે. તે ઘણી ખુલતી રહે છે. બર્મા સ્ત્રીઓ મસ્તિષ્કના મધ્યમાં અંબોડા વાળે છે. તેઓ હિન્દી સ્ત્રીઓ સમાન અંબોડા વાળતી નથી. પણ સર્વ કેશમાર્જની સાથે સંયુક્ત કરીને તેની કૃત્રિમ

વાળના ગુચ્છાથી બાંધીને એક કેશમાર્જની સાથે સંયુક્ત કરીને તેની આજુબાજુ વીંટાળે છે અને પછી તેમાં ટોકણીઓ જેવા અલંકાર ઘાલે છે. ગળા બન્ને સ્કંધપર પ્રસરતો એક સુંદરગુલાબી અથવા શ્વેત ખેસ નાખે છે. પગમાં સપાટ અથવા ચંપલ પહેરે છે. બર્મા લોકો માંસાહારી છે. કિન્તુ હિંસા કરતા નથી. તે લોકોમાં એવી એક કિંવદંતી છે કે એક વખત જ્યારે બ્રહ્મદેશ દુષ્કાળ પીડિત હતો અને અન્ન વિગેરેનો સર્વત્ર અભાવ જોવામાં આવતો હતો ત્યારે તેમના મહાન ફૂંગી પેગોડા અર્થાત મોટા ધર્મ ગુરૂએ જે કાંઇ નિર્વાહને માટે જે કોઇ પદાર્થ મળી શકે તે ખાવાની રજા આપી. લોકો માંસભક્ષણ કરીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. આ રિવાજ હજુ પણ પ્રચલિત છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણે જણ સોપાનાવલી પરથી માર્ગમાં નવી નવી વ્યકિતઓને જોતાં છેવટે ઉપર પહોંચ્યાં. સોપાનાવલીના અંતપાસે આવતાં તેમને ભગવાન બુધ્ધ દેવની સમાધિસ્થ સ્થિતિની પાષાણ પ્રતિમાનાં દર્શન થયાં. આ પ્રતિમાની સામે અસંખ્ય બુધ્ધ મતાનુયાયીઓ ઘુંટણી બેસીને પ્રાર્થના કરતા હતા. સર્વત્ર મીણબત્તિઓનો પ્રકાશ અને પુલના ઢગલા જોવામાં આવતા હતા. પ્રતિમાનાં દર્શન કરીને તેઓ સર્વત્ર ફરવા લાગ્યાં. આ ફયામાં આવી અસંખ્ય પ્રતિમાઓ છે અને સર્વને નાના મોટા ફયામાં પધરાવવામાં આવી છે. મધ્યમાં આવેલા ગગનચુંબિ ગુંબજ-વાળા ફયાની પંકિતમાં બે ત્રણ નાના નાના ફયા છે. આ સર્વની ચતુર્દિશાએ પ્રદક્ષિણા કરી શકાય એવો પાષાણ જડીત માર્ગ છે, જે કેટલેક સ્થળે એટલો તો વિશાળ છે કે અસંખ્ય મનુષ્યોનો એક મોટો સમુહ બેસી શકે છે અને નૃત્યાદિ મનોરંજન ક્રીડાઓ જોઇ શકે છે. ત્રણ જણ ફરતાં ફરતાં આ વિશાળ સ્થળ પાસે આવ્યાં. જ્યાં એક પરમ લાવણ્યમયી, હિરામાણિકયનાં નાનાવિધ અલંકારોથી વિભૂષિત થયેલી, ચુસ્ત અને નિતંબપ્રદેશનાં સ્પષ્ટ દર્શન કરાવે એવી

સુંદર ચકચકતી ગુલાબી રંગની રેશમી ચુંદડી પરિધાન કરેલી, અને કટીપ્રદેશને ઇંદ્રભુવનની અપ્સરા તુલ્ય સફેદ વસ્ત્રોની કૃત્રિમ પાંખોથી અલંકૃત કરીને નૃત્ય કરતી એક નૃતિકા તેમના જોવામાં આવી. નૃતિકાને જોઇને વંદ્રાવનને ખરેખર આશ્ચર્ય લાગ્યું. તેણે કદી આવું નૃત્ય જોએલું નહોતું બર્માલોકની નૃત્ય ક્રીડા હિન્દી રીતથી ભિન્ન હોય છે. તેમના વાદિત્રાદિ નૃત્યના તાલના અને સુરસંમિશ્રણના સાજો પણ ભિન્ન હોય છે. તેમની ગાયન પદ્ધતિ પણ કેટલેક અંશે ભિન્ન જણાય છે. કિન્તુ કેટલાક સુરીલા સ્વરવાળા ગાયકો બરોબર રાગ મીલાવીને ગાન કરે છે તો આ ભિન્નતા કેટલેક અંશે લોપ થતી જણાય છે. ઉપર્યુક્ત નૃતિકાનો સુર જાડો અને કંઠને અપ્રિય લાગે એવો હતો તેના ગાનમાં હિન્દી ગાનારીઓના કંઠ માધુર્યનો અભાવ હતો. તેમની સુર અને આલાપની ખુબીઓ આ નૃતિકામાં નહોતી. તેનું ગાન હાસ્યરસ પૂર્ણ અને શ્રૃંગારિક હતું. અને કેટલેક અંશે બિભત્સ પણ હતું. આપણા હિન્દી અને બર્મા ભાષાથી અજ્ઞાત શ્રોતાસમુહને આ ગાનમાં કાંઇ રસ અને માધુર્ય લાગે નહિ એ સ્વભાવિક છે. કિન્તુ બર્મા શ્રોતાજનોને આવા ગાન શ્રવણમાં ઘણોજ રસ પડે છે. આ નર્તકીના નૃત્ય સાથેના નેત્ર કટાક્ષ હાવભાવ અને અંગમરોડ ઘણાં મનોહર અને ચિત્તાકર્ષક હતાં. તેના પાદદ્વયની ગતિ ચંચળ અને ચપળ હતી. તેના કટીપ્રદેશનો અને તે સાથે નિતંબનો મરોડ કોઇપણ પ્રેક્ષકને હૃદયહારિ લાગે તેમાં કાંઇ નુતનતા જેવું ન હોતું. વાદિત્રનાં સાજો પણ ઘણું ઉત્તમ કાર્ય કરતાં હતાં. તે લોકોના વાદિત્રમાં જળતરંગના સુરને મળતો સુર નીકળે એવું એક વાદિત્ર હતું. આ વાદિત્રમાં જલતરંગના જુદા જુદા સુર આપે એવાં પ્યાલાંની માફક નાના નાના મૃદંગો હતાં. જે દાંડીઆથી બજાવવામાં આવતાં હતાં. આથી તાલ અને સુરનું સંમિશ્રણ યથાસ્થિત થતું હતું. આ સિવાય બીજાં ઘણાં સાજો હતાં. નૃત્ય સર્વાંશે દ્રષ્ટવ્ય હતું. લોકોનો મોટો સમુહ આ નૃત્ય

જોવાને બેઠેલો હતો. વંદ્રાવન, ઉમાકાંત અને ચમકુમારી ત્રણે આ સ્થળ પાસે લોકસમુહના પાશ્ચાદ્ભાગમાં ઉભાં રહ્યાં અને નૃત્ય જોવામાં અને ગાન શ્રવણ કરવામાં તલ્લીન થઇ ગયાં. અલ્પસમય તેઓ આ પ્રમાણે ઉભાં રહ્યાં પછી વંદ્રાવને મૌનભંગ કરીને ઉમાકાંતને કહ્યું: "ભાઇ ઉમાકાંત, આપણું આવે આવવું સર્વથા સફળ થયું છે. કોઇ પણ દિવસ ન નિહાળેલુ એવું આ નવીન પ્રદેશનું નૃત્ય જોવાનો અલભ્ય લાભ મને પ્રાપ્ત થયો. વારૂં, પણ આ લોકમાં નાટક મંડળીઓ હોય છે ખરી કે?"

"હા આ લોકમાં નાટકમંડળીઓ છે. કિન્તુ તે આ દેશના જુદા જુદા ભાગમાં ફરે છે. તેમની નાટક મંડળીઓમાં આપણા જેવાં મનોહર દ્રશ્યોનો અભાવ હોય છે. નાટકની વસ્તુ કેટલેક અંશે ધાર્મિક હોય છે. કેટલીક નાટક મંડળીએ દશાવતારના તથા બુદ્ધ દેવની લીલાનાં નાટકો ભજવે છે, જે ખરેખરે જોવા લાયક હોય છે." ઉમાકાંતે વંદ્રાવનના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં કહ્યું.

"આ નાટક મંડળીમાંની કોઇ રંગુનમાં આવે છે કે નહિ?" વંદ્રાવને પુનઃ પુછયું.

"હા, તે રંગુનમાં આવે છે, પણ સ્થાયી નાટયગૃહના અભાવે દીર્ઘકાલપર્યંત રહેતી નથી. સામયિક વપરાશને માટે તેઓ નાટયગૃહ બાંધે છે અને થોડાં નાટકો કરીને જતી રહે છે." ઉમાકાંતે જુવાબ આપ્યો.

' મંડળીઓમાં પ્રખ્યાત કઇ છે?" વંદ્રાવને વિષયમાં વધુ નિમજ્જન કરવાના હેતુથી પુછયું.

"પો સેઇનની મંડળી છે. તે ઘણી મશહુર અને લોક-પ્રિય છે." ઉમાકાંતે કહ્યું.

"આ નાટકોમા સર્વ ભૂમિકા પુરૂષો ભજવે છે કે નાયિકાની ભૂમિકા સ્ત્રીપાત્ર ભજવે છે?" વંદ્રાવને વધુ જીજ્ઞાસા સૂચક પ્રશ્ન પૂછયો

"મુખ્યભાગે નાયિકાની ભુમિકા શ્રીમાન ભજવે છે અને તેમાં શ્રૃંગારિક ભાવનાનું યથાર્થ દિગ્દર્શન થવા ઉપરાંત પ્રેક્ષકને આનંદદાયક લાગે છે." ઉમાકાંતે ઉત્તર આપ્યો.

વૃંદ્રાવનની જીજ્ઞાસા સંતુષ્ટ થતાં ઉભયે મૌનનું અવલંબન કર્યું. લગભગ અગિઆર વાગ્યાનો સમય થતાં વૃંદ્રાવને ગૃહતરફ પાછા વળવાની ઇચ્છા દર્શાવતાં સર્વ નૃત્યસ્થળ પાસેથી પાછાં આવ્યા અને સોપાનાવલી ઉતરીને અશ્વરથમાં બેસી ગૃહતરફ જવા લાગ્યાં. માર્ગમાં ઉમાકાંતે વૃંદ્રાવનને પુછ્યું "આજના દિવસના રંગુનના સહવાસથી તમારૂં મન પ્રફુલ્લિત અને પ્રમોદિત થયું કે નહિ?"

"મને ઘણો આનંદ થયો, મારા હવે પછીના દિવસો પણ સુખરૂપ પસાર થશે એવી મારી ખાતરી છે." વૃંદ્રાવને પોતાનો મનોભાવ દર્શાવતાં કહ્યું.

ત્રણે બંગલામાં આવી પહોંચતાં અશ્વરથમાંથી ઉતર્યાં, અને માલપર જઇને વસ્ત્રો બદલીને વૃંદ્રાવન પોતાના શયનગૃહમાં ગયો અને ઉમાકાંત અને યમકુમારી તેના આગ્રહથી પોતાના શયનગૃહમાં ગયાં. ક્ષણમાં સર્વ નિદ્રાવશ થયાં. બહાર શ્વેતવસન પરિધાના નિશાદેવી પોતાના પ્રિયતમ ઇન્દુકુમારની સાથે ક્ષણમાં હાસ્ય કરી પ્રસન્નવદના જણાતી અને ક્ષણમાં નિસ્તેજતા ધારણા કરી ગ્લાનમુખા જણાતી આવેલ રાત્રિકાળ ક્રરતી હતી. સર્વત્ર નિઃશબ્દતા અને નિસ્થતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. અને જાણે આ મૃતલોક મોહનિદ્રામાં ગર્ક થયો હોય એમ સર્વત્ર વિસ્તરેલા અભંગ શાંતિના સામ્રાજ્યથી ભાસતું હતું. બંગલામાં સર્વત્ર શાંતિ પ્રસરેલી હતી



## પ્રકરણ ૧૦ મું.



### બદમાસોની મંડળી.

ગત પરિચ્છેદોમાં વર્ણવેલી ઘટનાઓ પછી એક માસનો સમય વ્યતિત થયો-ઉમાકાંત અને વંદ્રાવન સાથેજ નિવાસ કરતા હતા અને પોતાના જીવન વ્યવસાયમાં મગ્ન રહીને આમોદપ્રમોદમાં કાળ નિર્ગમન કરતા હતા. યમકુમારી પણ તેવીજ રીતે પોતાના દિવસો પસાર કરતી હતી. વંદ્રાવન, ઉમાકાંત અને યમકુમારીનાં સંયુક્ત નિવાસથી પરસ્પર ગાઢ પરિચયમાં આવતાં હતાં. યમકુમારીને વંદ્રાવનની સદ્‌ગુણ-સંપન્નતા તથા વિદ્વત્તાનો લાભ મળતો હતો. રાત્રિના સમયે જ્યારે બહાર ફરવા ન જતાં ત્યારે વંદાવન નવીન નવીન સાહિત્યનાં પુસ્તકો વાંચન કરતો. ઉમાકાંત અને યમકુમારી તેમાં ઉત્કટભેર અને આનંદથી ભાગ લેતાં. આવી રીતે રાત્રિનો ઘણો સમય તેઓ વાંચનમાં ગાળતાં. વંદ્રાવને આટલા સમયમાં ઉત્તર રામચરિત્ર, શાકુંતલ, મેઘદુત, વિક્રમોવર્શીય આદિ પ્રાકૃત પુસ્તકો વાંચ્યાં હતાં. યમકુમારીને શાકુન્તલ અને મેઘદુતમાં ઘણોજ રસ પડતો હતો. તે કેટલીક વખતે વિચાર તલ્લીન થઇ જતી અને કેટલીક ક્ષણો સુધી વિમુગ્ધ દશામાં હોય એમ લાગતી. ઉમાકાંત પણ ધ્યાનપૂર્વક શ્રવણ કરતો અને કેટલીક વખતે વ્યર્થ ચર્ચા કરતો. પણ વદ્રાવનની વિદ્વતા અને જ્ઞાન ઉપસ્થિત થતી સર્વ ચર્ચામાં તેને પરાભવ કરવાને અસમર્થ હતાં. આ એક માસના સમયમાં કાંઇ નવીન ઘટના બની નહોતી.

કુર્મિલા અને ગુલાબરાય સ્વછંદમગ્ન રહેતાં તેમનું જીવન પ્રાયશ: હમેશ થતું હતું. તેઓ ઇન્દ્રિય લાલસા તૃપ્તિ અને વિષયોપભોગમાં કાળક્ષેપ કરતાં હતાં. કુર્મિલા અદ્યાપિ

ગુલાબરાયની પ્રતિજ્ઞાપાલનાર્થે કાંઇ પણ મહદ્ કાર્ય કરી શકી નહોતી. યમકુમારી અને તેનું મીલન પ્રતિદિન થતું હતું. કિન્તુ સ્વહૃદયની વિકલતાને લીધે યમકુમારી તેની સાથે આવશ્યક સિવાય વધુ ભાષણ કરતી ન હોતી. દુર્મિલા એમ ધારતી કે યમકુમારી કદાચ તેના દુરાચરણુને ભેદ પામી ગઇ હોય. તેની દેહલતામાં પ્રતિદિન વધુને વધુ ક્ષીણતાને સંચાર થતે જતે હતે. તેને કટી પ્રદેશ જીર્ણતા ધારણ કરતે જતે હતે. ચાલતી વખતે ગતિમાં અસ્થિરતા અને દુર્બળતાનુ પ્રાધાન્ય સ્પષ્ટ દશ્યમાન થતું હતું. નેત્રે ભયથી વિસ્ફારીત હોય એમ વિશાળ થતાં જતાં હતાં. તેના પીન-પયોધરમાંથી કાઠિન્ય અને પીનતાને લોપ થતે જણાતે હતે. તેની ભૂજાએ રક્તમાંસ વિહિન હોય એમ પીતવર્ણ થતી હતી. તેના રકતલાલિમા મિશ્રિત કપોલ પ્રદેશપર નિર્બળતા-જન્ય પીતવર્ણના આવરણનું આગમન સ્પષ્ટ દૃષ્ટિગોચર થતું હતું. તેના ગુલાબી અધરોમાં શ્યામતા આવતી જણાતી હતી. ટુંકમાં તે એક દશકાયિની થતી જતી હતી. આ સર્વ ભાવોથી યમકુમારીના મનમાં કાંઇ શંકાને આવિર્ભાવ થયો હશે એમ તે ધારતી હતી. કદાચ ઉદ્યાનમાંના અનુચરમાંથી કોઇએ તેને ગુલાબરાયના ગૃહપતિ જતી જોઇ હોય અને યમકુમારીને સર્વ વૃતાંતના સમાચાર વિદિત કર્યા હોય એમ તે અનુમાન કરતી હતી. તેના મનમાં અનેક પ્રકારની કુશંકાઓને આવિર્ભાવ થતે હતે. આથી તે ગુલાબરાયની પ્રતિજ્ઞાનું ધ્યેય સાધ્ય કરવામાં શક્તિમતી થઇ નહોતી. ગુલાબરાય હરનિશ તેના દૈનિક કાર્યને વૃતાંત પુછતે. કિન્તુ આ વિષય સંબંધેના કાંઇ સંતોષકારક સમાચાર તેને મળતા નહિ આથી તેનું હૃદય વધારે ઉદ્વિગ્નતા અને ખિન્નતાને ભોગ થતું હતું. તેણે અનેક તર્ક વિતર્કો, અનેક ઉપાયો યોજ્યા, પણ તેમાં તે યશસ્વી નીવડયો નહિ. છેવટે તેણે પોતાના અંતિમ લક્ષ્યની સિદ્ધી માટે એક બદમાસોની ટોળી તરફ પોતાનું ધ્યાન વાળ્યું. આ લોકોની મદદથી તેના ધ્યેયની સિધ્ધિ થશે એવી આશા બંધાઇ.

રાત્રિના લગભગ દશ વાગ્યા હશે. આજે ઉર્મિલા ન આવવાની હોવાથી ગુલાબરાય પોતાના નિવાસસ્થાનના પ્રથમ ખંડમાં આમતેમ ફર્યા કરતો હતો. ક્ષણમાં હસ્તાલમ્બનથી મુખારવિંદને ટેકવી રાખી તે વાતાયન પાસે ઉભો રહેતો. ક્ષણમાં મુછપર હાથ રાખીને કાંઇ ઉંડો વિચાર કરતો હોય એમ જણાતું. ક્ષણે હોઠ ફફડાવતો, નીચો વળી દુર દૃષ્ટિ ફેંકતો વળી નિરાશ થયો હોય એવી સ્થિતિમાં ધીમેથી દૃષ્ટિ પાછી ખેંચી લેતો. આમ પ્રતિક્ષણ ભિન્ન ભિન્ન ચેષ્ટાઓ કરતો ગુલાબરાય ઉભેલો હતો. ઘડીઆળમાં દશના ટકોરા વાગ્યા. ક્ષણ માત્રમાં ત્યાં એક મોટર વાહન આવ્યું. તેમાંથી ચાર વ્યક્તિઓ ઉતરી. ગુલાબરાયે પોતાનું નિવાસાલય બરોબર બનાવેલું હોવાથી મોટર સંચાલકે તેના દ્વારસન્નિધ મોટર ઉભી રાખી. તેમાંના ચારે જણને ઉતરતા જોઇને ગુલાબરાય દ્વાર ખોલવા મધ્ય ખંડમાં ગયા. દ્વાર ખુલતાં ચાર માણસો પ્રવિષ્ટ થઇને ગુલાબરાય સાથે પ્રથમ ખંડમાં આવ્યા અને વેમાસનો પર પોતાનું સ્થાન લીધું.

આ ચાર અપરિચિત આગંતુકો જુદી જુદી જ્ઞાતિના હતા એમ તેમના પોશાક પરથી જણાઇ આવતું હતું. તેઓમાંના એક જણે હિન્દુ પોશાક પહેરેલો હતો. સફેદ ધોતીયું, કાળો કોટ અને માથા પર ઇટાલીઅન બનાવટની ટોપી પહેરેલાં હતાં અને હાથમાં સુંદર કાળા રંગની ગાંઠાવાળી એક લાકડી પકડેલી હતી. બીજાએ પંજાબનિવાસીઓ પહેરે છે એવી એક સુરવાળ અને લાંબો સફેદ કોટ પહેર્યાં હતાં. અને માથા પર સફેદ ફેંટો બાંધેલો હતો, તથા હાથમાં એક રંગીન લાકડી ઝાલેલી હતી. તેના બાહ્ય દેખાવ પરથી એમ અનુમાન થતું હતું કે તે અપરિચિત માણસ કોઇ ઉત્તર હિન્દુસ્તાનવાસી અથવા પંજાબનિવાસી હશે. ત્રીજા માણસે સર્વ રીતે બર્મા પોશાક સજ્જ કરેલો હતો; તેથી તે બ્રહ્મદેશવાસી હશે એમ નિર્વિવાદ અનુમાન કરી શકાતું હતું. ચોથા માણસે એક સફેદ પાયજામો અને અચકન પહેરેલાં હતાં, અને માથા પર

જરીના ભરતકામવાળી ગોળ ઉંચી ટોપી પહેરેલી હતી, તેથી તે કોઇ મુસલમાન જ્ઞાતિનો હશે એવું વાસ્તવિક અનુમાન થતું હતું. ઉભયના હાથમાં લાકડીઓ અથવા એવું કાંઇ ન નહોતું. તેઓ સર્વ પચીસથી ત્રીસ વર્ષના હતા. મુખમુદ્રા અત્યારે હૃદયમાં પ્રવૃત્ત શાંતિના સામ્રાજ્યને લીધે ગાંભીર્યપૂર્ણ હતી, છતાં તેમની દૃષ્ટિની વખતો વખત થતી વક્રગતિથી અને ભ્રકુટીપરની ઉગ્રતાસુચક કરચલીઓથી તેમનાં દુષ્કૃત્યો અને પાપાચરણ પ્રવૃત્તિનો સહજ ચોક્કસ ખ્યાલ આવી શકતો હતો. હિન્દુ પોશાકમાં સજ્જ થયેલી વ્યક્તિની મુખમુદ્રા પર પ્રચંડ રૌદ્રતાના ભાવો કવચિત સ્પષ્ટ જણાતા હતા. તેનું હૃદય અત્યારે ખિન્ન અને ઔદાસિન્યપૂર્ણ હતું. બાકીના ત્રણ જણ સ્વસ્થ ચિત્ત અને શાંત જણાતા હતા.

ગુલાબરાયની સાથે પ્રથમ ખંડમાં આવીને બેઠા પછી હિન્દુ પોશાક પરિધાન કરેલા માણસે પુછયું.

"કેમ, ગુલાબરાય, હમે નિયમિત વખતે આવ્યા છીએને?"

"હા, તમે નિયમિત વખતે આવ્યા અને તમારા સ્નેહીઓને સાથે લઇ આવ્યા તે માટે તમારો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું." ગુલાબરાયે કૃતજ્ઞતાનો ભાવ દર્શાવતાં કહ્યું.

"અરે! તેમાં ઉપકાર માનવાની કાંઇ આવશ્યકતા નથી. મિત્રને સંકટ સમયે સહાય કરવી એ મારી અનિવાર્ય ફરજ સમજીને અત્યારે આવ્યો છું. તમારો ઉપકારનાં વચનો શ્રવણ કરવાને માટે નહિ." પેલા અજ્ઞાત હિન્દુએ કહ્યું.

"ચાલો ત્યારે, તમારો ઉપકાર નહિ માનું. પણ અમીચંદભાઇ, મારે તમને એક ખાનગી વાત કરવાની છે, માટે અત્યારે આવવાની ખાસ તસ્દી આપવી પડી છે માટે જો તમે આ પાસેના ખંડમાં આવો તો વાત કરૂં. પછી તમને જેમ યોગ્ય લાગે તેમ કાર્ય કરવાનો મારો વિચાર છે. તમારી અનુમતિ અને સહાય વગર એ કાર્ય હસ્તગત કરવું મને યોગ્ય લાગતું નથી," ગુલાબરાયે પેલો પુરૂષ જેનું નામ

અમીચંદ હતું તેને પ્રશંસાયુક્ત શબ્દોમાં પોતાની મનેચ્છા વ્યક્ત કરતાં કહ્યું.

ઉપર પ્રમાણે વાર્તાલાપ થયા પછી ગુલાબરાય અને અમીચંદ બન્ને ઉઠીને મધ્ય ખંડમાં ગયા. પેલા ત્રણ જણ પરસ્પર વાતો કરતા ત્યાંજ બેસી રહ્યા. ગુલાબરાય અને અમીચંદ લગભગ દશેક મીનીટ વાતચીત કર્યા પછી પુનઃ આવીને પોતાના સ્થાન પર બેઠા. પછી અમીચંદે કહ્યું.

"ગુલાબરાય, તમારો વેર વાળવાનો માર્ગ એવો દુર્ઘટ અને આપત્તિવાળો છે કે તેમાં સમયસુચકતા અને પૂર્ણ બાહોશીથી કામ ન થાય તો કદાચ પ્રતિષ્ઠા હાનિ થવાનો-કિંબહુના જાન ગુમાવવાનો વખત પણ આવી લાગે. આ વિષય સંબંધે મારા આ સાથીઓને વાત કરીશ અને મારી ખાતરી છે કે તેઓ વિના સંકોચે સંમત થઇ કાર્ય કરવાની તત્પરતા દાખવશે." અમીચંદે સર્વ વિગત સાંભળીને પોતાનો મત આપતાં જણાવ્યું.

"હા, માર્ગ વિપત્તિપૂર્ણ ખરો, પણ તમે તે કાર્યમાં ફતેહમંદ નીવડવાની આશા રાખો છો કે નહિ તે મારે જાણવાની જરૂર છે, કારણ કે જો તમારો અભિપ્રાય એમજ હોય કે તેમાં ફતેહ મળવી અશકય છે તો મારે અન્ય માર્ગનું અવલંબન કરવાની વ્યવસ્થા કરવી જોઇએ. જેમ વખત જાય છે તેમ મારી વેરવૃત્તિ વધારે પ્રદિપ્ત થતી જાય છે અને જ્યાં સુધી મારી ઇચ્છિત તરૂણી મને પ્રાપ્ત થશે નહિ, અને મારા હૃદયને પ્રજાળતા વૈમનસ્યાગ્નિને તેના સુધાકારી અને શાંતિદાયી દેહાલિંગન વારિથી શાંત નહિ કરે ત્યાં સુધી મારી મનોવત્તિમાં સ્થૈર્ય અને સ્વસ્થતાનો પુનઃ સંચાર નહિ થાય." ગુલાબરાયે પોતાના કાર્યની સફળતા માટે અમીચંદ પાસેથી સ્પષ્ટ ખુલાસો માંગતાં કહ્યું.

"ગુલાબરાય તમે આટલા બધા ઉતાવળા અને અધીરા ન થાવ, તમારી કાર્યસિદ્ધિને માટે હમે કોઇ પણ પ્રયાસ

આદરવામાં બાકી નહિ રાખીએ. મારા મિત્રોનો તમને બહુ પરિચય નથી, તેમ તેમની શક્તિસંપત્તિ તથા કારસ્થાનપટુતાનો તમને ખ્યાલ નથી. અત્યાર સુધીમાં તેમના બલીષ્ઠ હાથોએ જે કાર્યો હસ્તગત કર્યાં છે તેમ તેમને પરાભવ અને નિરાશા મળ્યાં હશે એવું એક પણ દૃષ્ટાંત મેં જોયું નથી. તેમના હાથે હમેશાં વિજયજ છે. તમારા કાર્યનો ભાર તમે મારામાં નિઃસિમ શ્રદ્ધા અને વિશ્વાસ રાખીને મારા પર નાખો અને જુઓ કે અમીચંદના હાથે વિજય થાય છે કે નહિ. આથી પણ અનેકદા કઠણ અને દુર્ઘટ કાર્યો મેં અને મારા સાથીઓએ કરેલાં છે, તો આ નજીવા કાર્યમાં ફતેહ મેળવવી એમને મુશ્કેલ લાગતું નથી. માત્ર અમને થોડા દિવસની મુદત મળવી જોઇએ, અને તે સાથે તેનું નિવાસસ્થાન બતાવવાની અને તેનું મુખદર્શન થઇ શકે એવી વ્યવસ્થા તમારે કરી આપવી પડશે." અમીચંદે ગુલાબરાયને ધીરજ આપતાં એને પોતાને વિજય મળશે એવી ખાતરી આપતાં કહ્યું.

"ધન્ય છે મારા મિત્રરત્ન, જ્યાંસુધી તમારા જેવા મિત્રો આ અવનિતળ પર અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી મારા એક પણ ઇચ્છિત કાર્યમાં પરાભવ મળશે એવું હું ધારતો નથી. મિત્ર મળો તો આવાજ મળજો. તમે જે વ્યવસ્થા કરવાનું મને કહ્યું તે માટે હું સર્વ રીતે તૈયાર છું, અને જો તમને અનુકુળ હોય તો આપણે અત્યારે જઇને તે ઉદ્યાન જોઇ આવીએ, નહિ તો તમને જ્યારે અનુકુળ હોય ત્યારે મને કહેવાથી તે વિષેની યોગ્ય વ્યવસ્થા ત્વરિત કરી આપીશ. કેમ હવે સંતોષ થયો કે નહિ?" ગુલાબરાયે પણ અમીચંદના વચનમાં વિશ્વાસ દાખવતાં કહ્યું.

"ઉદ્યાન જોવાને માટે મારે અત્યારે વાંધો નથી, પણ મારા સાથીઓને મારે વાત કરવી પડશે, અને તેઓ કાર્ય બનતી ત્વરાએ કરવાને ઉત્સાહિત થાય એવી કાંઇ વ્યવસ્થા કરવાનો મારો વિચાર છે. મને પોતાને તેમાંથી ભાગ લેવાની ઇચ્છા

નથી, કિન્તુ આ માણસોને દ્રવ્ય લાલચમાં નાંખીએ તો આપણું કામ ઘણી ત્વરાએ પાર પાડી શકાશે અને આપણા શિરપર કોઇપણ જાતની જોખમદારી રહેશે નહિ. તમે તેમને સંતોષવાનો શો નિર્ણય કર્યો છે તે મને જણાવો તો વધારે સારૂ." અમીચંદે પ્રથમથીજ પોતાના સાથીએનાા પરિશ્રમના મહેનતાણા બદલની સર્વ વ્યવસ્થા કરવાના ઇરાદાથી, પુછ્યું.

"તે બાબત તમે નિશ્ચિંત રહો, કારણ કે કોઇ પણ જોખમે મારા કાર્યની સિદ્ધિ કરવાની મેં દૃઢ પ્રતિજ્ઞા લીધી છે. એટલે તમારા સાથીઓને મને વિજય મળતાં અને મારૂં કાર્ય સફળતા થતાં તમે કહેશો તે પ્રમાણે સંતુષ્ટ કરવાનો મારો વિચાર છે, તેમાં કદાચ કાંઇ રકમ વધારે આપવા પડશે તો મારૂ મન સંકુચિત નહિ થાય, એ વિષે તમે સંપૂર્ણ ખાતરી રાખો." ગુલાબરાયે અમીચંદની માંગણીનો સ્વીકાર કરતાં અને સંતોષકારક જવાબ આપતાં કહ્યું.

"ઠીક ત્યારે, હું તમારા વચનપર વિશ્વાસ રાખું છું. પણ હું મધ્યસ્થ છું એટલે મારે શિરે આ સર્વ ભાર રહે છે. તેથી મારી પ્રતિષ્ઠાને હાની ન થાય એમ કરવા તમે તૈયાર હોવાનો તમારૂં કાર્ય સફળ કરાવવાને માટે હું કોઇ પણ ભોગ આપવાને તેમને સમજાવીશ." અમીચંદે પોતાની પરિસ્થિતિ દર્શાવતાં કહ્યું.

"ભાઇ અમીચંદ, શુ તમને મારા વચનપરથી શ્રદ્ધા ઉઠી ગઇ છે? તમે એમ ધારો છો કે તમારી પ્રતિષ્ઠાહાની થાય એવું એક પણ કાર્ય આ ગુલાબરાયના હાથે થાય ? જ્યારે મારા કાર્યની સફળતા માટે તમે આટલો અથાગ પરિશ્રમ લ્યો છો ત્યારે તમારી ઇચ્છાનુસાર તમારી પ્રતિષ્ઠાનુ પાલન થાય અને તમારા સાથીઓને સંતોષ થાય એવો કોઇ પણ ભોગ-આપવાને મારૂં મન કુંઠિત થાય એવો તમે મને કૃતઘ્ન ધારો છો ? પુનઃ હું તમને મારી ખાતરી આપું છું કે તમારા આત્મ ગૌરવ અને પ્રતિષ્ઠાને કિંચિદ્ અંશે પણ હાની થાય એવું હું નહિં કરૂં. તમારા સાથીઓને સંતોષવાને તમે

જેટલી રકમ માગશો તેટલી વિના-સંકોચે આપવાને હું તૈયાર છું. તમારૂં મન જો એટલું અધીરૂં હોય તો અત્યારેજ તમને જે જોઇએ તે આપવાને તૈયાર છું." ગુલાબરાયે અમીચંદના શંકાશીલ મનનું સમાધાન કરતાં કહ્યું.

"બસ, બસ, ગુલાબરાય હવે મારો વિશ્વાસ દૃઢ થયો છે. અત્યારે કાંઇ પણ રકમની આવશ્યકતા નથી. તમે પણ નિઃશંક ખાતરી રાખો કે તમારૂં કાર્ય થોડા દીવસમાં સફળ થશે, અને તમારી ઇચ્છિત પ્રાણપ્રિયા તમને મળશે, પણ તમે કહ્યું તેમ જો અત્યારે ચાલો તો આપણે તે નિવાસ સ્થાન જોઇ આવીએ." અમીચંદે પ્રફુલ્લિત વદને કહ્યું.

પછી ગુલાબરાય કપડાં પહેરીને અમીચંદ સાથે બહાર નીકળ્યો ઉઠતાં ઉઠતાં અમીચંદે પોતાના સાથીઓને નેત્રસંકેતથી ઉઠવાનું જણાવતાં ત્રણેજણ ઉઠયા, અને ગુલાબરાય અને અમીચંદની સાથે બહાર નીકળ્યા. કમાડ બહારથી બંધ કરીને તાળુ વાસીને ગુલાબરાય અમીચંદ અને તેના સાથીઓને લઇને આવેલી મોટરમાં બેઠો. અમીચંદની આજ્ઞા થતાં, અને ગુલાબરાયે અંગુલિ નિર્દેશથી માર્ગ બતાવતાં મોટરસંચાલકે નિર્દિષ્ટ દિશામાં મોટરને પૂર્ણ વેગે હાંકવા માંડી.

મોટર પૂર્ણવેગે આગળ ધસતી હતી. અલ્પ સમયમાં તે ઉમાકાંતના નિવાસસ્થાનવાળા ઉદ્યાન તરફ જવાના માર્ગ પાસે આવી પહોંચી. ગુલાબરાયે અમીચંદને કહ્યું. "હાંકનારને કહો કે મોટર ધીમેથી અને વધુ અવાજ ન થાય એવી રીતે ચુપકીથી ચલાવે, કે જેથી આપણા ગુપ્ત આગમનનો ભેદ કોઇના જાણવામાં ન આવે." તુરત અમીચંદે મોટર-સંચાલકને આજ્ઞા કરી અને મોટર ઘણી મંદગતિએ અને નિરવતાથી ચાલવા માંડી, ઉદ્યાન નજીક આવતાં ગુલાબરાયે મોટર ઉભી રાખવાનો સંકેત કર્યો. તે ઉભી રહેતાં તેઓ ઉતર્યા અને ઉદ્યાન પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યા. દ્વારને અંદરથી સાંકળમારી બંધ કરવામાં આવ્યું હોવાથી ગુલાબરાયે અંદર હાથ પસારીને સાંકળ ખોલી નાંખી, દરવાજો

ઉઘડચો, સર્વ અંદર દાખલ થયા. અને હોજ પાસેથી આગળ વધીને સીડીના મહેરાબમાં આવ્યા. સર્વ અનુચરો આ વખતે ગાઢનિદ્રા ઉપભોગ કરતા હોવાથી ગુલાબરાયને સર્વસુગમ થઇ પડયું. અમીચંદને સીડી બતાવ્યા પછી તે સર્વને બંગલાની પ્રદક્ષિણા કરવાને લઇ ગયો. અમીચંદ તેના સાથીઓને આ બંગલાનુ ધ્યાનપુર્વક નિરીક્ષણ કરવાનું કહેતાં તેઓ સર્વ બાજુઓ બરાબર તીવ્રદષ્ટિથી નિહાળવા લાગ્યા. તે દરમીઆન અમીચંદ સીડીપર નિઃશબ્દતાથી જઇ આવ્યો. સીડીનુ મુખદ્વાર અંદરથી બંધ હતું તે તેણે તેના સાથીઓને બતાવ્યું અને કહ્યું કે આ દ્વાર હમેશાં આમ બંધ રહે છે. માટે બંગલામાં પ્રવેશ કરવાને અન્ય કોઇ માર્ગનું અવલંબન કરવું પડશે. તેના સાથીઓએ બંગલાની ચતુર્દિશાનુ પરિક્રમણ કર્યું, અને જે માર્ગેથી તેમનું પ્રવેશ થવું તેમને સંભવિત લાગતું હતું તેનું બારીકાઇથી અવલોકન કર્યું. છેવટે તેમણે જણાવ્યું કે નિરીક્ષણ કાર્ય ખલાસ થયું છે, માટે જે કાંઇ વધારાનુ બતાવવાનું હોય તે બતાવો. અમીચંદે ગુલાબરાયના મુખપ્રતિ દૃષ્ટિપાત કરીને આતુરતાસુચક એક નીશાની કરી. ગુલાબરાય તેના ભેદને સમજી ગયો અને બોલ્યો.

"જે ખાસ બતાવવાનું છે તે અત્યારે બની શકે તેમ નથી, પરંતુ જો તમે બીજી વખત આવો તો તેને બતાવવા માટે ગોઠવણ કરૂં."

"વારૂ, પણ ગુલાબરાય, આ બંગલામાં બીજી કોઇ સ્ત્રી રહે છે?" અમીચંદે પુછયું.

"આ બંગલામાં માત્ર એકજ સ્ત્રી રહે છે. અને તેને સારૂજ તમને આટલી વિટંબણામાં નાંખવા પડયા છે. કિન્તુ તે સિવાય આ ઉદ્યાનમાં આ સામેની નાની ઓરડીમાં એક સેવિકા વાસ કરે છે. પણ તે રાત્રિએ ઘણો વખત અહીંઆ રહેતી નથી. મેં પ્રપંચજાળ પાથરીને આ

સેવિકાને મારી પ્રણયભાગિની બનાવી છે, અને તેને મારૂં કામ સુપ્રત કરેલું છે. તે ઘણા પ્રયાસો કરે છે. પણ તેમાં ફળીભૂત થઇ નથી. દીર્ઘ સમય વ્યતિત્ત થવાથી મારો વૈમનસ્યાગ્નિ પ્રખરતા અને પ્રચંડતા ધારણ કરતો જાય છે. આ કાર્ય કોઇ પણ ઉપાયથી પાર પડવું જોઇએ તેથી મેં તમારી સહાય માગી." ગુલાબરાયે તેના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં અને પોતાના પ્રણય વૃતાંતનું સંક્ષિપ્ત વર્ણન કરતાં જણાવ્યું.

"વારૂ ત્યારે, આ બંગલામાં મારી એકજ સ્ત્રી રહે છે તો તેને જોવાની આવશ્યકતા નથી. કદાચ બે પણ હોત તો અપહરણ કરવાં ધારેલા લક્ષ્યથી અન્ય કોઇ ન સપડાઇ જાય તેને માટે જોવાની જરૂર પડત. ઠીક, પણ જો કદાચ જરૂર પડે તો અમને બતાવવાની સુચના આ તમારી પર્ણકુટવાસી પ્રણયભાગિનીને આપી દેજો જેથી જરૂર પડે અમે તેની મદદથી તેનું મુખદર્શન કરી શકીએ." અમીચંદે આવતી મુશ્કેલીનુ નિવારણ કરવાના ઉદ્દેશથી કહ્યું.

"સારૂ ત્યારે, એ બાબતની યોગ્ય સુચના હું આપી દઇશ. તેમ છતાં જો તમારો વિચાર અત્યારેજ સુચના અપાવવાનો હોય તો મારી પ્રાણપ્રિયાને બોલાવું. તે અત્યારે કુટીરમાંજ છે." ગુલાબરાયે સર્વ સગવડ કરી આપવાના ઇરાદાથી કહ્યું "નહિ, નહિ, અત્યારે તેને બોલાવવાની આવશ્યકતા નથી. તેને સુખે સુવા દો." અમીચંદે કહ્યું.

"ત્યારે હવે તમને બતાવવાનું કાંઇ રહેતું નથી?" ગુલાબરાયે જીજ્ઞાસુ સ્વરે પુછયું.

"ના, સર્વ જોવાનું જોઇ લીધું અને સર્વ માહિતી મારે તમને પુછવાની છે તે આપણી એકાંત મુલાકાત વખતે પુછીશ." અમીચંદે કહ્યું.

ત્યાર પછી તેઓ ઉદ્યાનના મુખ દ્વાર તરફ પ્રત્યાગમન કરવા લાગ્યા. દ્વારમાંથી બહાર નીકળી ગુલાબરાયે પૂર્વવત સાંકળ બંધ કરી દીધી અને ઘોડેસ્વારૂઢ થઇને જે માર્ગેથી

આવ્યા હતા તેજ માર્ગે પાછા વળ્યા. અલ્પ સમયમાં ગુલા-
બરાય સ્વગૃહ નજીક આવી પહોચ્યો. મોટરમાંથી ઉતરીને
અમીચંદના તરફ જોઇ કૃતજ્ઞતા અને ઉપકૃતતાનો ભાવ દર્શા-
વતાં વચનો ઉચ્ચારીને તે પોતાના ઘરમાં ગયો. મોટર
બાકીના ચારને લઇ પોતાના માર્ગે પ્રયાણ કરવા લાગી.
ગુલાબરાયે ગૃહમાં પ્રવેશ કરીને થોડું મદ્ય પ્રાશન કર્યું
અને પછી શય્યામાં પડતાં અલ્પ સમયમાં નિદ્રાદેવીની
વિશ્વમોહિની પાશોમાં બધ્ધ થઇને ઘોરવા લાગ્યો.



## પ્રકરણ ૧૧ મું.

### ગુપ્તમંડળીનું ગુપ્તગૃહમાં મિલન.

ગત પરિચ્છેદોમાં વર્ણવેલી ઘટનાને બીજે દિવસે પ્રાયશઃ સાંજના છ વાગ્યાનો સમય થયો હશે. અસ્તંગમનોન્મુખ ભગવાન સુર્યનારાયણ સકળ સૃષ્ટિને પ્રજ્વાળતા ઉષ્ણ રશ્મિનિધિને પોતાનામાં સમાવી દેતા હોય એમ ધીરે ધીરે મંદ પ્રકાશ ધારણ કરતા હતા. રક્તવર્ણી છાયા નભોમંડળમાં હજુ સુધી દશ્યમાન થતી હતી. પૂર્વ દિશામાંથી સર્વસૃષ્ટિને શોકારાવિમાં ડુબાડતું, અને અવનિપરના પ્રાણીઓને અંધકારના આવરણથી આચ્છાદિત કરતું તિમિરસૈન્ય પૂર્ણવેગે ધસતું આવતું હતું. અવશેષ રહેલા રક્તવર્ણા પ્રકાશ સાથે જાણે યુદ્ધ કરવાને આવતું હોય, અને પોતાની અધિક સંખ્યાના પ્રાબલ્યથી તેને દબાવી નાંખવાને ઉત્સુક હોય એમ પ્રચંડ વેગથી નભોમંડળને આચ્છાદિત કરવા લાગ્યું. કેટલીક ક્ષણવાર પ્રકાશ અને તિમિરના સૈન્યો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું, કિન્તુ પ્રકાશ સૈન્યની અલ્પ સંખ્યાને લીધે આખરે તિમિર સૈન્ય વિજેતા થયું. પરંતુ આ વિજય ચિરસ્થાયી ન હોતો, કારણ કે ભગવાન કુમુદિનીનાયક પોતાના તારા, તારકા અને તારલિઓના પ્રચંડ સૈન્ય સમુહ સાથે સ્વમિત્રની વ્હાર કરવાને તિમિર સૈન્યની પુંઠ પકડીને ધસ્યા આવતા હતા. તિમિર સૈન્યનો પરાભવ કરીને અને તેના સેનાનીઓને સ્થાન ભ્રષ્ટ કરીને અનેક તારા, તારકા, અને તારલિઓ નભોમંડળમાં પોતાની સત્તા સ્થાપન કરતાં હતાં. તિમિર સૈન્યનો પૂર્ણ પરાભવ થતાં અનેક જ્યોતિર્મય તારાઓ ધવલ આકાશ મંડળમાં ઉદય પામવા લાગ્યા. અલ્પ સમયમાં ભગવાન શીતમયૂખ સ્વસૈન્યનો વિજય જોઇને તિમિરછિમારાહિત સૃષ્ટિને પોતાના સુધાનિધિમંડિત શાંતિદાયક પ્રકાશ રશ્મિથી અમૃતપાન કરા-

વતા, પોતાની સખી કુમુદિનીને વિકસાવતા, પ્રણયીદંપ-
તિઓનાં નેત્રને રંજન કરતા, વિરહી જનોને પ્રણય પીત્રથી
સંતપ્ત કરતા અને અવનિતળપર વિસ્તરેલા અંધકારના
આવરણને ફેડતા મંદગતિએ નભોમંડળમાં પધારવા લાગ્યા.
સકળ ભૂમંડળ જે તિમિરના ક્ષણિક પ્રાધાન્યથી શોક સાગ-
રમાં ડુબી ગયું હતું અને મોહ નિદ્રામાં પડેલું હોય એમ
મૃતપ્રાય દશાને ભોગ થઇ પડયું હતું, તે હવે પુનરૂજ્જી-
વિત થવા લાગ્યું. સર્વત્ર ઘોર પ્રચ્છદપટ રૂપ પ્રકાશનું
સામ્રાજ્ય વિસ્તર્યું.

પ્રિય વાચક ! આ વખતે આપણે એક વિજય સ્થાનમાં
પ્રવેશ કરવાનો છે, માટે તારી હ્રદય કાતરતા અને ભીરૂતાનો
ત્યાગ કરીને ધૈર્ય શસ્ત્રથી સજ્જ થા. કારણ કે આપણે પાપાત્મા
અને દુરાચારી અમીચંદ અને તેના સાથીઓની મળેલી એકાક-
ત્રીમંડળીમાં પ્રવેશ કરીને તેમનો પરસ્પરનો વાર્તાલાપ શ્રવણ
કરવાનો છે. અસ્તુ.

રંગુન શહેરના ઘણા ભાગો ભિન્ન ભિન્ન નામોથી ઓળ-
ખાય છે. તેમાંના મુખ્ય ભાગો લાન્ડો, મધ્ય રંગુન, પૂર્વ
રંગુન, કલાબસ્તી, નવી બસ્તી, કેનડોગલે, ધોબી લેન, ડનીડો,
બોટેટાંઉ, વીગેરે મુખ્ય છે. આપણે જે સ્થાનમાં પ્રવેશ કર-
વાનો ઉલ્લેખ કરેલો છે તે કલાબસ્તીમાં આવેલું છે. રંગુનના
આ ભાગમાં હિન્દુ લોકો, તેમાં ખાસ કરીને ગુર્જર નિવા-
સીઓ નિવાસ કરતા નથી. કિન્તુ મદ્રાસીઓ અને તે ઉપ-
રાંત ચિતાગોંગવાસી મુસલમાનો વિગેરે ભિન્ન ભિન્ન જ્ઞાતિના
લોકો નિવાસ કરે છે. આ પ્રદેશ ઘણો વિજન છે. વસ્તી ઘણી
ઓછી છે. જે વસ્તી છે તેમાં મુખ્યત્વે કરીને કરણી ગૃહો
પ્રાધાન્યતા ધરાવે છે. આ શીલવિક્રય કર્ત્રીઓ અને વ્યભિ-
ચારિણીઓ જાહેર રીતે જારકર્મ કરતી નથી, કિન્તુ જાર
કર્મને માટે દલાલો રાખે છે, જે સાયંકાળના સમય પછી
બહુધા મધ્ય રંગુનમાં આમતેમ ભટકતા માલુમ પડે છે.
કોઇને કોઇ ભક્ષ તેમના હાથમાં સપડાયા વગર રહેતું નથી.

આ ભક્ષની દુર્દશા થાય છે. તેને અનેક પ્રકારના શારીરિક વ્યાધિઓનો ઉપદ્રવ થાય છે. કેટલા તો આવા વ્યાધિજન્ય પીડાના પંજામાંથી મરણોન્મુખ દશામાં આવતા પણ મુકત થતા નથી.

અમીચંદ કે જેનો ગત પરિચ્છેદમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે ને આવો કુપથગામિઅને વ્યભિચારી હતો. તે હમેશાં કલાબસ્તીમાં આવજાવ કરતો. બદમાસી કરવામાં રંગુન નિવાસી હિન્દુ લોકમાં તેનો કોઇ પ્રતિસ્પર્ધી નહોતો. દિવસના સમયમાં ને ચોખાના બજારમાં દલાલી કરતો તેના પ્રપંચી અને કિન્નાખોર સ્વભાવથી વ્યાપારીઓ હમેશાં ડરતા અને તેથી તે કામકાજને માટે આવતો ત્યારે તેની મારફતે ખરીદી વીકરીનુ કામ કરતા. આથી તેને લગભગ માસિક રૂપીઆ પાંચસોની સ્થાયી આવક હતી. જેવી તેની આવક હતી તેવોજ તેનો ખર્ચ હતો તેનું દ્રવ્ય ઘણું ખરૂ અસદ્‌માર્ગેજ વ્યય થતું. આ સ્થાયી આવક સિવાય તેને એક બીજા માર્ગેથી દ્રવ્ય પ્રાપ્તિ થતી હતી. તેને ચાર પાંચ બદમાસોનો સંગ હતો જેની મારફતે ચૌર્ય કર્મ કરાવી. લોકોને વ્યર્થ સંતાપ આપી અનેક મુર્ખ અને સરળ હૃદયના પુરૂષોને લોભ તથા લાલચોથી આકર્ષીને ફસાવીને અને અન્ય માર્ગેથી તે ઘણું દ્રવ્ય પેદા કરતો. બદમાસોનો તે એક સરદાર જેવો હતો. કોઇ પણ માણસને પોતાનું ધાર્યું કામ પાર પાડવામાં તે દ્રવ્યના અવેજમાં સહાય આપવાનું કબુલ કરતો. જો કે તે જાતે આવાં કુકૃત્યો કરતો નહોતો, છતાં પણ તે સર્વ વ્યવસ્થા કરીને તેના સાથીઓને સોંપી દેતો, અને પોતાને મળેલા દ્રવ્યમાંથી અમુક ભાગ તેમને વહેંચી આપતો, જેથી તે લોકો પણ સંતુષ્ટ થઇને નિડરપણે તેનું બતાવેલુ કાર્ય કરવાની હિમ્મત કરતા. અમીચંદે એક ગુપ્તગૃહ રાખેલું હતું જ્યાં તે તેના સાથીઓને મળતો. અને પ્રતિદિવસના કાર્યના અહેવાલ શ્રવણ કરતો અને તેમને યોગ્ય સુચનાઓ આપતો રાત્રિના લગભગ આઠથી મધ્યરાત્રિ સુધી તેમનું ગુપ્ત કાર્ય પહોંચતું.

આ ગુપ્ત ગૃહની આજુબાજુ અન્ય જ્ઞાતિના લોકો નિવાસ કરતા હતા, પણ તેમને આ ગૃહમાં થતી ચર્ચાનો લેશમાત્ર પણ સંશય ન આવતો એ આશ્ચર્યકારક બિના હતી. તેનું પ્રધાન કારણ એ હતું કે આ ગૃહની નજીકમાં કોઈ ગુર્જરવાસી નહોતો. મદ્રાસવાસીઓ તથા બીજા લોકો ગુર્જર ભાષાથી અજ્ઞ હોય છે. તે લોકોને સામાન્યતઃ હિન્દુસ્તાની ભાષાનું જ્ઞાન હોય છે. અમીચંદ અને તેના સાથીઓ ગુર્જર ભાષામાં સર્વ ચર્ચા કરતા હતા એટલે બીજા લોકોને આ ગૃહમાં શું શું ઘટનાઓ થાય છે તેનું અજ્ઞાનજ રહેતું. દિવસના સમયમાં આ ગૃહમાં અમીચંદના સાથીઓમાંનો એક વારાફરતી રહેતો જેથી ગુપ્તભેદ પ્રકાશ થવાનો સંભવ ઓછો રહેતો. પ્રતિદિનના ક્રમાનુસાર આજે રાત્રિએ પણ ગુપ્ત મંડળીનું સંમેલન થવાનુ હતું. અમીચંદના આગમન પૂર્વે બેત્રણ જણ આવીને બેઠા હતા અને ધીમેસ્વરે માંહોમાંહે વાર્તાલાપ કરતા હતા. આઠ વાગ્યાનો સમય થઇ ગયો હતો. અમીચંદના આગમનની ઘણી આતુરતાથી માર્ગપ્રતીક્ષા થતી હતી ટુંક સમયમાં અમીચંદ આવીને સ્વસ્થાને બિરાજમાન થયો. પ્રથમનો અહેવાલ ક્રમાનુસાર દરેક જણે વિસ્તારથી વર્ણવ્યો. જે જે સુચનાઓ આવશ્યક હતી તે સર્વ અમીચંદે પ્રત્યેકને આપી દીધા પછી તેણે ગુલાબરાય સંબંધે વાત ચર્ચવા માંડી અને પુછયું.

“ કેમ હમીરસીંહ, ગઇ રાત્રિએ ગુલાબરાયે જે સ્થળ બતાવ્યું તે તમે બરોબર જોયું છે ને ?” અમીચંદના પંજાબનિવાસી સાથી જેનુ નામ હમીરસીંહ હતું તેને અમીચંદે પુછયું.

“ હા, મેં બરોબર જોયું છે. તેમાં પ્રવેશ કરવાનો માર્ગ પણ ઘણી સહેલાઇથી પ્રાપ્ત થાય એવો છે. ” હમીરસીંહે પ્રત્યુત્તર આપ્યો.

“ તો હવે મારે તમને તે ગૃહમાં ગુપ્ત પ્રવેશ કરીને

શું શું કરવાનું છે તે જણાવવું જોઇએ. ખરૂને ?" અમીચંદે, ગુલાબરાયના ગુપ્ત ભેદનો સ્ફોટ કરવાના ઉદ્દેશથી કહ્યું.

"હા, તે જણાવો તો હું તે કાર્ય સફળ કરી શકીશ કે કેમ તેનો ખુલાસો આપને વિદિત કરૂં" હમીરસીંહે જણાવ્યું.

"તમે તે કાર્ય એકલા હાથે કરી શકો એમ નથી, માટે આપણા સાથીઓમાંના જેટલા તમારી કાર્યસિદ્ધિ માટે મદદગાર તરીકે જોઇએ તેટલા સાથે રાખજો. પણ સાવચેતી એટલી રાખજો કે ત્રણ કે ચાર સિવાય વધુ મદદગારોએ ત્યાં જવાની જરૂર નથી." અમીચંદે પ્રથમ સુચના આપતાં કહ્યું.

"તે વાત તો ઠીક છે, પણ અમારે શું કાર્ય કરવાનું છે તે પ્રથમ જણાવો તો તે સંબધે મારે શું વ્યવસ્થા કરવી તે સમજાય." હમીરસીંહે પોતાની ઉત્કંઠા જણાવતાં કહ્યું.

"કામ ઘણું કઠણ અને ગંભીર નથી. તમારા જેવા કાર્યકુશળ અને દક્ષ માણસોથી સહેલાઇથી થઇ શકે તેમ છે." અમીચંદે જણાવ્યું.

"વારૂ ત્યારે, તે કામ જે હોય તે જણાવો." હમીરસીંહે પુનઃ જણાવ્યું.

"તમારે કાર્ય કરવાનું એજ છે કે તે ઉદ્યાનના બંગલામાં એક નવયોવના રહે છે. જેનું વય આશરે પચીસ વર્ષનું છે. તેનું તમારે અપહરણ કરવાનું છે. અને તે એવી કુશળતાથી કરવાનું છે કે તેની સાથે રહેતા તેના પતિને તેમજ અન્ય ગ્રહસ્થને તે બાબતની ખબર ન પડે. કારણ કે તમારૂં કાર્ય સફળ થયા પૂર્વે જો આ તર્કના સમાચાર કોઇના પણ જાણવામાં આવશે તો આપણી પ્રયોજેલી પ્રપંચરચના નષ્ટ થશે, અને કદાચ તમારી અસમયસુચકતા અને અસાવધાનતાને લીધે તમે પકડાઇ જશો. તે બંગલાના નીચેના ભાગમાં બેત્રણ અનુચર સુવે છે. જેઓ ઘણા સાવધાન રહે છે. માટે સીડી માર્ગે પ્રવેશ ન કરતાં અન્ય માર્ગનો આશ્રય લેવાની મારી તમને ખાસ સલાહ છે." અમીચંદે ગુલાબરાયના ગુપ્ત ભેદનો

સ્ફોટ કરતાં અને તેની સિદ્ધિને માટે સામાન્ય સુચના કરતાં કહ્યું.

"અપહરણનું કાર્ય મને તો કિંચિદ્ અંશે કઠીન નથી લાગતું. એક અબળાનું રાત્રિના સમયે જ્યારે તે નિદ્રાવશ હોય ત્યારે અપહરણ કરવું એ ઘણું સુગમ છે. સીડી માર્ગેથી એ ગૃહમાં પ્રવેશ કરવાનો મારો ઇરાદો નથી, પરંતુ ગેલેરીના આધારભૂત કાષ્ટસીંભોપર ચડીને કોઇ પણ બાજુએની વલ્લભીમાં પ્રવેશ કરીશું, અને ત્યાંથી જ્યાં તે પરમલાવણ્યમયી સુંદરીનું શયનગૃહ હશે ત્યાં જઇશું, અને કદાચ તે તેના પતિની સાથે એકજ પર્યંકશાયિની હશે તો પણ એવી કુશળતાથી અને સાવધાનતાથી તેને તેના પતિની બાહુપાશોમાંથી વિમુક્ત કરીશું કે તેના પતિને કિંચિદ્ પણ સ્પર્શ ન થાય અને હમારૂં અપહરણ કાર્ય નિર્વિઘ્ને પાર પડે." હમીરસીંહે અપહરણ કાર્યનો વૃતાંત નિરૂપણ કરતાં કહ્યું.

"વાહ, હમીરસીંહ, તમે યુક્તિ તો સારી શોધી કાઢી. તમે બંગલાની બાંધણીનુ બારીક નિરીક્ષણ કરતા હતા તે આટલાજ માટે કે?" અમીચંદે પ્રશંસાયુક્ત સ્વરે પુછયું.

"આ કલાકૌશલ્ય અને ચૌરકર્મ કરવાની કાર્યદક્ષતાનું શિક્ષણ તો આપ જેવા બુદ્ધિશાળી અને કારસ્થાનપટુ ગુરૂ પાસેથીજ લીધેલું છે. એટલે ગુરૂમાં કાંઇ ન્યુનતા અથવા ઉણપ હોય તો તે મારા જેવા શિષ્યમાં આવે." હમીરસીંહે અમીચંદના બુદ્ધિ બળ અને પ્રપંચરચના પ્રાવિણ્યની યોગ્ય પ્રશંસા કરતાં કહ્યું.

"હમીરસીંહ, તમારૂ અનુમાન ખોટું છે, મારૂ સોંપેલું કાર્ય કરનાર તો તમે અને તમારા સાથીઓ છો. હું તો તમારે કરવાના કાર્યની યોજના કરનારો છું તમારા સમાન કાર્યકુશળતાનો પ્રયોગ મેં કરેલો નથી. ખરી પ્રશંસાયુકત કાર્યકુશળતા અને કારસ્થાનપટુતાનુ માન તો તમનેજ

ઘટે છે. જે કાર્ય થાય છે તેમાં હું કિંચિદ અંશે પણ તમને સહાયભૂત થતો નથી. તો મારા પ્રપંચ રચના પ્રાવિણ્યની તમે જે સ્તુતિ કરી તે કેવળ અઘટીત છે." અમીચંદે હમીરસીંહની વધારે પ્રશંસા કરતાં કહ્યું.

"બસ અમીચંદભાઇ, આત્મશ્લાઘાની હવે તો પરિસીમા થઇ. તમે મારી ખોટી પ્રશંસા કરો છો." હમીરસીંહે પરસ્પરની શ્લાઘાના વિષયને પતાવવાના ઉદ્દેશથી કહ્યું.

"ઠીક ત્યારે, એ વાત રહેવા દો. મારે તમને બીજી વાત કહેવાની કે તે એ છે કે—કદાચ જો તમને એ સુંદરીનુ અપહરણ કર્યા પૂર્વે જો તેની પિછાનને માટે મુખ દર્શનની આવશ્યકતા લાગે તો તે ઉદ્યાનમાં એક પર્ણકુટીમાં દુર્મિલા નામની સેવિકા નિવાસ કરે છે તેને ગુલાબરાયનુ નામ દઇને કહેવાથી તે યુવતી તમને બનતા પ્રયાસે તેનું મુખ દર્શન કરાવશે. પણ તે ઉદ્યાન પ્રાસાદમાં એકજ સ્ત્રી રહે છે એવું ગુલાબરાયે આપણા સર્વ સમક્ષ કહ્યું હતું તે તમને વિસ્મરણ તો નહિ થયું હોય. મારા ધારવા પ્રમાણે તો તેના મુખદર્શન અને પિછાનની કાંઇ આવશ્યકતા નથી, ખરૂંને?" અમીચંદે વિશેષ ખુલાસો કરતાં પુછ્યું.

"એકજ સ્ત્રી રત્ન જ્યારે તે પ્રાસાદમાં નિવાસ કરે છે ત્યારે તો હમારા કાર્યમાં વિઘ્ન ઉપસ્થિત થવાનો, અથવા નિર્ણિત સ્ત્રીના અપહરણમાં ભુલચુક થવાનો સંભવ નથી. પરંતુ તેમ છતાં જો અમને તેના મુખદર્શન અને પિછાનની આવશ્યકતા લાગશે તો તમારા સુચનાનુસાર યુક્તિનું અવલમ્બન કરીશું" હમીરસીંહ પોતાનું કાર્ય નિર્વિઘ્ને ફળીભૂત થશે એવી ખાતરી આપતાં કહ્યું.

"ઠીક ત્યારે, મારા કથનનું તારતમ્ય તમે યથાર્થ સમજ્યા છો એટલે એક વધુ સુચના કરીને ગુલાબરાયના ગુપ્ત ભેદની ચર્ચાની સમાપ્તિ કરીએ. અપહરણ કરીને તમારે તે સુંદરીને આપણા પરિચિત ગૃહમાં નિવાસ કરતા ગુલાબરા-

મને સોંપવાની છે. પણ હમીરસીંહ તમે ખુબ સાવધાન રહેજો કે હાથે આવેલો શિકાર છટકવા ન પામે. તેને એવી તો બુરકેટાટ કરવી કે જેથી તે તમારામાંના કોઇને જોઇ શકે નહિ. આમ ખુબ અવગુંઠિત દશામાં તમારે તેને મોટરવાહનમાં લઇ જઇને ગુલાબરાયના ગૃહપ્રતિ વિના વિલંબે પ્રયાણ કરવું. તમારા પ્રયાણ દરમ્યાન પ્રયાણ માર્ગની રૂપરેખા તે વિલોકી ન શકે એવી ખાસ સંભાળ રાખવી. જો તમારી પુઠ પકડવામાં આવે તો સર્પસમ વક્રગતિથી માર્ગમાં પ્રયાણ કરવું અને ધોરી રસ્તો ત્યાગ કરીને આમતેમ અટન કરવું, અને તમારી પુઠ પકડનારને સચોટ થાપ આપીને માર્ગ ભૂલાવી દેવો. કોઇ પણ પ્રયાસે નિર્ણિત સ્થળપર પહોંચીને પ્રાતઃસમય પૂર્વે તે સુંદરીને ગુલાબરાયને હવાલે કરવી. અપહરણનો દિવસ નિયત કરીને તમે મને ખબર આપશો તો મારૂં મોટર વાહન તમારા કાર્યની સુગમતાને માટે આપીશ. તમારી મદદને માટે ગતરાત્રિએ આપણી સાથે આવેલા આ ઇબ્રાહીમ અને કોસાંયાંને સાથે રાખજો, કારણ કે તેમણે ઉદ્યાન જોયેલું છે." અમીચંદે સમાપ્તિ કરતાં કહ્યું.

"તમારી સર્વ આજ્ઞાનું પાલન આ હમીરસીંહ યથા-સ્થિત કરશે એવી નિઃશંક ખાતરી રાખો. તે સુંદરીનું અપ-હરણ વિના વિલંબે થશે અને ગુલાબરાયને સોંપવામાં આવશે. દિવસ નિયત કરવાનું કાર્ય અત્યારેજ બની શકે એમ છે. કારણ કે ઇબ્રાહીમ અને કોસાંયાં અત્યારે હાજર છે તેમની સંમતિથી દિવસ નિર્ણય કરવો વધારે લાભપ્રદ છે. કદાચ મારા નિયત કરેલા દિવસે તેમને અવકાશ ન હોય તો આપણું કાર્ય અવ્યવસ્થિત થઇ જાય." હમીરસીંહે ઉત્કંઠાપ્રેરિત સ્વરે જણાવ્યું.

"વારૂ, ત્યારે હું ઇબ્રાહીમ અને કોસાંયાંને પુછી જોઉં." અમીચંદે કહ્યું. પછી તે ઉભય પ્રતિદ્રષ્ટિ કરીને પુછયું.

"કેમ, તમને કયો દિવસ અનુકુળ છે?"

" તમે નક્કી કરો તે દિવસ અમારે કબુલ છે." ઇબ્રાહીમે પ્રત્યુત્તર આપ્યો.

" વારૂ ત્યારે, આજથી ચોથે દિવસે ચંદ્રનો પ્રકાશ પણ રાત્રિએ સારો હશે અને રાત્રિના ચતુર્થ પ્રહરમાં અંધારૂ છે એટલે તમે તમારૂં કાર્ય તૃતીય પ્રહરમાં સમાપ્ત કરીને પાછા વળી શકશો. કદાચ તમારી પુંઠ પકડવામાં આવે તો ચતુર્થ પ્રહર પ્રકાશહીન હોવાથી તમને કોઇ પ્રકારની હાની થવાનો સંભવ નથી. કેમ, હમીરસીંહ, મારૂં કહેવું તમે સમજ્યાને ?" અમીચંદે દિવસ નિયત કરીને અર્થસુચક પ્રશ્ન પુછયો.

" હા, મને કબુલ છે. રાત્રિના સાડાઅગીઆર વાગતાં તમારૂં વાહન આ ગૃહ પાસે આવવું જોઇએ. જો તે આવવામાં વિલંબ થશે તો આપણું ધારેલું કાર્ય પરિપૂર્ણ નહી થાય. માટે એનું વિસ્મરણ થવું ન જોઇએ " હમીરસીંહે જણાવ્યું

" અરે તમારી મરજી હોય તો મોટર સાડાઅગીઆરે તો શું પણ દશ વાગે આવે. કોઇ પણ ભોગે કાર્ય પરિપૂર્ણ થવું જોઇએ. નહિ તો મારી આટલા સમયની કીર્તિ કલુષિત થશે." પછી ઇબ્રાહીમ અને કોસાંયાંને પુછ્યું. "કેમ, આ દિવસ તમને અનુકુળ છે ને?"

" સાહેબ, આપનું ફરમાન હમે કદી ઉલ્લંઘન કર્યું હોય એવું એકપણ દૃષ્ટાંત બતાવો. આપની આજ્ઞા હમારે શિરોધાર્ય છે. હમે હમીરસીંહની સાથે ચોથે દિવસે જઇશું અને શિકારને પકડીને તેના શિકારીને હવાલે કરીશું." ઇબ્રાહીમે અમીચંદના પ્રશ્નનો અપૂર્વ મર્યાદાથી પ્રત્યુત્તર આપતાં કહ્યું.

" ત્યારે હમીરસીંહ, આપણે આ વિષયપરત્વે હવે કાંઇ ચર્ચા કરવાની બાકી નથી ખરૂંને ?" અમીચંદે હમીરસીંહનો મનોભાવ ભણુવાની ઉત્કંઠાથી પુછ્યું.

" ના, હવે કાંઇ બાકી નથી." હમીરસીંહે જણાવ્યું.

"આ સિવાય આપણા મંડળે અન્ય કોઇ કાર્ય હસ્તગત કરવાનું છે? અથવા કોઇ વિષયપર ચર્ચા કરવાની હોય તો તે હાલ ઉપસ્થિત થવી જોઇએ." અમીચંદે મંડળ વિસર્જન કરવાના વિચારથી છેવટનો પ્રશ્ન પુછયો.

"ના આજ તેવું કાંઇ કાર્ય નથી. કે નથી તેવા કોઇ વિષયપર ચર્ચા કરવાની" અમીરસીંહે જણાવ્યું.

"ત્યારે આજનો કાર્યક્રમ ખલાસ થાય છે માટે આપણું મંડળ વિસર્જન કરીએ" એમ કહી અમીચંદ ઉઠયો કે પછી મંડળના સર્વ સભ્યો પણ ઉઠયા અને પોતપોતાને ઘેર જતાં આજની રાત્રિએ યમકુમારી ના અપહરણ નામક વિષય પર ઉપસ્થિત થયેલી ચર્ચાની પરિસમાપ્તિ થઇ, કિન્તુ મનુષ્ય ધારણ હમેશાં સફળ થતી નથી. મનુષ્ય જે અનિષ્ટો ધારે છે તે જો સફળ થતાં હોય તો સૃષ્ટિક્રમમાં કેવું મહાન અને ભયંકર પરિવર્તન થઇ ગયું હોત, ઇશ્વરેચ્છા બલીયસી છે તેનું ધારેલુંજ થનાર છે. મનુષ્ય સ્વધારણાની સફળતાના માટે વ્યર્થ તરફડીઆં મારે તેમાં શું વળે?



# પ્રકરણ ૧૨ મું.



## આનંદવિહારમાં વિક્ષેપ.

જે રાત્રિએ અમીચંદ અને અહંકારમંડળીના સભ્યોએ યમકુમારીના અપહરણ વિષયની ચર્ચા કરીને દિવસ નિર્બંધ કર્યો તે રાત્રિએ ઉમાકાંત, વંદ્રાવન અને યમકુમારીના સંબંધમાં કોઇ જ્ઞાનમય ઘટના બની નહોતી. તે રાત્રિ તેઓએ નિદ્રા ઉપભોગમાં સુખરૂપ અને નિર્વિઘ્ને પસાર કરી. સવારમાં વંદ્રાવન અને ઉમાકાંત ઉઠીને દૈનિક કાર્યથી પરવારીને મધ્યાન્હ ભોજન લઇ ઓફીસમાં ગયા. માત્ર યમકુમારીજ ઉદ્યાન પ્રાસાદમાં હતી. દુર્મિલા પણ પોતાના કામકાજથી પરવારીને થોડા વખતમાં આવીને બેઠી હતી. વાર્તા વિનોદમાં કાળક્ષેપ થતાં વિલંબ ન લાગ્યો. જોત જોતામાં પાંચ વાગ્યાનો સમય થવા આવ્યો. વંદ્રાવન અને ઉમાકાંત આજે હમેશાં આવવાના સમય કરતાં વહેલા આવવા માટે ઑફીસેથી નીકળ્યા હતા. દુર્મિલા અને યમકુમારી પ્રધાનખંડમાં બેસીને ગામ ગપાટા હાંકતાં હતાં. એવામાં સીડીના સોપાનપર પાદરવ થતો તેમના કર્ણવિવરમાં અથડાયો. જાણે કાંઇ ભયસુચક ઘટના થવાની હોય અથવા કોઇ અજ્ઞાન માણસોના આ પાદરવ હશે એમ અનુમાન કરીને બંન્ને એકદમ ચોંકયા. બન્નેની દેહલતાપર એક ધ્રુજારી આવી અને સાથે ભાલપર પ્રસ્વેદનાં બુદ્ બુદ્ છવાઇ ગયાં. કિન્તુ યમકુમારી આમ ગભરાટમાં પડે એવી બીકણ હૃદયની નહોતી. તેણે ધૈર્યાન્વિત થઇને સ્વસ્થતા ધારણ કરી અને સીડીપરથી કોણ આવે છે તે અનિમેષ દૃષ્ટિએ જોવા લાગી. તુરતજ ઉમાકાંત અને તેની પાછળ વંદ્રાવન આવતા જણાયા. બન્નેને જોઇને યમકુમારી અને દુર્મિલા ભયમુક્ત થયાં અને કોઇ આશ્ચર્યકારક ઘટના બની હોય તેમ ખડખડ હસી પડયાં. તેમના આ અચિન્ત્ય

હાસ્યનું કારણ ઉમાકાંત સમજી ન શકયો તેથી તેણે સીડી પાસેથી આગળ આવતાંજ યમકુમારીને સ્મિતવિલસિત મુખે અને સ્નેહયુક્ત મૃદુસ્વરે પુછ્યું.

"પ્રિયે, કેમ આજે કાંઇ આટલું બધું હસવું આવ્યું ? શું તેં મારામાં અથવા વંદ્રાવનમાં કાંઇ આશ્ચર્યોત્પાદક વિલક્ષણતા જોઇ ?"

"મારા હાસ્યના કારણમાં એટલું મહત્વ નથી. હાસ્યનું કારણ ઘણું નિર્માલ્ય છે." યમકુમારીએ તેવાજ મૃદુ અને મધુર સ્વરે જણાવ્યું.

"તમારા હાસ્યનું કારણ સાધારણ હોય, પણ મારી પાસે પ્રગટ કરવાથી હું તેનો નિર્ણય કરી શકીશ." ઉમાકાંતે કારણ જાણવાની જીજ્ઞાસાથી કહ્યું.

"ઉમાકાંતભાઇ, જવાદોને હવે, એ હમણાં તમને નહી જણાવશે, પણ તમે જરા રીસામણાં કરશો ત્યારેજ તમને જણાવશે. કેમ યમકુમારી ખરૂં ને," વંદ્રાવને નમ્ર ઉપહાસ્યયુક્ત સ્વરે વચમાં જણાવ્યું.

"વાહરે, વંદ્રાવનભાઇ, તમે પણ રીસામણાં મનામણાં જાણો છો ખરા. પ્રણયકલહ કયે દિવસે અને કયી ચકોરી સાથે અનુભવવા ગયા હતા. હજુ તો અવિવાહિત છો. અત્યાર થીજ રીસામણાં મનામણાંના વિષયનો અભ્યાસ કરવા ધારોછો કે શું ?" યમકુમારીએ પણ તેવી મીઠી મશ્કરી કરતાં કહ્યું.

"યમકુમારી, તમારૂં કથન યથાર્થ છે. હું અવિવાહિત તો છું. પણ તમારા અને ઉમાકાંતભાઇના પ્રણયકલહનું નાટક મેં જોયું છે ત્યારેજ રીસામણાં મનામણાં શબ્દનું યથાર્થ શીખ્યો છું. જો કે મને તેનો અનુભવ નથી થયો." વંદ્રાવને પોતાના પર ઝઝુમતા ઉપહાસનને વિખેરતાં અને યમકુમારીના વિનોદયુક્ત સંભાષણને આવા મર્મ પ્રહારથી બંધ કરાવાના ઉદ્દેશથી કહ્યું

"તમને પણ અસત્ય વાતો બનાવતાં ઠીક આવડે છે,

અમારે કોઇ દિવસ પરસ્પર કલહ થતોજ નથી, તો પછી મનામણાં થાયજ શેનાં." યમકુમારીએ પોતાનો બચાવ કરતાં જણાવ્યું.

"વારૂં, ત્યારે તમે તો પ્રણયકલહનો ઇનકાર કરો છો પણ ઉમાકાંતભાઇ જે સત્ય હશે તે કહેશે." એમ કહીને વંદ્રાવને ઉમાકાંત તરફ જોઇને પુછયું. "કેમ ઉમાકાંતભાઇ, તમારે અને યમકુમારીને કોઇ વખત પ્રણયકલહ થાય છે કે નહિ.?"

"વંદ્રાવનદાસ, જ્યારથી આ સૃષ્ટિનું સૃજન થયું અને તેમાં સ્ત્રી પુરૂષની રચના થઇને પ્રણયસૃષ્ટિ ઘડાઇ ત્યારથીજ પ્રણયકલહ અસ્તિત્વ ધરાવે છે. પ્રણયકલહથીજ પ્રેમનું દૃઢત્વ, સ્થૈર્ય અને સંવર્ધન થાય છે. પ્રણયકલહના અભાવે પ્રણયીજીવન શુષ્ક જણાય છે. પ્રણયકલહ એ ઉભય દંપતિઓના પ્રેમનું જીવન છે. અહા! એક વખત પ્રણયકલહ થયા પછી એક બીજાને મનાવવાને પ્રયાસ કરતી વખતે કેવાં સંદિગ્ધ અને અસંલગી પ્રેમ ભાષણો થાય છે. અરે, તેનો ખ્યાલ તમારા જેવા અવિવાહિત જીવન ગાળનાર મિત્રના હૃદયમાં મારે શી રીતે ઉત્પન્ન કરવો એ હું કહી શકતો નથી. જ્યારે કોઇ મુગ્ધ કુમારિકા સાથે તમે લગ્નથી જોડાશો અને પ્રણયીજીવન ગાળવાનો પ્રારંભ કરશો ત્યારે આ પ્રણયકલહનું યાથાર્થ્ય તમને બરોબર ગ્રાહ્ય થશે." ઉમાકાંતે પ્રણયકલહની મહત્તાનું દિગ્દર્શન કરાવતાં અને વંદ્રાવને અપરણિત જીવન ગાળવાના નિશ્ચય માટે ટકોર મારતાં કહ્યું. "ઉમાકાંતભાઇ, તમે પણ યમકુમારીના કથનનો બચાવ કરવાના કે, હું ધારતો હતો કે કદાચ તમે મારા પક્ષમાં રહેશો તો હું યમકુમારીના મતનું ખંડન કરી શકીશ. પણ લાચાર, તમને પણ યમકુમારી કેટલાં વ્હાલાં છે તે હવે હું સમજ્યો. પણ તમે કહો કે તમારે પ્રણયકલહ થતો નથી. મારે એનોજ ઉત્તર જોઇએ છે." વંદ્રાવને પોતાનો પક્ષ નિર્બળ થતો જોઇને હા ના કહેવડાવવાના ઉદ્દેશથી પુછયું.

" પણ પ્રણયકલહ તો સર્વવ્યાપક છે. તેથી હમારે પણ થાય તેમાં કાંઇ આશ્ચર્ય અથવા નવીન નથી. " ઉમાકાંતે હસતા વદને જણાવ્યું.

" ઠીક ત્યારે, તમારે પણ પ્રણયકલહ તો થાય છે ને." પછી યમકુમારી પ્રતિ ફરીને કહ્યું.

" કેમ, તમે તો કહેતાં હતાં અમારે પ્રણયકલહ થાયજ નહિ. જુઓ આ ઉમાકાંતભાઇ કેવા સરળ હૃદયના છે કે તેમણે સત્ય વાર્તા પ્રગટ કરી દીધી અને વિના સંકોચે કબુલ કરી દીધી! ભલે, હવે તમે ના કહો કે કે હા કહો પણ તમારે પ્રણયકલહ તો થાય છેજ. કેમ તમને કેવાં મ્હાત કર્યાં ?" વંદ્રાવને સર્વ વાદવિવાદનો અંત પોતાની તરફેણમાં આવતાં પ્રસન્નવદને કહ્યું.

" હા, હું પરાભૂત થઇ, પણ તેમાં તમારા ભાઇ દોષપાત્ર છે. એમણે પણ મારો પક્ષ ન સ્વીકાર્યો. ખેર, પણ તમે આવી રીતે ફરીથી પ્રણયકલહ કરાવવાનો માર્ગ ઠીક શોધી કાઢયો. હમે કાંઇ કલહ કરીએ એવાં નથી. તમે પણ ઠીક એવી નિર્દોષ મજા ખોળો છો !" યમકુમારીએ વંદ્રાવનના ઉદ્દેશનો મર્માર્થ સમજીને પુનઃ ઉત્તર આપ્યો.

" ચાલો હવે પ્રણયકલહ વિષમક ચર્ચાને આટલેથીજ સમાપ્ત કરીએ, કારણ કે તે વિષય ઘણો ગૂઢ છે. પ્રિય વંદ્રાવન, તમારે આ વિષયની ચર્ચા ન કરવી જોઇએ. કારણ કે તમને પ્રણયજીવનના લાભો અનનુભૂત છે. જ્યારે લગ્ન ગ્રંથીથી સંયુક્ત થાવ અને પ્રણયી જીવનનું સુખ ભોગવવાને ભાગ્યશાળી થાવ, ત્યારે આ વિષય પરત્વે આપણે પુનઃ વધુ ચર્ચા કરીશું. મારી ખાતરી છે કે તમારો પ્રગટ થયેલો મત મારા મતમાં પરિવર્તન પામશે. અને તમે પ્રણયકલહના ઉપાસક બની જશો." ઉમાકાંતે પ્રણયકલહના વિષય નાટકનુ અહીં આજ પર્યવસાન કરવાની વિજ્ઞપ્તિ કરતાં જણાવ્યું.

"ઠીક, ત્યારે તેની સમાપ્તિ કરીએ. પણ, ઉમાકાંતભાઇ, તમે યમકુમારીના અચિંત્ય હાસ્યનું કારણ પુછતા હતા તે મુખ્ય મુદ્દો, તો વિસ્મરણ કરી ગયા. તમે તે જાણવાને ઘણા આતુર હતા તેથીજ યમકુમારીએ એ વાત ઉડાવી દીધી." વંદ્રાવને પૂર્વ પ્રશ્નનું સ્મરણ કરાવવાના ઇરાદાથી કહ્યું.

"પ્રિયે, તેનો તો તેં ખુલાસો કર્યો નહિ. કોઇ દિવસ નહિ જોયેલું એવું તને હાસ્ય કરતી જોઇને મારૂં મન વિચાર મગ્ન થઇ ગયું છે, માટે ત્વરિત તે કારણ પ્રગટ કરીને મારી વિચાર તરંગમાળાનો પ્રવાહ અટકાવ." ઉમાકાંતે હાસ્યનું કારણ જાણવાની ઉત્કંઠાથી ઉત્પ્રેક્ષિત સ્વરે કહ્યું.

"વંદ્રાવનભાઇ, તમને પણ ઠીક વાર્તાવિનોદ આવડે છે. એક નહિં તો બીજુ." કોઇ ઉત્પાદક તરીકે પ્રગટ કરવાના ઇરાદાથી કહ્યું.

"પ્રિયે, તારૂ વાક્ચાતુર્ય એક પુરૂષને પણ મ્હાત કરે એવું છે. પણ મને કહે તો ખરી કે તું અમને જોઇને શાથી હસી પડી?" ઉમાકાંતે યમકુમારીની ચતુરાઇની પ્રશંસા કરતાં હાસ્યમર્મ જાણવાના ઉદ્દેશથી પુનઃ પુછયું.

"હમારા હાસ્યનુ કારણ એમ હતું કે જ્યારે આ સીડીના સોપાનપર પાદરવ થતો હમને કર્ણગોચર થયો ત્યારે અમે ઘણાંજ ગભરાઇ ગયાં. કારણ કે તમે હમેશ કરતાં આજે વહેલા આવ્યા છો. હમારી ધારણા એવી હતી કે તમે વહેલા આવતા નથી એટલે કોઇ અપરિચિત વ્યક્તિ આવતી હશે એમ જાણી અમને ભયકંપ થયો અને અમારાં હૃદય ભયભીત બન્યાં. ક્ષણમાંજ તમને આવતાં જોવાથી હમારાં હૃદય પુનઃ સ્વસ્થ થયાં અને અમારી ધારણા કેવી ભીરૂતાપૂર્ણ હતી, અને કોને આવવાનું ધારતાં હતાં અને કોણ આવ્યું એ સ્મરણ થતાં હમારો ભય હર્ષમાં રૂપાંતર પામ્યો. હમારી ભીરૂતાને માટે હાસ્ય કર્યું, તમને જોઇને હમને આનંદ થયો, તેથી મોટેથી હસાઇ જવાયું." યમકુમારીએ પોતાના હાસ્યનું કારણ સ્પષ્ટ રીતે વ્યક્ત કરતાં જણાવ્યું.

ઉમાકાંત પણ આ સ્પષ્ટોક્તિ શ્રવણ કરીને ખુબ હસ્યો. તેને યમકુમારીની સરળ હૃદયતા અને ભીરૂતાને માટે હસવું આવ્યું. વંદ્રાવન પણ યમકુમારી તરફ જોઇને ઘણુંજ હસતો હતો. બિચારી યમકુમારી આ હાસ્યોત્પાદક નાટકથી અને તેમાં પોતે ભજવેલી મુખ્ય ભૂમિકાથી લજ્જાવનત મુખે મૂઢગ અવસ્થામાં સ્તબ્ધ બેસી રહી હતી. ક્ષણમાં તેમનું હાસ્ય બંધ થયું. પછી ઉમાકાંતે યમકુમારીની શંકા નિવારણ કરવાને માટે કહ્યું.

"પ્રિયે, તને હાસ્ય ઉત્પન્ન થયું એમાં તું કેવળ નિર્દોષ છે, તારૂં કહેવું સત્ય છે. આજે હમે ઑફીસેથી એક કલાક જેટલા વહેલા આવ્યા છીએ. કારણ કે મારે આવતી કાલની વરાળનૌકામાં કલકત્તે જવાનું છે. શેઠનું અગત્યનું કામ છે, જેને માટે બીજા કોઇને મોકલતાં શેઠને ઘણો સંકોચ થાય છે. માટે તે કામ મને સોપેલું છે. જવાને માટે સર્વ તૈયારી કરવાની મને આજ્ઞા મળતાં હું અને વંદ્રાનદાસ વહેલા આવ્યા છીએ. મને પાછા આવતાં લગભગ એક મહિના જેટલો સમય લાગશે. તારે અહીંઆજ રહેવાનું છે. ત્યાંનું કામ બનતી ત્વરાએ આટોપીને હું આ તરફ આવતો રહીશ. તારા મુખપર અત્યારથી શોક ચિન્હ કેમ જણાવા લાગ્યાં?"

"વારૂ, પણ તમારે બદલે ઓફીસનો અન્ય કોઇ માણસ જઇ શકે તેમ નથી? તમારે બદલે વંદ્રાવનભાઇ જાય તો શું કામ ન થઇ શકે? તમને જવા દેવામાં મને કોઇ પ્રકારનો બાધ અથવા સંકોચ નથી, પરંતુ વિદેશમાં હું એકલી છું, તમારા સિવાય મારો કોઇ સાથી નથી. તમારા સિવાય મને આમોદપ્રમોદ કોણ કરાવશે? દિવસે તમે ઓફીસ જતા તો સાંજે પાછા આવશો એમ સંતોષ માનીને દિવસકાળ વ્યતિત કરતી પણ આ તો તમે જવાના એટલે મારે મન પ્રતિક્ષણ એક વર્ષ જેટલો લાગશે. મારા દિવસો નિર્ગમન થવા ઘણા કઠણ થઇ પડશે. મારૂં કહ્યું માનીને તમે શેઠને વિનંતિ કરો

કે તમારે બદલે અન્ય કોઇને મોકલે." યમકુમારીએ ભગ્ન હૃદયા થઇને જર્જરિત સ્વરે જણાવ્યું.

"પ્રિયે, તારૂં કહેવું સર્વાંશે યથાર્થ છે. આ કામ એવું અગત્યનું અને ગુપ્ત છે કે શેઠ કરમાલી વિશ્વાસુ માણસ સિવાય બીજાને મોકલે તેમ નથી. વંદ્રાવનદાસને મોકલત પણ તે તદન અજાણ્યા છે. પોતાનું કામ હસ્તગત કર્યાને વધારે સમય થયો નથી. આ કામ જોખમદારીનું છે, અને કઠણ હોવાથી અનુભવી માણસનીજ ખાસ જરૂર છે. તેમ ન હોત તો વંદ્રાવનદાસનેજ મોકલવાનો શેઠનો ઇરાદો હતો." ઉમાકાંતે યમકુમારી સંતપ્ત અને પીડિત હૃદયનું શાંત્વન કરતાં કહ્યું.

"ઠીક ત્યારે, તમારૂં કાર્ય આટલું મહત્વનું છે તો મારે તમને જવા દેવામાં આનાકાની કરવી એ આશ્રેય સુર છે. તમે સુખરૂપ કાર્ય સફળ કરીને વધારે યશસ્વી થઇને પુનરાગમન કરો એવી અભ્યર્થના છે." યમકુમારીએ સંમતિ આપતાંજ જણાવ્યું.

"પ્રિયે, મારા કલકત્તાનિવાસ દરમ્યાન વંદ્રાવનદાસ આપણે ઘેરેજ૨ હેશે એવી તેમની પાસેથી મેં કબુલત લીધી છે. મારી અનુપસ્થિતિમાં બીજે સ્થળે વ્યવસ્થા કરવાની ગમે નહિં. તેમજ એકલી અટુલી વધારે મુંઝાવાથી તારા કોમળ હૃદયને વધારે સંતાપ થાય એ સર્વ વૃતાંત મેં તેમને જણાવતાં તેમણે અત્રે રહેવાની ખુશી બતાવી છે. મારી ગેરહાજરીમાં તેમને અગવડ ન પડે એવી તું ખાસ કાળજી રાખજે, જો કે તું ચતુર છે, અને અભિનયના નિયમ યથાર્થ સમજે છે જેથી મારે તને તે વિષયપર કાંઇ સુચનાઓ કરવાની આવશ્યકતા નથી. છતાં મારા હૃદયભાવને પ્રગટ કરવાના ઉદ્દેશથીજ આટલું કહેવું પડયું છે. દિવસના સમયે દુર્ભિક્ષાને અત્રે રાખજે જેથી તને વિરહજન્ય સંવેદનાનો તાપ ક્લાંત નહિ કરે અને મારી અનુપસ્થિતિના દિવસો તું આનંદમાં નિર્ગમન કરવા

શક્તિમાન થઇશ. પ્રિયે, તું સમજુ, શાણી અને બુદ્ધિમતિ છે. પુરૂષને આ જીવનરૂપી ઘટનાના કાર્યમાં કેટલી ઉપાધિ છે તેનું તને વાસ્તવિક જ્ઞાન છે, તેથી ધૈર્યવિલંબિની થઇને વિરહ પીડા સાથે યુદ્ધ કરવામાં તુ પરાભુત નહી થાય. વંદ્રાવનદાસને આવશ્યક ગૃહ કાર્યભાર સોંપજે અને તેને મારા માતૃજન્ય ભ્રાતાતુલ્ય ગણીને કોઇ પ્રકારની સ્ત્રી જનસ્વભાવને અનાવશ્યક લજ્જાળુતા અને મર્યાદા કિંચિદ્ અંશે પણ ધારણ કરતી નહિ. ગૃહસ્થિતી ધર્મનુ યથાર્થ પાલન કરજે" ઉમાકાંતે પતિધર્મનું પાલન કરીને સર્વ આવશ્યક સુચનાઓ આપતાં જણાવ્યું.

" ભાઇ ઉમાકાંત, હજુસુધી પણ મને તમારો પ્રાહુણોજ ગણ્યો છે, એ જોઇને મને અત્યંત ખેદ થાય છે. મારે માટે આટલા આતિથ્યસત્કારની કાંઇ આવશ્યકતા નથી. મારૂં મંદભાગ્ય કે હજુસુધી હું તમારા મિત્રની ગણનામાં અંકિત થવાને ભાગ્યશાળી થયો નથી. છતાં પણ મેં આપને કબુલત આપી છે તે અનુસાર હુ તમારાજ પ્રસાદમાં નિવાસ કરીશ અને યમકુમારી જેને હું મારાં માતૃજન્ય ભગિની તરીકે લેખું છું તેમને મારા શિરપર પડતા કોઇપણ કષ્ટતા ભોગે સહાયભૂત થઇશ તમારી અનુપ સ્થિતિમાં તેમને કોઇ પણ પ્રકારે ચિંતામગ્ન નહિ રહેવા દઉં, મારાથી બનશે તેટલે દરજ્જે તેમનું ચિંતા નિવારણ કરીશ અને તેમને હર્ષ અને નિર્દોષ આનંદ પમાડવા પ્રયત્ન કરીશ. તમે કોઇ પણ જાતની ચિંતા રાખશો નહિં. માત્ર તમને સુપ્રત કરેલા કાર્યમાં વિજય મેળવીને નિર્વિઘ્ને પાછા આવો એવી મારી અંતઃકરણની પ્રાર્થના છે. પ્રભુ કૃપાથી તમારો પ્રવાસ સરળ અને સુખરૂપ નીવડો એજ મારી મનોવાંછના છે." વંદ્રાવને પોતાના મિત્રધર્મનું યથાનિયમ પાલન કરવાની ખાતરી આપતાં કહ્યું.

" ભાઇ વંદ્રાવનદાસ, તમને મેં મારા મિત્ર કરતાં પણ વધારે ગણ્યા છે. તમને મારા માતૃજન્ય ભ્રાતાતુલ્ય ન ગણ્યા

હોત તો તમને આટલા આગ્રહપૂર્વક મારે ત્યાં રહેવાની ફરજ શા માટે પાડત? અને મારી અનુપ સ્થિતીમાં પણ મારાજીવન સર્વસ્વને તમારા રક્ષણમાં અને તમારાજ આધારે શા માટે મૂકી જાત? તમારામાં મારો અડગ અને દૃઢ વિશ્વાસ છે. માટેજ તમારે દિલગીર થવાનું કાંઇ કારણ નથી." ઉમાકાંતે વંદ્રાવનને શાંત કરવાના ઉદ્દેશથી કહ્યું.

"ઠીક પણ હવે વધુ સમય આ વાર્તાલાપમાં વ્યતિત કરવો વાસ્તવિક નથી. આપણે રાત્રિ ભોજન કરી લઇએ અને પછી યમકુમારી તમારા પ્રવાસની તૈયારીઓ કરે તેમાં મદદ કરીએ." વંદ્રાવને વિષયાંતર કરવાના વિચારથી કહ્યું.

તરતજ યમકુમારી ઉઠીને પાકગૃહમાં ગઇ અને પાછળ વંદ્રાવન અને ઉમાકાંત પણ ઉઠયા. ભોજન કાર્ય સમાપ્ત કરીને મુખવાસાદિ લઇ પુનઃ તેઓ પ્રધાન ખંડમાં આવ્યા. યમકુમારી પણ આવી પહોંચી. ઉમાકાંતે પોતાના વસ્ત્રોનું કબાટ ખોલીને આવશ્યક વસ્ત્રો કાઢયાં, અને વંદ્રાવને તે સર્વેને એક પછી એક સફાઇથી પેટીમાં ગોઠવ્યાં. ઉમાકાંતે યમકુમારીને પ્રવાસ દરમ્યાન ખાવાને માટે જાત જાતના પદાર્થો બનાવવાનું કહ્યું જે યમકુમારીએ થોડા વખતમાં સંચો સળગાવીને બનાવી કાઢયા. આ બાજુએ ઉમાકાંત અને વંદ્રાવને સર્વ તૈયારી કરી દીધી કે તરત યમકુમારી પણ પોતાના કાર્યમાંથી ફારગત થઇને આવી. અલ્પ સમય સુધી આમ તેમ વાર્તા વિનોદમાં કાળક્ષેપ કર્યો જેથી યમકુમારીના હૃદયને શાંતિ થઇ. લગભગ નવેક વાગ્યાનો સમય થતાં વંદ્રાવને ઉમાકાંતને કહ્યું.

"ભાઇ ઉમાકાંત, નવ વાગ્યાનો સમય થવા આવ્યો છે. માટે જો તમારી તૈયારી થઇ ગઇ હોય તો આપણે શયન કરીએ. કારણ કે પ્રાતઃકાલમાં વહેલા ઉઠીને યમકુમારીને તમારે માટે ભોજનાદિની તૈયારી કરવાની છે."

"તૈયારીમાં તો હવે કાંઇ બાકી રહેલું નથી માટે આપણે શયનમાં વિલંબ કરવાનું કાંઇ કારણ નથી." ઉમાકાંતે વંદ્રાવનની વિજ્ઞપ્તિને અનુમતિ આપતાં કહ્યું.

પછી સર્વે ઉઠયાં. વંદ્રાવન પોતાના હમેશના શયન ગૃહમાં ગયો. ક્ષણમાં સર્વ શાંત થઇ ગયું. ત્રણે જણ સુખરૂપ નિદ્રા ઉપભોગ કરવા લાગ્યાં.



# પ્રકરણ ૧૩ મું.

## ઉમાકાંતનું કલકત્તા પ્રતિ ગમન.

જ્યારથી આ સૃષ્ટિની રચના થઇ ત્યારથીજ સમય પોતાનું કાર્ય સર્વદા અસ્ખલિત રીતે કર્યે જાય છે. દિવસ અને નિશાની અનેક પરંપરાઓ કેવી રીતે પસાર થઇ જાય છે તેની આ ક્ષણભંગુર માનવદેહધારીને બિલકુલ ખબર પડતી નથી. સમયવહનનું બારીક અવલોકન કરનારને સમયની ઉપયોગિતાનું મહત્વ વાસ્તવિક રીતે સમજાય છે. પ્રમાદ અને આલસ્યમાં જીવન વ્યતિત કરનારને સમયવહનની મહત્તા અનનૂભુત રહે છે. સ્વપ્રમાદમાં રચીપચી રહેનાર મનુષ્યોને પોતાની પ્રમાદી ઇચ્છાની તૃપ્તિ એજ અભિલાષ હોય છે. ઉદ્યોગિજનો સમયનું માપ પોતે કેટલું કાર્ય કર્યું છે તેની ગણનાથી આંકે છે. તેઓ હમેશાં અને પ્રતિપળ પોતાના ઉદ્યોગમાંજ મગ્ન રહે છે. આપણું અનૌગિક જીવન કેટલું અલ્પકાલિન લાગે છે. વર્ષોનાં વર્ષો આપણે સ્વછંદમાં વ્યતિત કરીને જીવનનું સાફલ્ય નથી કરી શકતા. મુર્ખ મનુષ્યો સમયનો વાંક કાઢે છે. પોતાની સ્વછંદપ્રિયતાની સિદ્ધિમાં કેટલા દીર્ઘ સમયનો વ્યય થઇ જાય છે તેનું આ પ્રમાદી જીવન ગાળનારાઓને ભાન નથી હોતું મુઢમતિ મનુષ્યો જાણે છે કે પોતાના જીવનનો અર્ધસમય તો રાત્રિઓને સ્વાધીન છે, છતાં પણ તેમનાં જીવનનો અવશેષ અર્ધસમય તેઓ ઉદ્યોગમાં નથી ગાળતા. માનવદેહધારીઓને માટે નિર્માણ થયેલી ફરજોનું તેઓ યથાર્થ પાલન નથી કરતા. ઇપ્સિત વસ્તુઓ પ્રાપ્ત કરવામાં ઇંદ્રિય સુખોપભોગમાં, અનેક પ્રકારની લાલસા તૃપ્તિમાં, વિલાસપ્રિયતામાં અને પરોપકારશૂન્ય જીવન ગાળવામાંજ તેઓ પોતાનું કર્તવ્ય સમજે છે. ખરાં કર્તવ્યોનું તેમને ભાન પણ નથી હોતું. આવું નિરૂદ્યોગિ જીવન ગાળીને જ્યારે તેઓ વૃદ્ધાવસ્થામાં પ્રવિષ્ટ થાય છે, ઇંદ્રિયો શિથિલ

થઇ જાય છે. આ અભિમાની દેહપર કરચલીઓ પડી જાય છે, ત્યારેજ તેમને માનવ જીવનનું સાર્થક કેમ કરવું, માનવ-દેહધારીઓને શું શું કર્તવ્યો કરવાનાં હતાં, તેમણે શું શું કર્યાં છે, શું શું નથી કર્યાં એ સર્વ વિષયોનું ભાન થાય છે. આ ભાન થયા પછી જીવન સાર્થકને માટે આમ તેમ તરફ[illegible]આં મારે છે. કિન્તુ દેહમાં પ્રવિષ્ટ થઇને પોતાની સત્તાનું સર્વોપરિત્વ સ્થાપી બેઠેલી દુર્બળતા, મંદતા, શિથિલતા, અને કર્તવ્યમૂઢતા તેમના માર્ગમાં અનેક શંકટશલ્યો ઉપસ્થિત કરે છે. તેઓને પોતાનું કાર્ય કરતાં અટકાવે છે. આખરે વૃદ્ધાવસ્થા પણ પસાર થતાં માનવજીવનનો અંત સન્નિધમાં દૃષ્ટિગોચર થાય છે. મરણોન્મુખ દશામાં તેમને પોતાના કર્તવ્યવિહિન જીવનને માટે સંતાપ થાય છે. તેઓ મરણને વિસ્ફારિત નેત્રોથી નિહાળે છે. તેમનાં સર્વ કૃત્યો નેત્રો પાસે ઉપસ્થિત હોય અને મરણ સમયે પણ મનુષ્ય કર્તવ્યોનું ભાન કરાવનારા દુતો હોય એમ તેમને લાગે છે. પણ હવે અંતકાળમાં કાંઇ થઇ શકે નહિ એમ સમજીને તેઓ પોતાની કર્તવ્યમૂઢતાને માટે પશ્ચાતાપ કરે છે. આવી દશામાં તેમને ભગવદ્ ભજનોચ્ચાર કરવાનું ભાન નથી રહેતું તે ગભરાઇ જાય છે. અંતે કાયર થઇ અશ્રુવર્ષણ કરવા લાગે છે. પામર મનુષ્ય! આ સર્વ હવે વ્યર્થ છે તારો પશ્ચાતાપ નકામો છે. આવી સ્થિતિમાં તેનું મૃત્યુ થાય છે સમયની વાસ્તવિક મહત્તા અને ઉપયોગિતા ન સમજનારને આ સર્વ માનસિક વ્યથાઓ સહન કરવી પડે છે. માટે હે માનવદેહધારી આત્મા ! તારૂં જીવન સાર્થક્ય કરવામાં પ્રવૃત રહે અને સમયનો ખરો ઉપયોગ કરીને પોતાને કૃત્યકૃત્ય માન.

ઉમાકાંત યમકુમારી અને વંદ્રાવન નિદ્રા અવસ્થામાં હતાં. યમકુમારીની નિદ્રા વારંવાર ભંગ થતી હતી. તે અર્ધ જાગૃત અને અર્ધ નિદ્રિત દશામાં આમ તેમ પાસાં ફેરવી અભંગ નિદ્રોપભોગ કરવાને તરફડીઆં મારતી હતી. પરંતુ

નિદ્રાદેવીનો જાણે આજે તેનાપર કોપ થયો હોય એમ તેને નિદ્રા ન આવતી હતી. ઉમાકાંત ઘસઘસાટ ઉંઘતો હતો. વંદ્રાવન પણ તેવીજ રીતે ગાઢ નિદ્રામાં હતો. જોત જોતામાં રાત્રિના ત્રણ પ્રહર પસાર થઇ ગયા અને ચતુર્થ પ્રહરનો આરંભ થયો હતો. મે મહિનામાં દિવસો કરતાં રાત્રિ ઘણી ટુંકી હોય છે તેથી રાત્રિનો સમય ક્યાં પસાર થઇ જાય છે તેની જાણ પડતી નથી. લગભગ પાંચ વાગતાં યમકુમારીએ ધીમેથી અને મંદગતિથી પર્યંક શય્યાનો ત્યાગ કર્યો, અને મધ્ય ખંડમાં જઇને પતિની વિદાયગીરીને માટે અવશેષ તૈયારીઓ કરવા લાગી. સ્નાન કર્યા પછી દૈનિક પાઠપૂજા કરીને તે પાકશાળામાં ગઇ અને ઉમાકાંત અને વંદ્રાવનને માટે ગરમ પાણી મુકી દીધું. લગભગ છ વાગતાં ઉમાકાંત સફાળો ઉઠયો અને પ્રિયાને પર્યંકશય્યા પર ન જોતાં તે ઉઠી ગઇ હશે એમ અનુમાન કરીને પાકગૃહમાં ગયો. ત્યાં યમકુમારી ભોજનની તૈયારી સાથે ચા વિગેરે તૈયાર કરતી હતી. દંતધાવનના પદાર્થો લઇને બહાર આવી વંદ્રાવનને ઉઠાડવા લાગ્યો. વંદ્રાવન ઉઠતાં બન્નેએ મુખમાર્જન કરીને ચા પીધી અને પછી સ્નાનાદિ કર્મથી પરવારીને બન્ને શેઠની મુલાકાતે ગયા. શેઠ આજે સવારનાજ ઓફીસે આવેલા હતા. કારણ કે ઉમાકાંતને કેટલાક ઉપયોગી પત્રો સુપ્રત કરવાના હતા. લગભગ સાડાઆઠ વાગતાં બન્ને ઓફીસમાં આવ્યા જ્યાં શેઠ ફરમાલી તેમના આગમનની માર્ગપ્રતીક્ષા કરતા બેઠા હતા. ઉમાકાંતને જોતાંજ શેઠે પુછ્યું.

" કેમ ઉમાકાંત, તું તૈયાર થઇને આવ્યો છે ને ?"

" જી હા, પ્રવાસની સર્વ તૈયારી કરી છે. માત્ર ભોજન કરવા જેટલા સમયનો વિલંબ છે. પરંતુ તે પૂર્વે આપની મુલાકાત આવશ્યક ધારીને હમણાંજ આવ્યો. આપને જે જે સુચનાઓ કરવાની હોય તેને માટે વધુ સમય મળે એમ ધારીને પ્રવાસ માટે પ્રયાણ કરવા પૂર્વે આવ્યો છું. આપની અંત્ય આજ્ઞાઓ શ્રવણ કરીને પુનઃ બંગલે જઇશ અને ભોજનથી

પરવારીને પુલપર જઇશ." ઉમાકાંતે શેઠના પ્રશ્નનો ખુલાસાવાર પ્રત્યુત્તર આપતાં કહ્યું.

"વારૂ ત્યારે આમ આવ," કરમાલી શેઠે કહ્યું. પછી ઉમાકાંત અને શેઠ બન્ને થોડા સમય સુધી એકાંતમાં કાંઇ વાત કરવા માટે ગયા. લગભગ અડધા કલાક જેટલા સમયમાં બન્ને પાછા આવ્યા પછી શેઠ ઉમાકાંતને એક કાગળનું બંડલ કપડામાં વિંટાળીને આપ્યું. અને જવાની રજા આપી. તરત વંદ્રાવન અને ઉમાકાંત ઉદ્યાનમાં આવવા નીકળ્યા. ઉદ્યાનમાં આવીને બંન્નેએ સાથે ભોજન લીધું. એટલામાં દશ વાગ્યા. પુલપર બરોબર અગીઆર વાગે હાજર રહેવાનું હોવાથી તરત વંદ્રાવન અને ઉમાકાંતે અનુચરદ્વારા પ્રવાસનો સામાન ગાડીમાં નંખાવ્યો, અને તેને રવાના કરી દીધી. યમકુમારી જે આ સર્વ ઘટના સજળ નેત્રોથી જોઇ રહી હતી, તે હમણાંજ રડી પડશે, એવું તેની મ્લાન મુખમુદ્રાપરથી જણાતું હતું. વિયોગનો સમય નજીક આવતાં ઉમાકાંત વંદ્રાવનને બહાર રાખીને પાંચ મીનીટ યમકુમારી સાથે એકાંતમાં વાત કરવાને ગયો. જેવો ઉમાકાંતને આવતો જોયો તેવુંજ યમકુમારીનું કોમળ હૃદય વિરહની ભાવી પીડાના વિચારથી દ્રવીભૂત થઇ ગયું. તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. તે અવાક્ ઉભી રહી. ઉમાકાંતને પણ તેને આવી દશામાં જોઇને રડવું આવી ગયું, પણ પુરૂષની સ્વભાવિક કઠણ પ્રકૃતિનું અને પાષાણહૃદયતાનું સ્મરણ થઇ આવતાં તેણે ધૈર્ય ધાર્યું, અને બોલ્યો.

"પ્રિયે, મારા પ્રયાણથી તને ઘણું દુઃખ થાય છે અને મારો વિયોગ તને અસહ્ય લાગે છે એવું તારા મુખારવિંદપરની નિસ્તેજતાથી હું સમજી શકું છું. પ્રિયે, પુરૂષના ભાગ્યમાં પરદેશગમન અને દેશાટન નિર્માણ થયેલું છે. પરદેશગમનથીજ મનુષ્યના બુદ્ધિબળનો વિકાસ થાય છે. પતિ પરદેશગમન કરે તેમાં આવું આક્રંદ કરવું એ અશુભ છે. આવા માંગલિક પ્રસંગે તારે મને સ્મિતવિલસિત અને

પ્રસન્નવદને રજા આપવી જોઇએ, તેને બદલે તો તું રૂદન કરે છે. પ્રિયે, ધીરજ ધર અને તારાં અશ્રુ લુછી નાંખ, અને મને હાસ્યમંડિત અને પુલકિત વદને રજા આપ." ઉમાકાંતે પ્રિયાનું હૃદય શાંત કરતાં કહ્યું.

યમકુમારી તરત સ્વસ્થ ચિત્ત થઇ, સ્ત્રીજન સુલભ અશ્રુ પ્રવાહનું રૂંધન કર્યું. અને કુંકુંમની કંકાવટી લાવીને પતિના લલાટમાં શુભસુચક તિલક કર્યું અને અક્ષત ચોડયા. પછી હાથમાં શ્રીફળ રૂપીઓ આપીને તેના પાદારવિંદનો સ્પર્શ કરતી પ્રણુત દશામાં ભૂમિપર પડીને પતિને પગે લાગીને ઉઠી, અને ઉમાકાંતને કહ્યું. "વ્હાલા, મારા જીવીતેશ્વર, પધારો, તમારો પ્રવાસ સુખરૂપ અને નિર્વિઘ્ન નીવડો, અને તમારા કાર્યથી પરવારીને સુખરૂપ પુનરાગમન કરો, અને આપના ચરણારવિંદની અને મુખ પુંડરીકના દર્શનની પિપાસુ દાસીને તમારા ઉજ્જ્વળ મુખ કમળનું દર્શન આપીને કતાર્થ કરજો, વ્હાલા, પધારો હવે વધુ વિલંબ કરવો વ્યર્થ છે. હું ખુશીથી આપને રજા આપું છું." યમકુમારીએ સ્મિતયુક્ત વદને કહ્યું.

"વાહ, પ્રિયે, તેં મને આવી રીતે હસિત વદને રજા આપી એથી મારૂં અંતઃકરણ સ્નેહથી, દ્રવીભૂત થાય છે." એમ કહીને ઉમાકાંતે યમકુમારીને એક ઓષ્ઠાલિંગન દીધું. અને પછી તેના મુખકમળ પર એક સ્નિગ્ધ સ્નેહયુક્ત દૃષ્ટિપાત કર્યો, અને એકાંતનો ત્યાગ કર્યો. બહાર આવીને વંદ્રાવન સાથે સીડી ઉતરીને અશ્વરથમાં બેઠો. ગૃહત્યાગ કરતી વખતે તેણે પુનઃ એકવાર યમકુમારીના મુખનું દર્શન કર્યું. અશ્વરથ ચાલ્યો લગભગ પોણાઅગીઆર વાગતાં વરાળનૌકા જે પુલપર લાગી હતી ત્યાં આવી પહોંચ્યો. તેના આગમન પૂર્વે સર્વ સામાન ગોઠવવાની વ્યવસ્થા થઇ ગઇ હતી. અશ્વરથમાંથી ઉતરીને તે પુલમાં ગયો, અને છેવટે વંદ્રાવનને સ્નેહના આવેશથી ખુબ ભેટયો અને ગૃહસંબંધી કેટલી સુચનાઓ આપીને વરાળનૌકામાં પોતાને માટે નિયત થયેલા બીજા

વર્ગના કક્ષમાં ગયો. થોડીવારમાં તેણે બહાર આવીને વંદ્રાવનને હસ્ત સંકેતથી પાછા વળવાની વિનંતિ કરી. છેવટે બન્ને સાથે આવેલા તરૂણો એક બીજાને હસ્તદ્વયથી કરથી પ્રણામ કરતા વિખુટ પડયા.

વંદ્રાવન નિસ્તેજ મુખે મંદગતિએ પુલપરથી પાછો ફર્યો. તેના હૃદયમાં ઉમાકાંતના જવાથી અને પોતાને એકલા રહેવું પડશે એવા વિચારથી ઘણો શોક થતો હતો. પણ ઉમાકાંતનું કામ એવુ ઉપયોગી અને અનિવાર્ય હતું કે તેને જવાની ફરજ પડી હતી. પુલપરથી નીકળીને વંદ્રાવન મ્લાન વદને વિચારમગ્ન હોય એમ એમ ધીમે ધીમે પગ ઉપાડતો હતો. બહાર આવીને ગાડી ઉભી હતી તેમાં બેઠો અને થોડી ક્ષણમાં ઓફીસે આવી પહોંચ્યો. આજે તેના હૃદયમાં પ્રવર્તન શોકાનળને લીધે તેનું ચિત્ત ઓફીસના કામમા પરોવાતું નહોતું. શેઠ કરમાલીએ તેને આવેલો જોઇને ઉમાકાંતના સમાચાર પુછ્યા. તેના ઉત્તરમાં તેણે જણાવ્યું કે ઉમાકાંત નિર્વિઘ્ને નૌકારૂઢ થયો હતો. શેઠને હવે સંતોષ વળ્યો. પછી આમતેમ પ્રકીર્ણ કામકાજમાં પાંચ વાગ્યાનો સમય થવા આવતાં શેઠ વંદ્રાવન ઉઠયા અને મોટરારૂઢ થયા. મોટર ચાલવા માંડી અને થોડા વખતમાં વંદ્રાવનના નિવાસ સ્થાનવાળા કુસુમોદ્યાન સમીપ આવી પહોચતાં દ્વાર ખોલીને તે ઉતરી પડયો, અને મોટર શેઠ કરમાલીને લઇને આગળ ધસવા લાગી.

વંદ્રાવન જ્યારે ઉદ્યાન પ્રાસાદમાં આવ્યો ત્યારે સમકુમારી શોકમગ્નાવસ્થામાં એક કોચપર બેઠી હતી. તેના મુખપર અત્યારે વિરહજન્ય મ્લાનતાનું આવરણ આચ્છાદિત થયેલું સ્પષ્ટ જણાતું હતું. વંદ્રાવનને આવતો જોઇને તે સ્વસ્થતા અને ચિત્તસ્થૈર્ય ધારણ કરવાને કૃત્રિમ પ્રયાસ કરવા લાગી. મુંખપર નર્મ સ્મિત સ્ફુરાવવા પ્રયત્ન કરવા મંડી. જો કે તેનું મુખસ્મિત વિકસિત અને હાસ્યમંડિત જણાતું હતું છતાં પણ નભોમંડળમાં ઘનમેઘછાયાના આવરણમાં આચ્છાદિત થયેલા નિસ્તેજ સૂર્યના દર્શનનો જેમ સર્વાંશે લોપ થતો નથી.

તેમ તેના મુખપર છવાઇ ગયેલી શોકચ્છાયા તેના કૃત્રિમ સ્મિત વિલસિત મુખપર હજુ પણ દૃશ્યમાન થતી હતી. વંદ્રાવનને જોઇને તેણે પુછ્યું.

"કેમ વંદ્રાવનભાઇ, તમારા ભાઇને સુખરૂપ પહોંચાડી આવ્યાને?"

"હા, તેમને ઘણું સારૂં કક્ષ મળ્યું છે. જળ પ્રવાસમાં કાંઇ પણ હાડમારી પડશે નહિં." વંદ્રાવને યમકુમારીના પ્રશ્નનો યોગ્ય પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

"ઠીક પણ તમે પછી અહીં કેમ ન આવ્યા?" યમકુમારીએ દ્વિતિય પ્રશ્ન પુછયો.

"અગીઆર વાગ્યા પછી હું પુલપરથી પાછો ફર્યો, અને સીધો ઓફીસમાંજ ગયો." વંદ્રાવને કહ્યું.

થોડોક સમય બન્ને મૌન રહ્યાં. વંદ્રાવને કપડાં બદલી નાંખ્યાં, અને પ્રધાન ખંડમાં આમ તેમ ફરવા લાગ્યો. લગભગ છ વાગવાનો સમય થવા આવ્યો હતો. યમકુમારી પાકગૃહમાં જઇને પાછી આવી અને વંદ્રાવનને પુછ્યું. "ભોજન તૈયાર છે, તમે જમવા પધારશો?"

"હા, મને કાંઇ વાર નથી. પણ અત્યારે પાકગૃહમાં આવવા વિચાર નથી. મારે માટે ખાવાનુ કાઢીને અત્રેજ લાવો. આજે મારો બહાર જવાનો વિચાર છે." વંદ્રાવને વિવેક અને શિષ્ટ ભાવથી કહ્યું.

યમકુમારીએ વિશેષ આગ્રહ ન કરતાં વંદ્રાવનને માટે ખાવાનું લાવીને એક મેજપર મુકયું. વંદ્રાવન જમી રહ્યા પછી યમકુમારીએ પાકગૃહમાં જઇને ભોજન કર્યું. ભોજન કાર્યની સમાપ્તિ પછી વંદ્રાવન બહાર ફરવા માટે ગયો.

પ્રસ્તુત પરિચ્છેદમાં વર્ણવ્યા પ્રમાણે વંદ્રાવન અને ઉમાકાંત જ્યારે ગૃહત્યાગ કરીને પુલપર જવાને નીકળ્યા ત્યારે

દુર્મિલા એક લઘુવાતાયનમાંથી તેમનું બારીકાઇ નિરીક્ષણ કરતી હતી. ઉભયને જતા જોઇને તેણે કિંચિદ્ હાસ્ય કર્યું. અને પછી ગૃહકાર્યમાં પ્રવૃત થઇ. મધ્યાન્હ સમયે તેણે ભોજન કર્યું અને થોડોક સમય આમ તેમ વિચાર કરીને આખરે ઉઠી અને કપડાં બદલીને બહાર જવાની તૈયારી કરવા લાગી. કૃત્રિમ સૌન્દર્યવર્ધક અને મુખકાંતિને આકર્ષક બનાવે તેવાં સર્વ સાધનોથી તેણે પોતાની નૈસર્ગિક સૌન્દર્યની ન્યૂનતાને પૂર્ણ કરી, પછી કમાડ બંધ કરી ઉદ્યાનના પ્રવેશ દ્વારમાંથી બહાર નીકળીને થોડોક માર્ગ પગે ચાલીને કાપવા લાગી. થોડે દુર ગઇ હશે એવામાં એક અશ્વરથ તેના જોવામાં આવતાં તેમાં જઇને બેઠી. રથસંચાલકને કયાં જવાનું છે તે સ્થાનનું નામ દેતાં તેણે તે માર્ગે રથસંચાલન કરવા માંડયું. રથ આવીને એક કાષ્ટગૃહ પાસે ઉભો રહ્યો. પ્રિય વાંચક ! આ કાષ્ટગૃહ અન્ય કોઇનું નહિં પણ આપણા પૂર્વ પરિચિત ગુલાબરાયનું હતું. અશ્વરથ પોતાના દ્વારપાસે ઉભો રહેતાં ગુલાબરાયે વાતાયન પાસે આવીને જોયું તો દુર્મિલાને ઉતરતી જોઇ. તે સહજ વિસ્મય પામ્યો અને મંત્રમુગ્ધ હોય એમ સ્તંભિત પાષાણપ્રતિમા તુલ્ય નિચેષ્ટ ઉભો રહીને નિહાળવા લાગ્યો. આવી અવસ્થા કદાચ દીર્ઘકાલ લંબાત પણ દુર્મિલાએ કમાડ પાસે આવીને જોરથી કમાડપર ત્રણ ટકોરા માર્યા. ગુલાબરાયની વિચાર નિદ્રા ભંગ થઇ, અને નિર્ભ્રાંતતાનો લોપ થયો. તે એકદમ ઉતાવળે પગે કમાડ તરફ ધસ્યોને કમાડ ખોલી નાખ્યાં. દુર્મિલા અંદર દાખલ થતાં ગુલાબરાયે પુનઃ દ્વાર બંધ કર્યા. બન્ને અંદર જઇને સામસામા આસનપર બેઠાં. થોડીવાર મૌન રહ્યાં પછી ગુલાબરાયે પુછયું.

“ પ્રિય દુર્મિલા, તું આજે અત્યારે અચિંત્ય આવી તેથી મારા મનમાં અનેક શંકાઓનો આવિર્ભાવ થાય છે. આજ સુધી દિવસના સમયમાં તું આવી રીતે મર્યાદા મૂકીને આવવા હિમ્મતવાન થઇ નથી અને આજે શા કારણથી આવી તે મને જણાવશું તારા પર કોઇ ગંભીર આપતી આવી

રહી છે કે તેના નિવારણાર્થે તારે મારા ગૃહનો આશ્રય શોધવો પડયો છે?"

"મારા વ્હાલા, જ્યાં સુધી આપ જેવા સમર્થ બાહુબળવાળા પ્રાણ મારા શિરોમણી છે, ત્યાં સુધી મારા શિરપર વિપતિ આવવાનો સંભવજ કયાંથી હોય! તમારા કથન મુજબ કોઇ દિવસ દિવસના સમયમાં આવવાનું અમર્યાદિત કાર્ય મેં કર્યું નથી. પણ આજે આવી રીતે મર્યાદાનો લોપ કરીને આવવાનું મેં સાહસ કર્યું છે, તે મારા પ્રિય સ્વામિન્, તમારી પ્રતિજ્ઞાનાપાલનમાં મારાથી બનતી સહાય કરવાને માટે. તમારી પ્રતિજ્ઞાપાલન કરવાની જો ઇચ્છા હોયતો તો વ્હાલા ચાલો મારી સાથે આજ ઘડીએ." દુર્મિલાએ સ્નેહપૂર્ણ મુખ મુદ્રાથી અને ઉત્સાહિત સ્વરે જણાવ્યું.

"મારા વૃતપાલનમાં તું શી રીતે સહાયભૂત થઇ શકે એમ છે? તું એક અબળા જાતિ છે. તું કદાચ છળ પ્રપંચ કરી વાત પ્રસંગમાં તેનો મનોભાવ જાણી શકે અને તદનુસાર કાર્ય કરવાની સુચના આપી શકે, આ સિવાય અન્ય પ્રકારે તું મને સહાયભૂત થવાને શકિતમાન નથી." ગુલાબરાયે દુર્મિલાની સ્થિતિનું અતિશયોકિત રહિત દર્શન કરાવતાં કહ્યું.

"પ્રિય જીવીતેશ્વર, તમારૂં કથન સર્વાંશે સત્ય છે. અમે અબળા જાતિ તમને કાંઇ અંગબળ અથવા અવિશ્રાંત પરિશ્રમથી મદદ ન કરી શકીએ, પણ અમારી છળ પ્રપંચ નિપુણતા અને કારસ્થાનપટુતાથી પુરૂષને મદદરૂપ થઇ શકીએ. સ્ત્રી જાતિ હમેશાં છળપ્રપંચ અને ઢોંગ સ્વાંગમાં પુરૂષો કરતાં પ્રાણુપ્રાધાન્ય ધરાવે છે. અમે ધારીએ તો અબળાની સબળા થઇ શકીએ છીએ." દુર્મિલાએ સ્ત્રી જાતિના અભિમાનથી પ્રેરિત થઇને પોતાનો બચાવ કરતાં કહ્યું.

"વારૂ, તે તો ઠીક છે. પણ આપણે મુખ્ય મુદ્દાના વિવાદ પર આવીએ. તુ મને શી રીતે મદદ કરવા ધારે છે?" ગુલાબરાયે પ્રશ્નની પુનરૂકિત કરતાં કહ્યું

"જુઓ, આજે ઉમાકાંત કલકત્તે ગયો છે. વંદ્રાવન દિવસના સમયમાં અગીઆરથી પાંચ વાગ્યાના સમય સુધી ઓફીસમાં જાય છે. ઉદ્યાન પ્રાસાદમાં આ સમયે યમકુમારી એકલી રહે છે. ઉમાકાંતને કલકત્તેથી પાછા આવતાં લગભગ એક માસ જેટલો લાંબો સમય લાગશે. તમે જો ધારો તો તમારૂં અપહરણ કાર્ય અથવા ઉદ્યાનમાં પ્રવેશ કરીને ગુપ્ત રીતે પ્રાસાદમાં દાખલ થઇને યમકુમારીને સમજાવીને તમારી આજ્ઞાનુસાર વર્તન કરવાને લલચાવીને કાર્ય નિર્વિઘ્ને કરવા ફળીભુત થશો એમ મારી ખાત્રી છે. તમારા તે કાર્યમાં મારાથી બનતી મદદ આપવાને હું તૈયાર છું. જો તેને લલચાવીને તમારી અંકશાયિની બનાવવાનું કાર્ય વિફળ થશે, તો તમે તેના પાતિવ્રત્યનો ભંગ બળાત્કારથી અને છળ કપટથી પણ કરી શકશો. તમારો મદન તૃપ્તિનો માર્ગ નિષ્કંટક અને વિઘ્ન રહિત થાય તેટલા માટે હું અગાઉથી જઇને ઉદ્યાનમાં નિવાસ કરતા અનુચર વર્ગને કામના પ્રસંગે બહાર ઘણે દૂર મોકલવા યુક્તિ પ્રયુક્તિ કરીશ. કેમ, હવે તમે શું ધારો છો? મારો મદદ કરવાનો માર્ગ કેવો છે? તે તમને આહ્લા થાય છે કે નહિ!" દુર્મિલાએ પોતાની સર્વ યોજનાનો સ્ફોટ કરતાં જણાવ્યું.

"પ્રિયે! તારી યોજનાને માટે તને લક્ષાવધિ ધન્યવાદ છે. અહા! તારાજેવી એક અબળામાં પણ કેટલી અદ્‌ભૂત બુદ્ધિમતા છે. તારી યોજના સર્વાંશે પ્રશંસનીય છે. કિન્તુ આ સમયે અને આજે તે યોજનાનુસાર અમલ કરવાને હું તત્પર નથી. દિવસના સમયમાં તેના ભૂવનમાં પ્રવેશ કરવો એ ઘણું કઠણ અને જોખમ ભરેલું છે. કદાચ તેની ચીસો આજુબાજુમાં નિવાસ કરતા લોકોને કર્ણગોચર થાય તો મારે-માથે ઘણું સંકટ આવી પડે. આવી અનેક મુસીબતોથી મારૂં મન અંચાય છે. મેં આવતી કાલે રાત્રિએ બે પ્રહર રાત્રિ વ્યતિત થયા પછી તેના અપહરણની વ્યવસ્થા કરી છે, અને

મારી નિઃશંક ખાતરી છે કે તે કાર્ય નિર્વિઘ્ને પાર પડશે. આ કાર્ય માટે મારા નામથી કોઇ તારી મદદની યાચના કરે તો તું વિના સંકોચે બનતી મદદ આપવામાં પાછી પાની ન કરીશ. તારા મદદ રૂપ થવાથી આપણો સ્નેહ દઢતર થશે. માત્ર એકજ વખત યમકુમારીના પાતિવ્રત્યનો ભંગ મારા હાથે થવો જોઇએ એવી મારી અભિલાષા છે. તારાપરનો મારો સ્નેહ અચળ રહેશે. યમકુમારીને મારી ચિરપ્રણયિની બનાવવાનો મારો ઉદ્દેશ નથી. કિન્તુ મારા સ્વમાન ભંગ અને પ્રતિષ્ઠા હાનીથી જન્મ પામેલી વૈમનસ્ય રૂપી જ્વાળાની તેના પાતિવૃત્ય ભંગથી શાંતિ કરવી એજ મારો હેતુ છે." ગુલાબરાયે કોપાન્વિત મુખમુદ્રાથી ભીષણ સ્વરે જણાવ્યું.

"મારા હૃદયેશ્વર, તમારી યોજનાને મારી પૂર્ણ અનુમતિ અને સહાનુભૂતિ છે. મારી મદદ માગવામાં આવશે તો હું વિના સંકોચે આપવાને તૈયાર છું. મને તમારા સ્નેહની અચળતા અને દઢતાની ખાતરી આપી તેથી મારૂં કોમળ હૃદય ઉપકારની લાગણીથી ઉભરાઇ જાય છે. મારા પ્રાણેશ્વર, તમારી મનોવાંછના સફળ થાઓ એવી મારી ઇચ્છા અને ભાવના છે." દુર્મિલાએ પ્રેમાવેશ અને સ્નેહોન્માદથી પોતાનો ઇચ્છાભાવ વ્યક્ત કરતાં જણાવ્યું.

"પણ પ્રિયે, તારી પાસે આજ સુધીમાં કોઇપણ અપરિચિત વ્યકિત મારા નામ સંકેતથી યમકુમારીના મુખદર્શનની યાચના કરવાને આવી હતી?" ગુલાબરાયે પુછયું.

"નહિ, મારી પાસે તમે કહો છો તેવા ઉદ્દેશથી આજ સુધી અને મારા ઉદ્યાનમાંથી પ્રયાણ કર્યાની ઘડી સુધીમાં કોઇ પણ આવ્યું ન હોતું." દુર્મિલાએ જણાવ્યું.

"ઠીક, પણ મેં તને સુચના આપી તે પ્રમાણે કદાચ કાલે સાંજ સુધીમાં કોઇ આવે તો તો તારે કોઇપણ નિમિતથી

રાજકુમારીના મુખનું દર્શન કરાવવું. તારા ચાપલ્યનો બરાબર ઉપયોગ કરજે.” ગુલાબરાયે સુચના આપી.

“ઠીક, તમે નચિંત રહો. દુર્મિલા પોતાથી બનતું કરવામાં પછાત નહિ પડે એમ ખાતરી રાખજો. તમારા જેવા પ્રપંચ નિષ્ણાત પ્રાણાધારની પ્રણયભાગિની કદી કાર્યદક્ષતામાં કચાશ ધરાવે એવું તર્ક અથવા અનુમાન પણ અસંભવિત છે.” દુર્મિલાએ પ્રત્યેક શબ્દપર ભાર મુકીને ભાર દર્શક સ્વરે જણાવ્યું.

“વારૂ ત્યારે તો હવે મારે ફીકર કરવાનું કાંઇ કારણ નથી.” ગુલાબરાયે કહ્યું. પછી થોડીક્ષણ વિચાર કરીને બોલ્યોઃ “પ્રિયે, મારી પ્રાણેશ્વરી, તું મારે માટે કેટલો અવિરત પરિશ્રમ કરી રહી છે. વ્હાલી, તારૂં કર્તવ્યભાન તને અત્યારે અહીં સુધી ઘસડી લાવ્યું. તું જીજ્ઞાસા ભરેલા હૃદયે આવી હતી. તારે નિરાશ થવાનું કાંઇ કારણ નથી. તારી યોજના, કર્તવ્યપરાયણતા, અને પ્રેમભક્તિથી મારૂં હૃદય હર્ષોર્મિથી ઉછાળા મારી રહ્યું છે. તારી અપૂર્વ સ્નેહ લાગણીઓની પ્રશંસા કરવાની મારી જીંહામાં શક્તિ નથી. પ્રિયે, તારી આવી કર્તવ્યપરાયણતા અને અચળ સ્વામિભક્તિનો બદલો હું સ્નેહશૂન્ય કેવી રીતે વાળવાનો હતો.” ગુલાબરાયે પ્રેમથી દ્રવીત થયેલા હૃદયે ઉદ્‌ગારો કાઢતાં કહ્યું.

“મારા વ્હાલા, મારા હૃદયરાજ રાજેશ્વર, તમારી પ્રશંસાને પાત્ર થવાને અને તમારી પ્રશંસાસુચક સુધાવાણી શ્રવણ કરવાને માટે મેં આ કાર્ય કર્યું નથી. મારામાં તે કરવાની શક્તિ નથી. આ કર્તવ્ય બજાવવું એ મારી ફરજ છે. પ્રાણેશ્વરને વૃતપાલનમાં સહાયભૂત થવું એ દરેક સ્નેહ પરણિત રાજ્ઞીની અનિવાર્ય ફરજ છે. મારા પરણિત પતિ નથી, પણ તમે તે કરતાં અધિક છો.” દુર્મિલાએ એવાજ સ્નેહાળ હૃદયથી પોતાના ઉછળી જતા ભાવોનું દર્શન કરાવ્યું.

ગુલાબશાનું હૃદય પ્રેમથી દ્રવી ગયું. તેણે ઉર્મિલાને પોતાની પાસે ખેંચીને એક મધુર સ્મિત કરી પ્રેમથી ઘેરાઈ જતી ઝીણી દૃષ્ટિથી તેનું મુખકમળ નિહાળ્યું અને સ્નેહથી ઉભરાઈ જતા હૃદયના આવેશને ગાઢાલિંગન માર્ગે માર્ગ આપ્યો. થોડીવાર તેઓ આવી મૌન અને મંત્રમુગ્ધ અવસ્થામાં બેસી રહ્યાં. સ્નેહજન્ય નિર્ભાંતિપટ દૂર થતાં ઉર્મિલા ઉઠી અને રજા માગી પોતાની પર્ણકુટી તરફ જવા નીકળી.



# પ્રકરણ ૧૪ મું.



## અપહરણ.

ગત પરિચ્છેદના અંતમાં આપણે દુર્મિલાને ગુલાબરાયના કાષ્ટાગૃહ તરફથી પોતાની ઉદ્યાન પર્ણકુટી તરફ આવવા નીકળેલી જોઇ છે. લગભગ ચાર વાગ્યાનો સમય થતાં તે ઉદ્યાનમાં આવી પહોંચી. તદુઉપરાંત આપણે વંદ્રાવનદાસને સાયંકાળના ભોજન પછી બહાર ફરવા ગયાનો ઉલ્લેખ થયેલો જોયો છે. તેના જવા પછી યમકુમારીએ દુર્મિલાને બોલાવી લાવવા એક અનુચરને આજ્ઞા કરી. દુર્મિલા થોડી વારમાં આવી. દુર્મિલાને સ્નેહપૂર્વક સંબોધન કરીને યમકુમારીએ તેને પાસે બેસાડી. જવાની રજા મળતાં અનુચર પાછો નીચે ચાલ્યો ગયો. હવે દુર્મિલા અને યમકુમારી એકલાંજ પ્રધાન ખંડમાં બેઠાં હતાં. અલ્પકાળ સુધી બન્નેએ મુકવૃત્તિનું અવલંબન કર્યું. દુર્મિલાને આજે ખુશ મિજાજમાં જોઇને યમકુમારીએ કહ્યું:“બ્હેન દુર્મિલા, તને ખબર તો હશે કે આજે તારા ભાઇ કલકત્તે ગયા છે. વંદ્રાવનદાસ એકલાજ અત્યારે અમારા બંગલામાં રહેવાના છે.”

“હા, મને ગઇ કાલે સાંજનીજ ખબર છે. તમે કેમ ભૂલી જાવ છો. ઉમાકાંતભાઇ ઓફીસમાંથી વહેલા આવ્યા હતા અને તમને જણાવ્યું હતું કે આવતી કાલે કલકત્તે જવાનો છું. આ વાત પ્રસંગે તો હું હાજર હતી.” દુર્મિલાએ ઉમાકાંતના ગમનનું જ્ઞાન પ્રદર્શિત કરતાં કહ્યું.

“હં હં મને તેનું તો વિસ્મરણ થતું હતું. પણ ત્યારે તને એક ખાસ વિનંતિ કરવાની છે તેટલા માટે તને અત્યારે બોલાવી છે.” યમકુમારીએ તેને બોલાવવાનું કારણ દર્શાવતાં કહ્યું.

“એવી તે શું વિનંતી કરવાની છે તે મને સત્વર જણાવો. બેન, તમારી આજ્ઞાને મેં ક્યે દહાડે લોપી છે. હું હમેશાં

આપજેવાં મોટાં માણસની સેવામાં તૈયારજ છું. બેન, જે કામ હોય તે વિના સંકોચે ફરમાવો." દુર્મિલાએ યમકુમારીની વિનંતિ જાણવાની જીજ્ઞાસાથી જણાવ્યું.

"બેન, તારો મારાપર મહદ્ ઉપકાર છે કે તું સર્વદા મારૂં કામ કરવામાં તત્પરતા દાખવે છે. તેં મારી વિનંતિનો કોઇ દિવસ પણ અનાદાર નથી કર્યો એવી મારી મનોદેવતા સાક્ષી આપે છે. મને ઉપકાર વશ કરે એવી તારી લાગણીઓને માટે હું ખરેખર તારી ઋણી છું." યમકુમારીએ કૃતજ્ઞતા ભાવથી દુર્મિલાના કથનની સત્યતા કબુલ કરતાં કહ્યું.

"બેન, તમને ઉપકારવશ કરવા જેવું મેં કાંઇ કર્યું નથી. પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે પરસ્પર સહાયતા કરવી, એ કર્તવ્ય ભાનનોજ મેં અમલ કર્યો છે. વારૂ! પણ આપણે મુખ્ય મુદ્દાને મુકીને આડે માર્ગે ઉતરી જઇએ છીએ. આપની શી આજ્ઞા છે તે આ દાસીને ફરમાવો." દુર્મિલાએ મુળ મુદ્દા પર આવવાના હેતુથી કહ્યું.

"તને અત્યારેજ બોલાવવાનુ મૂળ કારણ તો એ છે કે, બેન, મને એકલાને કાંઇ ચેન પડતું નથી. મારી સાથે કોઇ વિના સંકોચે વાત કરનાર પણ નથી. તેમ મારા પીડિત હૃદયને ઉભરાણ કાઢવાનું પણ કોઇ વિશ્વાસુ સ્થાન નથી. દિવસના એક ક્ષણ પણ એવી પસાર નથી થતી કે હું શોક મુક્ત દશામાં હોઉં. મને એકલીને આખો દિવસ કાળસમાન ભાસે છે. તેના કરતાં રાત્રિનો સમય વધુ ત્રાસદાયક થઇ પડશે. તું પણ તારી ઓરડીમાં એકલીજ રહે છે, પણ તને એકલા રહેવાની ટેવ પડી ગઇ છે. અન્ય મનુષ્યની સંગત વગર તું એકલી નિવાસ કરી શકે તેમ છે. હું કોઇ દિવસ અસંગત રહી નથી. સંગતિ અથવા સંસર્ગ વિના મારી એક ક્ષણ પણ પસાર થઇ નથી. મારે એકલા અને અબોલા રહેવાનો વખત અદ્યાપિ સુધી આવ્યો નથી. કદાચ દિવસનો સમય વાંચનમાં નિર્ગમન થાય, પણ કાળસમ રાત્રિનો સમય

વ્યતિત કરવો એ ઘણું વિષમય કાર્ય છે. મારી તને એજ વિનંતિ છે કે તારા ભાઇના પુનરાગમન સુધી તું મારી સહચરી થાય અને મારી સાથેજ રાત્રિનો સમય વ્યતિત કરે તો મારો સમય આમોદ પ્રમોદમાં નિર્ગમન થાય. આથી એક સમભાવચ્છેદે ઉભયને લાભ થવા સંભવ છે. રાત્રિએ તારે મારી સાથેજ સુવાનું રાખવું એવી મારી ઇચ્છા છે અને આ મારી ઇચ્છાને તું અનુમતિ આપીશ એવી મારી ખતરી છે તેથીજ મેં મારો મનોભાવ તારી પાસે વ્યક્ત કરવાની હિમ્મત કરી છે. બોલ! તું મારી ઇચ્છાને માન આપીશ કે નહિ? મને નિરાશ ન કરીશ." યમકુમારીએ પોતાના કહેવાના મુદ્દાનું યથાર્થ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું.

યમકુમારીનું ઉપર્યુક્ત ભાષણ ચાલતું હતું, તે વખતે જો કે દુર્મિલા તે સર્વ શ્રવણ કરતી હતી, છતાં તેના હૃદયસાગરમાં અનેક વિચારવિચીઓ મોજાં માર્યા કરતી હતી. યમકુમારીનું ભાષણ સમાપ્ત થયું, અને તેને અંતે જે પ્રશ્ન દુર્મિલાને પુછયો તે પ્રશ્ન શ્રવણ કરતાંજ તેની વિચાર તંરગમાળા વૃદ્ધિંગત થઇ. તેના મનમાં અનેક વિષયોના વિચાર ઉદ્ભવવા લાગ્યા. શું પ્રત્યુત્તર આપવો એ તેને એક મહાન ગહન વિચાર થઇ પડયો. તેની નાડીઓમાં જાણે રકતવહણ બંધ થયું હોય અને અલ્પ સમયમાં અચેત થઇ જશે એવી નિસ્તેજતા તેના મુખ પર છવાઇ ગઇ. તે સ્તંભિત અને નિશ્ચેષ્ટ થઇ ગઇ. ગુલાબરાયે યમકુમારીના અપહરણ કાર્ય માટે કરેલી યોજનાનું સ્મરણ થતાં તેનો મનઃસંતાપ વધવા લાગ્યો, તે વિચારવા લાગી કે કદાચ ગુલાબરાયનું નામ લઇને કોઇ અપરચિત વ્યક્તિ યમકુમારીના મુખદર્શનના અભિલાષથી મારી સહાયતા માગવાને આવશે તો હું કેવી રીતે સહાય કરી શકીશ; જો યમકુમારી સાથે શયન કરવાની હા પાડું છું તો ગુલાબરાયના, અરે! મારા પ્રિય હૃદયેશ્વરના, નિશ્ચિંત કાર્યમાં વિક્ષેપકર્તા થઇ પડું છું. હવે શું કરવું. જો યમકુમારીને ના કહું છું તો તેની સ્થિતિ આજે એવી કફોડી

છે કે કદાચ વંદ્રાવનદાસ પોતે પણ મને અહીં સુવાની ફરજ પાડે આવા અનેક વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. આખરે તેણે એક નિશ્ચય કર્યો કે યમકુમારી સાથે સુવું પણ આવતી કાલનો આખો દિવસ મારે બરોબર તપાસ રાખવી કે જેથી યમકુમારીનું મુખદર્શન કરવા આવનારને નિરાશ થઇ પાછા ન જવું પડે. આ નિશ્ચય કર્યો એવામાં તેને આટલા દીર્ઘકાલ સુધી મૌનાવલંબિની જોઇને યમકુમારી વિચારમાં પડી. તેણે પુછયું :

"દુર્મિલા તું કેમ મુક બેસી રહી છે? મારી સ્થિતિ નિવેદનથી તને સંતાપ થાય છે કે મારી પ્રાર્થના સ્વિકારવાને તારૂં મન કબુલ થતું નથી? જે હોય તે કહી દે. હા અથવા નાનો ઉત્તર આપ. મને વધુ સંતાપ ન કર. તું નિર્દય ના બનીશ. મારી અવદશા પર રહેમ કર." યમકુમારીએ હૃદય વ્યગ્રતાજન્ય અનુકોશયુક્ત સ્વરે કહ્યું.

"યમકુમારી બેન, હું કાંઇ પણ એવા વિચારમાં હતી. તમારી સ્થિતિનું નિવેદન શ્રવણ કરીને મારી સમભાવશીલ લાગણીઓ પ્રદિપ્ત થઇ આવવાથી મેં આટલો સમય મુકવૃતિ ધારણ કરી. તમારાં વિનંતિને માન આપીને આજથીજ હું તમારી સાથે આ ભુવનશાયિની થઇશ. મારાથી બનતા પ્રયાસે તમારી વિરહ વેદના દૂર કરીશ. બેન, તમે ધૈર્ય ધારો" દુર્મિલાએ મૃદુસ્વરે પ્રત્યુત્તર આપ્યો.

"દુર્મિલા તને લક્ષાવધિ વાર ધન્યવાદ છે કે તેં મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો હવે મારા સંતપ્ત અને દગ્ધ હૃદયને શાંતિ મળશે. આજે ખરેખર તેં મને ઉપકાર વશ બનાવી દીધી છે. તારા આ મહદ્ ઉપકારનો બદલો હું શી રીતે વાળી શકીશ" યમકુમારીએ પોતાનો કૃતજ્ઞતાભાવ દર્શાવતાં કહ્યું.

"બેન, તેમાં ઉપકાર માનવાનું કારણ નથી. મારે મારી ઓરડીમાં પણ એકલાજ સુવાનું છે તો વળી અહીંઆ આપણે બે થયાં તેથી મને ઘણો આનંદ થશે. તમારી સુખપ્રદ સોબતમાં મારો સમય પણ સુખરૂપ વ્યતિત થશે." દુર્મિલાએ

અંતર ભાવને દબાવી દઈને માત્ર પ્રસન્નતાનો સ્વાંગ ધારણ કરતાં કહ્યું.

આ વાર્તા પ્રસંગ ચાલતો હતો એવામાં વંદ્રાવનદાસ ફરવા ગયેલો હતો તે આવ્યો. તેના આવવાથી વાર્તાસુખ આટલેથીજ અટકી ગયું. વંદ્રાવનદાસ આવીને થોડોક વખત વાદવિવાદમાં મઝા માણવા લાગ્યો. પછી કાંઈ પુસ્તક હાથમાં લઈને શયનગૃહમાં ગયો અને પર્યંક શય્યા પર સુતો સુતો વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાંજ નિદ્રાવશ થઈ ગયો. યમકુમારી અને દુર્મિલા આ બધો સમય પ્રધાન ખંડમાં બેસીને વાર્તા વિનોદ કરતાં હતાં. વંદ્રાવનદાસ સુઈ ગયા છે, એવું જ્યારે તેમના જાણવામાં આવ્યું ત્યારે બંને ઉઠીને યમકુમારીવાળા શયનગૃહમાં ગયાં. દુર્મિલા આજે સુવાની હોવાથી યમકુમારીએ પર્યંક શય્યા પર શયન કરવા કરતાં ભૂમિ પરજ શય્યા પાથરી અને બાજુમાં એક બીજી શય્યા દુર્મિલા માટે નાંખી. ઉભયની શય્યા વચ્ચે બિલકુલ અંતર ન હોતું. વિદ્યુત દિપીકાઓ બુઝાવીને યમકુમારી અને દુર્મિલા પણ નિદ્રા દેવીના બાહુપાશમાં ઝોલાં ખાવા લાગ્યાં અને થોડી ક્ષણમાં ગાઢ નિદ્રાને આધીન થયાં. ઉદ્યાનમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસર્યું.

*　　　　　*　　　　　*

પ્રસ્તુત પરિચ્છેદમાં વર્ણવ્યા મુજબ જ્યારે દુર્મિલા અને યમકુમારી પ્રધાન ખંડમાં બેઠાં બેઠાં વાર્તા વિનોદમાં કાલક્ષેપ કરતાં હતાં ત્યારે બીજી બાજુએ એક બીજીજ ઘટના બનતી હતી. સાયંકાળનો સમય થતાં ગુલાબરાય ઘેરે આવ્યો અને ભોજન સમાપ્તિ પછી બહુજ ઝડપથી તૈયારી કરવા લાગ્યો. લગભગ સાડાસાત વાગતાનો સમય થતાં તે બહાર નીકળી, કમાડ બંધ કરીને ઉતાવળે પગે ચાલવા લાગ્યો. માર્ગમાં આવતા અનેક રસ્તાઓ પસાર કરીને તે એક મોટા રસ્તા પાસેથી કબ્રસ્તાનમાં જવાને માર્ગે જવા લાગ્યો. ત્યાં આવી પહોંચતાં જે નિશાની આપવામાં આવી હતી, તે ગલીમાં

દાખલ થયો. અને પ્રત્યેક ગૃહ પર ચોંટાડેલા નંબરો વાંચવા લાગ્યો. વાંચતો વાંચતો તે આગળ વધતો હતો એવામાં જાણે તેના નિર્દેશ કરેલા નંબરવાળું ઘર આવ્યું હોય એમ તે એકદમ અટક્યો. ગૃહનાં ભૂતળ પરથી ઉપર સુધી દૃષ્ટિ નાંખી. પછી ખીસામાં હાથ ઘાલી ઘડીયાળમાં જોયું તો આઠ વાગ્યા હતા. તેથી તે તરતજ સીઢી પર ચઢવા લાગ્યો. ઉપર-આવી એક બંધ દ્વાર પાસે ઉભા રહીને ત્રણ ટકોરા પ્રહાર કરતાં અંદરથી કમાડ ખોલવાનો ધ્વની કર્ણગોચર થયો. કમાડ ખોલીને એક વ્યક્તિ અંદરથી જોવા લાગી. તેની દૃષ્ટિ ગુલાબરાય પર પડતાં તેણે તરતજ ગુલાબરાયને ઓળખી લીધો. ગુલાબરાયને પણ તેને પોતાના કાષ્ટ ગૃહમાં જોયાનું સ્મરણ થઇ આવ્યું હોય એમ તેને જોઇને સ્મિત કર્યું. બન્ને એક એકને ઓળખતા હોવાથી કોઇપણ પ્રકારની સંકોચ વૃત્તિ જન્મ પામી નહિ. કમાડ ખોલનાર વ્યક્તિએ ગુલાબરાયનો પ્રવેશ માર્ગ સરળ કરતાં કહ્યુંઃ "આવો ગુલાબરાય તમારૂં આજે કાંઇ અણુચિંત્યું આવવું થયું? તમને આ ગુપ્ત ગૃહની માહિતી ક્યાંથી મળી?"

"મને આ ગૃહની ખબર ન હોય, પણ ભાઇ અમીચંદે મને આની નિશાની આપી હતી તેથીજ હું શોધી કાઢવાને ફત્તેહમંદ થયો છું. મારે અને તેમને કેટલીક ગુપ્ત ચર્ચા કરવાની છે તેથી મને અત્યારે બોલાવ્યો છે. અમીચંદભાઇ આવેલા નથી કે શું?" ગુલાબરાયે ગૃહમાં દાખલ થતાં પુછયું.

"અમીચંદભાઇ સાથે તમે ગુપ્ત ચર્ચા કરવાને આવેલા છો એવું મેં તમને જોયા ત્યારથી જ અનુમાન કર્યું હતું. અમીચંદભાઇને આવવાનો વખત થયો છે." પેલી વ્યકિતએ જણાવ્યું.

પ્રિય વાંચક! આ અપરિચિત અને નૂતન વ્યકિત અન્ય કોઇ નહિ પણ આપણો પૂર્વ પરિચિત હમીરસીંહ હતો, અને ગુલાબરાયે જે ગુપ્ત ગૃહમાં પ્રવેશ કર્યો હતો તે અમીચંદ અને તેની કારસ્થાની મંડળીને મળવાનું ગુપ્ત સ્થળ હતું.

ઉપર્યુક્ત સંભાષણ થતું હતું એવામાં સીઢી પર પગરવનો ધ્વનિ થયો. હમીરસીંહે સાવધાનતાથી નીચે એક તીવ્ર દ્રષ્ટિપાત કર્યો. અમીચંદને આવતો જોઇને તેની ભીતીનો લોપ થઇ ગયો. અમીચંદ આવ્યો અને આવતાં વારજ હમીરસીંહને સીઢીના દ્વાર પાસે ઉભેલો જોઇને પુછ્યું: "કેમ હમીરસીંહ! આજે તમે બહુ ઉતાવળમાં હોવ એમ જણાય છે. એવું કયું જરૂરનું કામ છે કે તમે મારી માર્ગપ્રતીક્ષા કરતા અહીં ઉભા છો?"

"ઉતાવળનું કામ તો કાંઇ નથી પણ ગુલાબરાય હમણાં આવ્યા છે અને તમારી રાહ જોતા અંદર બેઠેલા છે. તેમને આપની સાથે કાંઇ ચર્ચા કરવાની છે માટે હું તેમને બેસાડીને તમારા આગમનની માર્ગ પ્રતિક્ષા કરતો અહીંઆજ ઉભો હતો." હમીરસીંહ પ્રત્યુત્તર આપ્યો.

અમીચંદે અંદર પ્રવેશ કરીને ગુલાબરાયના સામુ જોઇને સ્મિત કરતાં તેના દર્શનથી ઉદ્‌ભવેલી પ્રસન્નતાનું દર્શન કરાવ્યું અને પછી પોતાનું સ્થાન લીધું. પછી ગુલાબરાયને સંબોધીને પુછ્યું, "કેમ ગુલાબરાય, તમે જે અગત્ય અને મહત્વની ખબર આપવાનું કહેતા હતા તે શું છે?"

"મારે જે મહત્વની વાત તમને નિવેદન કરવાની છે તે એ છે કે આજે મને મારી વિશ્વસ્તા પ્રણયિની તરફથી એવા સમાચાર મળ્યા છે કે ઉમાકાંત કે જેની રૂપવતી અને લાવણ્ય-સંપન્ન નવયૌવનાનું અપહરણ કરવાનું કાર્ય આપને સોંપેલું છે તે આજે બપોરે કલકત્તા તરફ રવાના થયો છે." ગુલાબરાયે મુખ્ય મુદ્દો જણાવતાં કહ્યું.

અમીચંદ આ ખબર એક ચિત્તે દઢતાથી શ્રવણ કરતો. તે એક ક્ષણ માત્ર વિચાર વિલીન થઇ ગયો અને પછી બોલ્યો: "વાહ! ગુલાબરાય, કેવા ખુશ અને આનંદદાયી સમાચાર છે. તમારૂં મહદ્ ભાગ્યજ આ સર્વ ઘટના ઘડે છે, નહિ તો આવી રીતે ઓચિંતુ ઉમાકાંતનુ પરદેશગમન કયાંથી

થાય. ખરેખર! મારી સંપૂર્ણ ખાતરી છે કે તમારું કાર્ય હમે નિર્વિઘ્ને પાર પાડી શકીશું."

"આ ખબર જો કે ઘણી મહત્વની નથી છતાં આવા સમાચારથી તમે વધુ ધૈર્યશીલ અને નિડર બનો. તમારા કાર્યની સરળતા થાય, તમારા મનઃ સંકોચ અને આંતર ભયનો લોપ થાય, અને તમે નિડરતાથી કાર્યમાં પ્રવૃત્ત થાવ એવીજ ઇચ્છાથી આ સમાચાર કહેવાને આપની મુલાકાતનો સુયોગ માગ્યો હતો." ગુલાબરાયે આ સમાચારની મહત્તાનું દિગ્દર્શન કરાવતાં કહ્યું:

હવે હું બરોબર સમજ્યો. તમે નિડર રહો. માત્ર આજની રાત્રિ આડી છે. આવતી કાલનો દિવસ હમે અપહરણને માટે નિયત કરેલો છે. તેને માટે સર્વ વ્યવસ્થા પણ કરવામાં આવી છે. મારા મિત્રો હમીરસીંહ, ઇબ્રાહીમ અને કાસાંમાં-જેઓ અત્યારે આજ સ્થળે ઉપસ્થિત છે તેઓએ આ કાર્ય ફતેહથી પાર પાડવાની હિમ્મત કરી છે. મારા મિત્ર હમીર-સીંહની કાર્યદક્ષતા એવી અચૂક છે કે તે પોતાનું કાર્ય પાર પાડશે." અમીચંદે ગોઠવેલા ક્રમનું સંક્ષિપ્ત વર્ણન કરતાં કહ્યું.

ગુલાબરાયના ઉત્કંઠિત હૃદયને આથી ઘણો સંતોષ થયો. તેની મુખમુદ્રા પર પ્રસન્નતાનાં ચિન્હો સ્ફુરી આવ્યાં. તે થોડીક ક્ષણ વિચાર નિદ્રાના બાહુપાશમાં બદ્ધ થઇ હૃદયમાં આવિર્ભાવ પામતી અનેક વિચાર લહરીઓથી હૃદયાનંદનો ઉપભોગ કરવા લાગ્યો. આવી સુક્ષ્મ વૃત્તિ દીર્ઘકાલ અવલંબિત થાત પણ તેવામાં અમીચંદે મૌન ભંગ કરીને અન્ય કોઇ વિષયો પર ચર્ચા કરવાની અને યોજનાઓ ઘડવાની હોય તો તે બાબત રજુ કરવાને હમીરસીંહને જણાવ્યું. કાંઇ ગુપ્ત ચર્ચા ચાલી. અનેક ગુપ્ત ઠરાવો થયા. હવે કાંઇ કાર્ય અવશેષ ન રહેવાથી આજના દિવસના કાર્યક્રમની સમાપ્તિ થઇ અને મંડળ વિસર્જન થયું.

* * *

સૃષ્ટિક્રમની રચના થઈ ત્યારે તેજોમય દિવસની પ્રતિસ્પર્ધા કરવાને અને તેના ક્રમમાં ભાગ પડાવવાને કાળસમ રાત્રિની રચના કરવામાં આવી હતી. દિવસ અને રાત્રિ વચ્ચે આજે કેટલાં અગણિત વર્ષો થયાં યુદ્ધ થયા કરે છે. દિવસનો પરાજય કરીને રાત્રિ પોતાની સત્તાનું વારંવાર સંસ્થાપન કરે છે. કિન્તુ તે ઉભયની સત્તા પરિસીમા બદ્ધ હોવાથી દીર્ઘકાલ સ્થાયી થતી નથી. આવી ક્રાંતિઓ વારંવાર થયા છતાં ઉભયમાંથી એકે પદ્દચ્યુત થતાં નથી એ પણ સૃષ્ટિસર્જનારની એક અલૌકિક અદ્દભુત અને ગૂઢ ઘટના છે.

પ્રસ્તુત પરિચ્છેદમાં વર્ણવેલી અમીચંદ અને ગુલાબરાય વચ્ચે થયેલી ગુપ્ત ગૃહમાંની ગુપ્ત ચર્ચાની ઘટના જે રાત્રિએ બની તે રાત્રિનો પણ અંત આવ્યો. મેઘાવિચ્છિન્ન આકાશમાં ધીમે ધીમે શ્વેતવર્ણી છાયાનું આવરણ છવાતું દૃશ્યમાન થતું હતું. રાત્રિની કષાય છાયા મંદગતિએ પશ્ચિમ માર્ગે ગમન કરતી હતી. આકાશમાં અનેક પક્ષીગણો ઉડ્ડયન કરતાં આનંદદાયી મધુર સંગીત નાદથી સૃષ્ટિ પરના માનવીઓના હૃદયમાં આનંદ ઉત્પન્ન કરતાં હતાં. પૂર્વ દિશામાંથી એક રક્તવર્ણી છાયાનું આગમન થયું અને નભોમંડળમાં વ્યાપ્ત થયેલી શ્વેતવર્ણી છાયા પર આક્રમણ કરીને તેને પરાભૂત કરી પોતાની પાછળ આવતા જીવનદાયી અવનિપતિના રથમાર્ગને નિષ્કંટક કરવા લાગી. થોડીક ક્ષણ આ રક્તવર્ણી છાયાએ પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું. ગત સાયંકાલે દિવસના પરિશ્રમથી કલાંત થયેલા અસ્તાચલવાસી ભગવાન સહસ્રાંશુ પરિશ્રમયુક્ત થઈને આવતા હોય અને મંદ જ્યોતિર્મય રશ્મિઓથી રાત્રિ રૂપ તમસ્થી આચ્છાદિત અને મૃતપ્રાય પૃથ્વીને પ્રફુલ્લ અને સજીવન બનાવતા હોય એમ મંદગતિએ ક્ષિતિજમાં ઉદય પામ્યા. સકળ સૃષ્ટિ જાણે પુનરૂજ્જીવન પામી હોય એમ અવનવી ભાસવા લાગી. સર્વત્ર રક્તવર્ણો પ્રકાશ પ્રસરી ગયો.

વંદ્રાવન આ વખતે શય્યામાં સુતો સુતો પ્રાતઃકાલમાં પ્રસિદ્ધ થતું "રંગુન ગેઝેટ" નામનું વર્તમાન પત્ર વાંચતો

હતો. યમકુમારી ગૃહકાર્યમાં પ્રવૃત્ત હતી. દુર્મિલા ઉઠીને યમકુમારીની મદદમાં આમતેમ ફરતી હતી. મુખ માર્જનાદિ ક્રિયાથી ફારેગ થયા પછી ત્રણેએ સાથે મળીને ચા તથા કાંઇક ખાદ્ય પદાર્થોનો ઉપભોગ કર્યો. પછી દુર્મિલા પોતાની ઓરડીમાં જવા નીકળી અને પરવારીને પાછા આવવાનું કહેતી ગઇ. જોતજોતામાં સાડાદશ વાગ્યાનો સમય થવા આવ્યો. ભોજન તઇયાર થવાથી વંદ્રાવન પાક નિષ્પત્તિ ગૃહમાં જમવા માટે ગયો અને જમી પરવારીને ઓફીસે ગયો. તેના ગયા પછી યમકુમારીએ પણ ઉદર પૂર્ત્તિ કરી અને થોડોક સમય વામકુક્ષી કરવાને શયનગૃહમાં જઇને નિદ્રાવશ થઇ ગઇ. મધ્યાન્હકાળ પછી લગભગ બે વાગતા દુર્મિલા આવી એટલે યમકુમારી શય્યામાંથી એક પ્રમાદિની પેઠે આળસ મરડીને ઉઠી. બન્ને આવીને પ્રધાન ખંડમાં એક કોચ પર બેસીને વાર્તા વિનોદ કરતાં કરતાં કાળક્ષેપ કરવા લાગ્યાં. લગભગ ચાર વાગતાં દુર્મિલા પાછી પોતાને ઘેર ગઇ, અને યમકુમારી સંધ્યાકાળના ભોજનને માટે તૈયારી કરવા લાગી. લગભગ સાડાપાંચ વાગતાં વંદ્રાવનદાસ ઓફીસેથી પાછો આવ્યો. સાયંકાળ પૂર્વે ભોજન કરીને તે હંમેશના ક્રમાનુસાર ફરવા ગયો. દુર્મિલા પણ સાયંકાળ થતાં આવી. રાત્રીના સાડાસાત પછી વંદ્રાવન પાછો આવ્યો અને ત્રણે વાર્તાના અને ભિન્ન ભિન્ન વિષયક ચર્ચામાં મગ્ન થયાં. આમ થોડોક કાળ વ્યતિત કરીને વંદ્રાવનદાસ પુસ્તક ગૃહમાં ગયો અને એક પુસ્તક લઇને શયનગૃહમાં જઇને મધુર સુરે કાંઇ ગાયન લલકારતો પર્યંક શય્યામાં પડીને વાંચવા લાગ્યો. આ બધો વખત દુર્મિલા અને યમકુમારી બહાર બેઠાં કાંઇ ગમ્મત કરતાં હતાં. દશ વાગ્યાનો સમય થતાં બન્ને ઉઠીને શયનગૃહમાં ગયાં અને ગત રાત્રીના નિયમાનુસાર શયન કરી ગયાં. વંદ્રાવનદાસ પણ નેત્રો ઘેરાતાં પુસ્તક પર્યંકની એક બાજુ પર રાખીને નિદ્રાવશ થઇ ગયો. ઉદ્યાન પ્રસાદમાં નિરવતા અને નિઃશબ્દતાનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. અભંગ શાંતિએ પોતાની સર્વોપરિ સત્તાનું મહારાજ્ય સ્થાપ્યું.

રાત્રિના જે પ્રહરે ઉર્મિલા યમકુમારી અને વંદ્રાવનદાસ શાંતિથી નિદ્રાપભોગ કરતાં હતાં તેજ પ્રહરે અમીચંદની ગુપ્ત મંડળીના સભ્યો એક જુદાજ પ્રકારના વ્યવસાયમાં રોકાયા હતા. તેઓએ નિદ્રાદેવીનો અનાદર કર્યો હતો. મંડળ વિસર્જન થયા પછી માત્ર ત્રણ સભ્યો મંડળના ગુપ્ત ગૃહમાં બેઠેલા હતા. હમીરસીંહ અને તેના સાથીઓ આજે ઘણા પુલકિત-વદન જણાતા હતા. પોતાને સુપ્રત થયેલા કાર્યમાં શી રીતે ફત્તેહ મેળવવી અને વિજયમાળા શી રીતે પ્રાપ્ત કરવી, એના તરંગમાં ત્રણે જણ મગ્ન હતા. આવી અનેક વિચાર લ્હેરીઓથી આન્દોલિત થતાં ત્રણેનાં મન સ્વસ્થતા ત્યાગીને આકુળવ્યાકુળ બન્યાં હતાં. રાત્રિનો દ્વિતીય પ્રહર લગભગ ખલાસ થવા આવ્યો હતો એવામાં એક મોટર ગાડી આવીને આ ગુપ્ત ગૃહના નીચેના ભાગ પાસે ઉભી રહી. ત્રણે જણ પોતાની સાથે કેટલાંક છુપાં અસ્ત્રશસ્ત્ર રાખીને નીચે આવ્યા. તે વખતે રાત્રિના ત્રતિય પ્રહરનો આરંભ થઇ ચુકયો હતો. ત્રણે ઉતરીને મોટરમાં બેઠાં. મોટર સંચાલકના કર્ણમાં એક સાંકેતિક શબ્દ કહેતાં મોટર મંદ ગતિએ ચાલવા માંડી. આ વખતે શહેરના તમામ ભાગમાં શાંતિ પ્રવર્તેલી જણાતી હતી. માર્ગમાં કેટલાક નિશાચરો આમતેમ ફરતા હતા. કેટલાક નાટ્યગૃહોમાંથી, કેટલાક બાયોસ્કોપમાંથી અને કેટલાક નિશા સમયે અટન કરવાને ટેવાઇ ગયેલા માણસો એક માર્ગેથી બીજે અને બીજેથી ત્રીજે માર્ગ જતા હતા. માર્ગમાં અનેક વાહનો પણ આવજાવ કરતાં હતાં. મોટર આપણા ત્રણે બદમાસોને લઇને નીકળેલી હતી તે મંદ ગતિએ રસ્તો કાપતી હતી. આગળ ધસતી ધસતી અને અનેક માર્ગોમાંથી તે પસાર થતી યમકુમારીના નિવાસસ્થાનવાળા ઉદ્યાનના માર્ગે આવી પહોંચી. મોટર સંચાલકે મોટરની ગતિ ઘણી મંદ અને નિરવ કરી દીધી. થોડી ક્ષણમાં મોટર આપણા પૂર્વ પરિચિત ઉદ્યાન પાસે આવીને અટકી. ત્રણમાંથી હમીરસીંહ દ્વાર ઉઘાડીને નીચે ઉતર્યો અને ઉદ્યાનના મુખદ્વાર પાસે આવીને

બારીકાઈથી જોવા લાગ્યો. ટાવરના-ઘટીકાયંત્રના એકના ટકોરાનો ધ્વનિ તેના કર્ણપટ પર અથડાયો. ઉદ્યાનના પ્રવેશ દ્વારને અંદરથી બંધ કરીને એક મોટું તાળું લગાડેલું હતું. લોહ દંડથી બનાવેલા દ્વારને ઉપર તીક્ષ્ણ અણીઓ હોવાથી તેના પરથી ચઢીને નીચે ઉતરવું એ પણ ઘણું વિષમ હતું. ક્ષણમાં હમીરસીંહના મુખ પર નિરાશાનાં ચિન્હો જણાયાં. પણ તે બહાદુર પંજાબી પાપાત્મા આવા કૃત્રિમ શલ્યોથી મ્હાત થાય એવો કાચો નહોતો. ઉદ્યાનની ચતુર્દિશાએ તે ફરી આવ્યો. ઉદ્યાનના મુખ દ્વારની પંક્તિમાં ઉભય બાજુએ પણ લોહ દંડોથી એક સુંદર વાડ બનાવવામાં આવી હતી. કિન્તુ તેના પશ્ચાદ્ ભાગમાં આવી શલ્યમયી વાડનો અભાવ હતો. હમીરસીંહ પશ્ચાદ્ ભાગમાં ગયો ત્યાં તેને કાંટાળા વેલાઓ અને થોરિયાની વાડ દૃષ્ટિગોચર થઈ. તેથી તેના હૃદયમાં જે નૈરાશ્ય ઉદ્ભવ્યું હતું તેનો સર્વાંશે લોપ થયો. પોતાનું કાર્ય નિર્વિઘ્ને પાર પડશે અને ઉદ્યાન ભેદ સહેલાઈથી થઈ શકશે એમ તેને લાગવાથી તેના મુખ પર પ્રસન્નતાના ભાવો જણાવા લાગ્યા. તેનો ઉત્સાહ જે અત્યાર સુધી મંદ થઈ ગયો હતો. તેનું હૃદય જે હતાશ થઈ ગયું હતું, અને તેની કાર્યદક્ષતામાં જે શિથિલતાનો સંચાર થયો હતો તે સર્વ ધીમે ધીમે નાશ પામવા લાગ્યું. તે પુનઃ ઉત્સાહિત બન્યો. તેનું હૃદય આશાવંત બન્યું અને તેની કાર્યદક્ષતામાં તીવ્રતાનો વેગ આવ્યો. ઉદ્યાનની ચતુરદિશાએ પરિક્રમણ કરીને તે પાછો મોટર પાસે આવ્યો અને તેના બીજા બે સાથીઓને ઉતરીને પોતાની પાછળ આવવાનું કહ્યું. હમીરસીંહ આગળ ચાલવા લાગ્યો. તેના સાથીઓ તેની પુઠેજ ચાલતા હતા. ચાલતો ચાલતો હમીરસીંહ જે સ્થળ પાસેથી ઉદ્યાન જોઈને અંદર પ્રવેશ કરી શકાય તેમ હતું ત્યાં આવીને અટકયો. થોડીક ક્ષણ વિચાર કરીને તેણે પોતાના સાથીને કહ્યું:

"ઇબ્રાહીમ ! તું આ વાડના એક નાના ભાગને જડમૂળથી ઉખાડી શકશે અથવા તેને કાપી નાંખશે ?"

"હા! તેને ઉખાડી નાંખવું ઘણું સહેલ છે. જુઓ તેને સહેલમાં ઉખાડી નાંખું છું." એમ કહીને ઇબ્રાહીમે પોતાની પાસે છુપાવી રાખેલો એક મોટો તીક્ષ્ણ ધારવાળો ચંદ્રપ્રકાશમાં પોતાની ચળકાટથી વધુ ચચકતો છરો કાઢયો અને તેની મદદથી થોડી જમીન ખસેડીને બે ત્રણ થોર વૃક્ષોને મૂળથી ઉખાડી નાંખ્યાં અને ઉદ્યાન ભેદનો માર્ગ નિઃશલ્ય બનાવ્યો. હમીરસીંહ જે આ બધો સમય શાંત ઉભેલો હતો તેણે હવે ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. તેની સાથે ઇબ્રાહીમ પણ ગયો. થોડી ક્ષણ સુધી દૂર દષ્ટિમાં બીજા કોઇને ન જોવાથી તેનો બીજો સાથી કોસાંયાં પણ પાછળ ગયો. ત્રણે જણ હવે બંગલાના મકાન પાસે આવી પહોંચ્યા હતા. કોસાંયાંને નીચે ઉભા રહીને બરોબર સાવધાનતાથી દેખરેખ રાખવાનું કહીને હમીરસીંહ એક કાષ્ટ સ્તંભ પાસે ગયો અને ધીરેધીરે ચઢીને તેની ટોચ પર પહોંચી ગયો. પછી બરાબર સમતુલના જાળવીને પગ પર આધાર રાખીને ઉંચા થઇ ગલેરીના સળીઆ તરફ હાથ ઉંચા કર્યા તેને પકડીને બરાબર પગ ગોઠવીને ગલેરીના કઠેરા પર હાથ સ્થિર કર્યા અને તરત ગલેરીમાં કુદી પડયો. તેનો સાથી ઇબ્રાહીમ પણ તેવીજ રીતે ગલેરીમાં દાખલ થયો. ગલેરીમાંથી તેઓ પુસ્તક ગૃહના માર્ગેથી પ્રધાન ખંડમાં આવ્યા. ત્યાં આવી વિદ્યુદ્દિપિકાના મંદ પ્રકાશથી સીડીનો માર્ગ શોધીને તેનું દ્વાર ખોલી નાંખ્યું કે જેથી તેમને પોતાનું કાર્ય કરીને ઉતરતાં કોઇ પણ પ્રકારની હરકત પડે નહિ. બારણું ખોલી નાંખ્યા પછી હમીરસીંહ પુસ્તક ગૃહની સામેના વસ્ત્ર પરિધાન ગૃહમાં ગયો. ત્યાં કોઇ જોવામાં ન આવતાં તે પુસ્તક ગૃહની નજીકના એક શયન ગૃહમાં દાખલ થયો. ત્યાં જોયું તો વંદ્રાવનદાસ ગાઢ નિદ્રામાં પડેલો હતો. આમ તેમ જોતાં તેને કોઇ પણ સ્ત્રીનું મુખ દર્શન ન થયું. તરતજ તેણે તે શયન ગૃહનો ત્યાગ કર્યો અને તેની સામેના શયનગૃહમાં ગયો. ત્યાં જતાં તેને પ્રથમ

એક સ્ત્રીનું મુખ દેખાયું, અને પછી સહેજ આગળ દૃષ્ટિ ફેરવતાં બીજી એક સ્ત્રીને પણ ત્યાં શયન કરેલી જોઇ. હમીરસીંહ આ ઉભય સ્ત્રીઓને એકજ શયનગૃહમાં શયન કરેલી જોઇને મહાન વિચારમાં પડી ગયો. કોનું અપહરણ કરવાનું છે એ નિર્ણય કરવો તેને ઘણું વિષમ લાગ્યું. દુર્મિલાની મદદ માટે અત્યારે જવું પણ વિફળ હતું. કારણ કે યમકુમારીના મુખ દર્શન માટે કોઇ પણ પ્રકારે ગોઠવણ થવાનો હવે સમય ન હોતો. હમીરસીંહને પોતાની ભૂલનો પશ્ચાતાપ થવા લાગ્યો. તેનું અંતઃકરણ શોકાગ્નિથી પ્રજવળવા લાગ્યું. પરંતુ તે પંજાબી વીર આમ નાહિમ્મત થાય એવો નહોતો. મહાન સંકટમાં પણ જે ધૈર્યનો ત્યાગ ન કરે ને આવા અલ્પ વિષમતાપૂર્ણ કાર્યમાં પોતાનું ધૈર્ય ખોઇ બેસી હતાશ અને નૈરાશ્યનો ભોગ બને એ સર્વથા અસંભવિત હતું. થોડીક ક્ષણ તે મંત્રમુગ્ધ અવસ્થામાં નિશ્ચેષ્ટ ઉભો રહ્યો. તેના ભાલ પર કરચલીઓ વળી ગઇ હતી. તેના મુખ પરથી તે મહાન વિચારમાં મગ્ન હોય એમ લાગતું હતું. થોડીક વાર આમ મૂઢ દશામાં ઉભા રહ્યા પછી તે શયનગૃહમાંથી બહાર ગયો અને પોતાના સાથી ઇબ્રાહીમના કર્ણમાં ગુપ્ત વાર્તા કરવા લાગ્યો. ઇબ્રાહીમનું શરીર સહેજ રોમાંચિત થયું. તણે પોતાનું મુખ ઉન્નત કર્યું. દૃષ્ટિ સ્થિર કરી અને કોઇ પદાર્થને અનિમેષ નેત્રોથી નિહાળીને જોતો હોય એમ તેની દૃષ્ટિની સ્થિરતાથી અનુમાન થતું હતું. પુનઃ તે ટટાર થયો અને હમીરસીંહનો હાથ પકડીને શયન ગૃહ તરફ આગળ વધ્યો. બન્ને પાછા શયન ગૃહમાં આવ્યા. ઉભય લાવણ્ય લતિકાઓનું રૂપ સૌન્દર્ય નિહાળવા લાગ્યા. તેમનું સાધારણ અનુમાન એમ હતું કે જેનું અપહરણ કરવાને તે આવેલો છે તે સુંદરતાનો અપ્રતિમ નમુનોજ હશે. બન્ને આ ઉભય નવયૌવનાનું સૌન્દર્ય ઘણી ક્ષણ સુધી નિહાળવા લાગ્યા. હમીરસીંહના નેત્રોને દુર્મિલાનુ કૃત્રિમ સૌન્દર્ય અને વસ્ત્રપરિધાન કરવાની છટા તથા તેનું કૃત્રિમ લાવણ્યમય મુખ યમકુમારીના કરતાં

વધારે ઉત્તમ જણાયાં. તેને નૈસર્ગિકતા અને કૃત્રિમતાનો ભેદ ન જણાયો. તે જાણવાને તેનામાં સંપૂર્ણ જ્ઞાન ન હોતું. બહુધા કૃત્રિમ ભાવો વધારે મનોહર અને નેત્રાકર્ષક લાગે છે હમીરસીંહ સૌન્દર્ય પરિક્ષક ન હોતો તેથી તે આવી કૃત્રિમતાથી અંજાઇ ગયો. તેનો નિશ્ચય થયો કે આજ વધારે સૌન્દર્યવતી લલના છે. એજ એજ આપણું લક્ષ્ય હોવું જોઇએ. વાસ્તવિક રીતે જોતાં આ અનુમાનમાં તેની ગંભીર ભૂલ થતી હતી. તે કદાચ દૈવાધીન હોય અથવા યમકુમારીનાં સુભાગ્યે હોય. પણ એટલું નક્કી સમજાય છે કે આ ભ્રમમાં નાંખનાર તેનું ભાવીજ હતું. હમીરસીંહના ગળામાં વિજયમાળા આરોપવાને તેના ભાવીને રૂચતું નહોતું. અનેક કાર્યોમાં ફતેહ મેળવનાર હમીરસીંહને કોણ જાણે શાથી તેનું અદૃષ્ટ આજે આમ દગો કરતું હશે! હશે જેમ હોય તેમ. યમકુમારીનું ભાવી તેને પ્રસન્ન હતું. હમીરસીંહ આમ કૃતનિશ્ચય થયા પછી ઇબ્રાહીમ પાસે ગયો અને પોતાનો નિશ્ચય જણાવ્યો. ઇબ્રાહીમે પોતાનો મત દર્શાવીને તેના મતને અનુમતિ આપી. ઉભય એકમત થતાં હમીરસીંહના હસ્ત સંકેતને અનુસરીને ઇબ્રાહીમે પોતાના ખીસામાંથી એક નાની શીશી કાઢી અને હમીરસીંહના હાથમાં આપી. હમીરસીંહે તેને ખોલતાં અગાઉ પોતાનાં નાસિકા વિવરમાં તેની વાસ ન જાય તેની પૂર્ણ સાવધાની રાખી હતી. બુચને ખોલીને તેણે પ્રથમ દુર્મિલાના નાક પાસે ધરી. શીશીમાંના પ્રાણ વિનાશક પ્રવાહી પદાર્થોની વાસ શ્વાસ દ્વારા ખેંચતાં દુર્મિલાના શરીરને વિદ્યુત્સ્પર્શથી થાય એવો એક આંચકો આવ્યો. તેનું શરીર ક્ષણભર કંપાયમાન થઇને જડ અને નિશ્ચેષ્ટ થઇ ગયું. આવોજ પ્રયોગ તેણે યમકુમારી પર અજમાવ્યો. તે પણ નિર્ભ્રાન્ત અને અચેત થઇ ગઇ. બંનેના શરીરમાં જડતાનો સંચાર થયો. હમીરસીંહે તેમને વધારે અચેત કરવાના ઉદ્દેશથી અને પોતાનું કાર્ય દીર્ઘકાલ સુધી લંબાય તો કાંઇ ભય ઉપદ્રવ થાય તેને ટાળવાના હેતુથી પુનઃ ઉપર્યુક્ત પ્રયોગ કર્યો. હવે બંને કેવળ અચેત અને મૃતદેહો સમાન જણાવા લાગ્યાં.

આ કાર્ય થઇ રહ્યા પછી હમીરસીંહે પ્રધાન ખંડમાં જઇને બત્તિનું બટન દબાવીને પ્રકાશ કર્યો, અને પુનઃ યમકુમારીવાળા શયન ગૃહમાં આવ્યો. શબવત્ પડેલી દુર્મિલાને તેણે બે હાથ પકડીને બેઠી કરી અને પોતાના હસ્તદ્રય પર તેની પીઠનો અને કટીનો ભાર ઉઠાવ્યો, અને ઇબ્રાહીમે તેના ચરણદ્રયને શરીર ભારની સમતુલના સચવાય એવી રીતે ઉપાડયા. આ પ્રમાણે ઉઠાવીને તેઓ મંદ ગતિથી પ્રધાન ખંડમાં આવીને ત્યાંથી સીઢી માર્ગેથી નીચે ઉતરવા લાગ્યા. સીઢીની નજીક કોસાંયાં ઉભેલો હતો તેને હમીરસીંહે મોટરને ધીમેથી અર્ધ પ્રદક્ષિણા કરીને વાડના ભેદેલા ભાગ પાસે લાવવાની સુચના કરી. કોસાયાં ઝડપથી દોડયો અને હમીરસીંહ અને ઇબ્રાહીમ અણમોલ શિકારને ઉંચકીને વાડ પાસે આવે તે પૂર્વે મોટર લાવીને ઉભો હતો. દુર્મિલાને લાવીને હમીરસીંહે ઘણીજ સાવધાનતાથી મોટરના પશ્ચાદ્ ભાગમાં સુવાડી અને ઇબ્રાહીમ અને કોસાંયાંને તેના પર બારીકાઇથી દેખરેખ રાખવાનું કહીને પોતે પુનઃ બંગલામાં ગયો અને બત્તિને બુઝાવી નાંખીને સાડીનાં દ્વાર પૂર્વવત્ અંદરથી બંધ કરીને જે માર્ગેથી ચઢીને ઉપર આવ્યો હતો તેજ માર્ગેથી નીચે ઉતરી પડયો. તેની અચૂક સાવધાનતાથી ગુપ્તચરો અને બાહોશ પોલીસ પણ આ કાર્યની તપાશ કરવામાં ફતેહમંદ નીવડે તેમ ન હતું. નીચે ઉતરીને તે પુનઃ મોટર પાસે આવ્યો અને વાડનો જે ભાગ તેણે ઉઘાડયો હતો તેને પૂર્વવત્ ગોઠવીને માટીથી પૂરી નાંખ્યો. આ સર્વ કાર્ય સમાપ્ત થયા પછી જાણે તેના જીવમાં જીવ આવ્યો હોય એમ તે ઇબ્રાહીમના મુખપ્રતિ દૃષ્ટિપાત કરીને સહેજ હસ્યો. પોતાનું કાર્ય નિર્વિઘ્ને પાર પડયું તેથી તેને ઘણો આનંદ થયો. પરંતુ પાછું તેને કાંઇ સ્મરણ થઇ આવ્યું હોય એમ પુનઃ ગાંભીર્ય ધારણ કર્યું. કોસાંયાંને મોટર સંચાલકની સાથે બેસાડીને હમીરસીંહ મોટરના પશ્ચાદ્ ભાગના આસન પર પડેલી દુર્મિલાને ઇજા ન થાય એવી રીતે એક ખુણાના અગ્રભાગે અને ઇબ્રા-

હીમ બીજા ખુણે બેઠા. તેમનું બેસવાનું ચાતુર્ય તેમના દુરદર્શીત્વ અને બુદ્ધિમતાનો પરિચય કરાવે એવું હતું. બંને એવી તો ખુબીથી બેઠા કે થોડે દૂરથી જોનારને ઉભયના સિવાય તૃતિય વ્યક્તિનું દર્શન થવું મુશ્કેલ હતું. દુર્મિલાને કેવળ સંતાડી હોય એવી રીતે તેઓ બેઠા હતા.

ત્રણે બેસી ગયા પછી મોટર મંદ ગતિએ ઉપડી. સુભાગ્યે માર્ગમાં કાંઇ પણ વિટંબણાનો ઉપદ્રવ તેમને નડયો નહિ. જો કે રાત્રિના પ્રહરીઓ શસ્ત્રસજ્ઝ થઇને આમતેમ ફરતા હતા, છતાં પણ તેમને આ ભીષણ અને ઘોરતમ કાર્યની ગંધ પણ આવી નહિ. રાત્રિએ ઘણો વખત આવી રીતે મોટરોનો આવજાવ હોવાથી આ પ્રહરીઓનાં હૃદય શંકાશીલ ન થાય એ સર્વથા શક્ય હતું. મોટર રાજમાર્ગ પર આવી પહોચતાં પૂર્ણ વેગે આગળ ધસવા લાગી. તેમાં બેઠેલાં ત્રણે જણ ઘણી સાવધાનતાથી ચતુર્દિશાનું વારંવાર વિલોકન કરતા હતા. કદાચ સંકટ આવી પડે તો આ ત્રણે પાછા પડે એવા કા પુરૂષ ન હોતા. ત્રણે બાહ્યવસ્ત્રોની નીચે અસ્ત્રશસ્ત્રથી સજ્જ થયેલા હતા. સુભાગ્યે કોઇપણ વિટંબણા ન નડવાથી તેઓ ગુલાબરાયના નિવાસસ્થાનવાળા કાષ્ટગૃહ પાસે આવી પહોંચ્યા. મોટર સંચાલકને આ ગૃહ પરિચિત હોવાથી તેણે મોટર ત્યાંજ ઉભી રાખી.



# પ્રકરણ ૧૫ મું.



## ઉર્મિલાનું ગુમ થવું અને ગુલાબરાયનું ઉભરણ.

જે સમયે મોટર ગુલાબરાયના ગૃહ પાસે આવીને ઉભી તે વખતે રાત્રિના ત્રણ વાગ્યા હતા. તૃતિય પ્રહરની સમાપ્તિ થઇ હતી અને ચતુર્થ પ્રહરનો આરંભ થઇ ચુકયો હતો. આ સમયે કેટલાક ઉદ્યોગ પરાયણ માણસો સૌ સૌના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયાં હતાં. માત્ર આળસુ અને પ્રમાદિ માણસોજ નિદ્રામાં પડી રહેલા હતા. રાત્રિનો ઘણો વખત જાગૃત રહેવાથી ગુલાબરાય અત્યારે સહેજ નિદ્રાવશ થયો હતો. છતાં પણ તેનું હૃદય નિદ્રાવશ થયું ન હતું. તેના હૃદયસાગરમાં અનેક વિચાર વિચીઓ ઉછાળા મારતી હતી યમકુમારીનું અપહરણ કરીને લઇ આવનારા હમીરસીંહ અને તેના સાથીઓની દીર્ઘ-કાળ સુધી અનિમેષ નયનોથી માર્ગ પ્રતીક્ષા કરી હતી. રાત્રિના તૃતિય પ્રહરમાં આવી જાગૃતાવસ્થા જાળવી રાખવી એ ઘણું કઠણ કાર્ય છે. તે પ્રહરમાં મિઠી નિદ્રાનો આ વેગ એવો તો પ્રબળ હોય છે કે તેની પાશોમાંથી છટકીને ભાગ્યેજ કોઇ અનિ-દ્રિત રહે છે. છેવટે એક ઝોકું પણ નિદ્રા આવતાં મનુષ્યના નિત્રોમાં એક પ્રકારના નિશાયુકત ઘેનનું આવરણ આવે છે અને તેની નયનજ્યોતિને પરાભૂત કરીને પોતાની પ્રસારે છે. ગુલાબરાયને પણ આવી રીતે નિદ્રાની પાશોએ જકડી લીધો હતો. મોટર આવીને ઉભી હતી તેની તેને ખબર ન હતી. હમીરસીંહ મોટરનું દ્વાર ખોલીને આમ તેમ દૂર દૃષ્ટિ નાંખીને કોઇને આવતું જતું ન જોઇને ગુલાબરાયના ગૃહના કમાડ પાસે ગયો અને જોસથી ત્રણ ટકોરા માર્યા. આ ટકોરા કદાચ નિદ્રા-વશ ગુલાબરાયને કર્ણગોચર નહિ થયા હોય એમ ધારીને તેણે પુનઃ ત્રણ ટકોરા માર્યા. આ વખતે ગુલાબરાયે હુંકારનો ધ્વનિ કર્યો. હમીરસીંહ સમજ્યો કે ગુલાબરાય ઉઠયો છે.

રાત્રિના સમયે રાજમાર્ગપરનાં નિવાસસ્થાનોમાં બત્તિ બળતી રહે, તો કદાચ પોલીસના માણસોનું મન શંકાશીલ થાય એમ ધારીને તેણે બત્તિ બુઝાવી નાંખી હતી. ગુલાબરાયે જલદી ઉઠીને બારણા પાસે આવી ક્ષણમાં તેમને ખોલી નાંખ્યાં. હમીરસીંહને આવેલો જોઇ તેના બદનપર પ્રસન્નતા જણાવા લાગી. તેણે મોટરને જોઇ તેથી તે સમજી ગયો કે શિકાર કરવાનું કાર્ય નિર્વિઘ્ને પાર પડેલું હશે. હમીરસીંહે તેને બત્તી સળગાવવાની મનાઇ કરતાં ગુલાબરાયે ગૃહમાં અંધારૂં રહેવા દીધું. માત્ર માર્ગપર પડતા ચંદ્રના મંદ પ્રકાશથી ગૃહમાં સહેજસાજ અજવાળું જણાતું હતું. કિન્તુ આ પ્રકાશમાં મનુષ્ય-મુખદર્શન થવું-અશકય હતું. હમીરસીંહ અને તેના સાથીઓ મૃતપ્રાય થઇ ગયેલી અને નિર્ભ્રાન્ત અવસ્થામાં પડેલી દુર્મિલાને મોટરમાંથી ઉતારીને લાવવા લાગ્યા. હમીરસીંહે ગુલાબરાયને સુચના કરી દીધી હતી કે આ નવયૌવનાને અચેત અવસ્થામાં નાંખવાને સારૂ ઝેરી પ્રવાહી પદાર્થ સુંઘાડવામાં આવ્યો હતો. તે હાલ ચેતન અવસ્થામાં નહિ આવે. ઝેરી પદાર્થની પ્રાણવિઘાતક અસર મંદ ગતિએ ઉતરશે માટે તમારે ઉતાવળ કરીને ગભરાટમાં પડવું નહિ. મૃતપ્રાય થયેલી દુર્મિલાના દેહને એક પર્યંક શય્યા પર ગોઠવી દેવામાં આવ્યા પછી હમીરસીંહ અને તેના સાથીઓ પ્રાતઃ સમય થતા પૂર્વે ગુપચુપ ઘેર પહોંચી જવાની ઉતાવળને લીધે તરતજ ગુલાબરાયની રજા માગી મોટરારૂઢ થઇ ને રવાના થયા. મુર્ખ ગુલાબરાયે અત્યાર સુધી તેને માટે અપહાર્ય થયેલા શિકારને જોયો ન હતો. હમીરસીંહ અને તેના સાથીઓની ભૂલ થઇ છે અને પોતાની ઇચ્છિત પ્રાણપ્રિયા યમકુમારીને બદલે તેની સ્નેહ ભાગિની દુર્મિલાનું અપહરણ કરવામાં આવ્યું છે તેનો ખ્યાલ તેને સ્વપ્ને પણ ન આવ્યો. ગૃહમાં પ્રવર્તતા અંધકારને લીધે દુર્મિલાને તે જોઇ શકયો નહોતો. તેને હમીરસીંહની કર્તવ્યપરાણતાં અને કાર્યદક્ષતામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. હમીરસીંહે તેને સુચના કરી હતી કે આ મૃતપ્રાય થયેલી તમારી પ્રાણ-

પ્રિયા પ્રાતઃ સમય પછી ભાનમાં આવશે. તે પૂર્વે તેમે કોઇ પણ પ્રકારે હેરાન કરશો નહિ. આવી સુચનાથી ગુલાબરાયનું પ્રેમપિપાસુ અને ઉત્કંઠિત હૃદય પોતાની કાર્ય તૃપ્તિમાં મંદ બન્યું. ગુલાબરાય હમીરસીંહ અને તેના સાથીઓના જવા પછી કમાડ બંધ કરી તે અંદર આવ્યો. અલ્પકાળ સુધી તે આમતેમ વિચારવિલીનાવસ્થામાં ફરવા લાગ્યો. પણ તેના પ્રેમદગ્ધ હૃદયને શાંતિ ન મળી. તે પર્યંક શય્યા પાસે ગયો અને અસ્ત પામતા ચંદ્રના મંદ પ્રકાશમાં તેના મુખનું બારીકાઇથી અવલોકન કરવા લાગ્યો. પ્રથમ દૃષ્ટિએ તો તેના હૃદયમાં કાંઇ શંકાનો આવિર્ભાવ થયો નહિ, પણ જ્યારે તેના મુખ સન્નિધ નેત્ર રાખીને તે જોવા લાગ્યો ત્યારે તેને કાંઇ સંશય આવ્યો. પુનઃ તેણે નિહાળીને જોયું. જોતાંજ તે પાછો હઠયો અને બોલ્યોઃ "અરે! આ શું! આ તો યમકુમારી નહિ પણ દુર્મિલા જેવી છે. નક્કી આ બદમાસોએ દગો કીધો." આટલું બોલી તે ઘણો વિચારમાં પડી ગયો. તેનું હૃદય વધારે ને વધારે શંકાગ્રસ્ત બન્યું. તેના હૃદયની શાંતિનો લોપ થયો. તે વધારે અધીરો બન્યો. તરતજ તેણે દીપ પ્રકટાવ્યો અને પર્યંક શય્યાપર પડેલી પોતાની પ્રાણપ્રિયાનું મુખ નિહાળવા લાગ્યો. તેને બરોબર ખાતરી થઇ કે અપહરણ કરીને આણેલી દુર્મિલાજ છે. આ દ્રશ્ય વિલોકતાં તેની મુખમુદ્રા કોપાન્વિત થઇ ગઇ, તેનુ શરીર કંપાયમાન થવા લાગ્યું, તેનાં નેત્રો અરૂણાં થઇ ગયાં, તેના શરીરમાં વિદ્યુદ્વેગ સમ એક ધ્રુજારી આવી. તે અનિમેષ દૃષ્ટિથી દુર્મિલાના મુખને જોવા લાગ્યો. પોતાની પ્રિયતમાની આવી અવદશા જોઇને ગુલાબરાયનું લોહી ઉકળી આવ્યું. પણ લાચારીથી તેને મૌન ધારણ કરીને બેસી રહેવું પડયું. દુર્મિલાની, પોતાની હૃદયેશ્વરીની આવી દુર્દશા કરનારા પાપીઓ અને નરાધમ પિશાચો અત્યારે તેની સન્મુખ નહોતા. કદાચ હોત તો ગુલાબરાયે સ્નેહથી ઉદ્ભવેલી કોપજ્વાળાનો ભોગ થઇને તેમને પણ પોતાના કોપાગ્નિથી પ્રજવાળી નાખ્યા હોત. ભાગ્યવશાત્ તેઓ

દુર્મિલાને મૃતદશામાં મુકીને તરતજ રવાના થઇ ગયા હતા. તેઓ આટલી ઉતાવળે જતા રહેવાથી ગુલાબરાયનું હૃદય વધારે શંકાશીલ બન્યું. તેની મનઃસ્થિતિએ સ્થિરતાનો ત્યાગ કર્યો. તેના હૃદયમાં એક પછી એક એવા અનેક વિચારોનો આવિર્ભાવ થવા માંડયો. તેનું મન ચકડોળે ચડયું. ક્ષણમાં તે નીચી દૃષ્ટિ કરીને કાંઇ નિહાળતો હોય એમ જોતો, ક્ષણે કાંઇ જુદા વિચારથી પુનઃ ઉંચે જોતો, બીજી ક્ષણે કાંઇ જુદા વિચારથી પુનઃ ઉંચે જોતો. આવી સ્થિતિમાં તે ઘણો સમય બેસી રહ્યો. દુર્મિલાને ભાન આવે અને ચેતન અવસ્થા પુનઃ પ્રાપ્ત થાય એની આતુરતાથી જોયા કરતો હતો. પણ દુર્મિલા નહિ હાલતી કે નહિ ચાલતી. તેની સ્થિતિમાં કાંઇ સુધારો થયો ન હતો. ગુલાબરાયનું ચિંતાતુર હૃદય હવે વધારે ચિંતાગ્રસ્ત અને અધીરૂં બન્યું. તેનું ધૈર્ય હવે વધારે વખત ટકી શકે તેમ નહોતું. માનસિક સંતાપનું અશ્રુપ્રવાહ માર્ગે પર્યવસાન થવા માંડયું. તેનાં અરૂણાં અને કોપાન્વિત નેત્રોમાંથી અખંડ અને અવિશ્રાંત અશ્રુધારા વહેવા લાગી. આવી દશામાં તેણે રાત્રિના ચતુર્થ પ્રહરનો ઘણો સમય વિતાડયો. જાણે ઓચિંતું કાંઇ તરતનું સ્મરણ થઇ આવ્યું હોય એમ તે એકદમ ઉઠયો અને ખુણામાં પડેલી એક નાની પેટી ખોલીને એક નાની શીશી લઇ આવ્યો. તે શીશીમાં અમુક પ્રકારનો સાર હોય એમ તેમાંના પદાર્થને જોવાથી અનુમાન થઇ શકતું હતું. તે શીશીનો બુચ ઉઘાડીને ગુલાબરાયે દુર્મિલાના ઘ્રાણવિવર પાસે ધરી અને તેની વાસ તેના મગજ સુધી પહોંચે એવી રીતે તેના શ્વાસ સાથે અંદર પ્રવેશ થવા દીધી. એક ક્ષણ સુધી દુર્મિલાએ આની વાસ લીધી હશે એટલામાં વિદ્યુદ્સ્પર્શથી માનવદેહને ચમકારી લાગે અને શરીર પર ધ્રુજારી આવે એમ દુર્મિલાનું મસ્તિષ્ક કંપાયમાન થયું. તેણે પૂર્ણ વેગથી મસ્તિષ્કની બાજુ ફેરવી. ગુલાબરાયે જોયું કે આ પદાર્થની અસર કદાચ તેની નિર્ભ્રાન્તાવસ્થા દુર કરશે,

તેણે પુનઃ આ પ્રયોગની અજમાયશ કરી. પુનઃ દુર્મિલાનું મસ્તિષ્ક ઘુર્ણાયમાન થયું કે તરત ગુલાબરાયે તે શીશીને તેનાં ઘ્રાણ વિવરો પાસેથી દૂર કરી. ક્ષણમાં પાછી દુર્મિલા શાંત અને નિશ્ચેષ્ટ થઇ ગઇ. ગુલાબરાયનું હૃદય ધીમે ધીમે ધૈર્યવાન થતું હતું. તેનામાં દુર્મિલાના પુનઃ સચેત થવાની આશાના અંકુરો પુટયા. આવી રીતે ગુલાબરાયે ત્રણ ચાર વખત પ્રયોગ ચાલુ રાખ્યા ત્યારે છેવટે દુર્મિલાએ સહેજ આંખ ઉઘાડી. પણ તેની દૃષ્ટિ સ્થિર નહોતી. તે અર્ધનિદ્રામાં હોય એમ તેની ડેરાઇ જતી વક્રદૃષ્ટિથી અનુમાન થતું હતું. ગુલાબરાયે તેની ચિબુકને સ્પર્શ કરીને હલવવા માંડી. તેથી તે કાંઇ વધુ જાગૃત થઇ હોય એમ વિસ્ફારિત નેત્રોથી જોવા લાગી. પુનઃ નેત્રો મિચાઇ ગયાં. ગુલાબરાયને હવે પોતાનો પ્રયાસ સફળ થયેલો જણાયો. તેણે પુનઃ દુર્મિલાને ઢંઢોળવા માંડી. પુનઃ તેણે નેત્રો ખોલ્યાં. છતાં જાગૃત અને ભાનવાળા મનુષ્યની દૃષ્ટિની સ્થિરતાનો તેનામાં લોપ થયેલો જણાતો હતો. નેત્રો અર્ધવિનિદ્ર અવસ્થામાં રાખીને દુર્મિલા એક ક્ષણમાત્ર ગુલાબરાયના મુખને જોઇ રહી પણ તેનાં નેત્રો દીર્ઘકાલ સુધી આમ ઉઘાડાં રહે એવું ચૈતન્ય તેનામાં આવ્યું નહોતું. ગુલાબરાયે તેને પોતાનું મુખ નિહાળતી જોઇને ભગ્ન સ્વરે પ્રેમાશ્રુ વર્ષાવતાં કહ્યુંઃ “પ્રિયે, તારી અવદશા કરનારને માફ કર. હું તારો ગુન્હેગાર છું. તારા શિર પર વિપત્તિનું વાદળ તોડી પાડનાર પાષાણ હૃદયી આ નરાધમ તારી પાસે ઉપસ્થિત છે. તારા સુખનો નષ્ટ કર્ત્તા અને તને આટલા શોકાનળમાં પ્રજવાળનાર પૈશાચિક વૃત્તિનો ભંડાર પાપાત્મા તારી સન્મુખજ છે. પ્રિયે, મેં મદનાંધ થઇને તારૂં અપહરણ કરવામાં આવ્યું છે તે જોયું. હું અંધ બન્યો હતો. પ્રિયે, મને માફ કર.” દુર્મિલા આ સર્વ અનુનયયુક્ત ભાષણ જાણે બધીર અને મૂક અવસ્થામાંજ શ્રવણ કરતી હોય એમ તેના પર કાંઇ અસર થઇ નહોતી. ગુલાબરાય બોલતો બંધ થયો. દુર્મિલાને વધારે વખત નિદ્રાવશ રહેવા દેવાથી તેની સ્થિતિમાં સુધારો

થશે એમ તેને લાગવાથી તેને જાગૃતાવસ્થામાં લાવવાને વધારે પ્રયત્ન ન કરતાં શાંતિથી પર્યંક શય્યાપર જડવત્ પડી રહેવા દીધી અને પોતે પણ જમીન પર એક નાની શય્યા તૈયાર કરીને ભગ્ન નિદ્રાને પૂર્ણ કરવાને સુઇ ગયો. બત્તિનો મંદ પ્રકાશ પડતો હતો. ગુલાબરાયે પોતાની શય્યા તરફનાં વાતાયનો બંધ કર્યાં અને દુર્મિલાને ગરમ વસ્ત્ર ઓઢાડીને પર્યંકમાં બરોબર સુવાડી દીધી. તે પણ સુતો તેવોજ નિદ્રાવશ થઇ ગયો. જે કોલાહલથી નિશાની નિઃશબ્દતા અને અખંડ શાંતિનો ભંગ થયો હતો, તેનો અંત આવ્યો. પ્રાતઃ સમય થઇ ગયો હતો. ઉન્હાળાના દિવસો છતાં મંદ મંદ ઠંડીની લ્હેરીઓ માનવ શરીરને સ્પર્શ કરીને તેમાં શીતળતા ભરતી હતી. ઉષ્ણતા પ્રાપ્ત કરવાને અને શૈત્યનો ધ્વંસ કરવાને ગુલાબરાયને પણ સ્વશરીરને ગરમ કપડાથી આચ્છાદિત કરવાની ફરજ પડી. તેણે પગ પાસે નાંખેલી ગરમ શાલથી પોતાના શરીરને બરોબર આચ્છાદિત કરીને નિદ્રાદેવીનું આવ્હાન કરવા માડયું. નિદ્રાદેવીએ પોતાની પ્રકૃતિજન્ય અવકૃપાનો ત્યાગ કરીને સ્વઉપાસક પર કૃપા કરી અને તેના આવ્હાનનો આદર કરીને તેનાં મુખકમળ પર સિંહાસના રૂઢ થયા. ગુલાબરાયનાં નેત્રો દેવીના સિંહાસન ભારથી દબાવા લાગ્યાં. ક્ષણમાં તે નિદ્રાવશ થયો. સંતપ્ત હૃદયનો પરિતાપ દૂર થયો. માનસિક વ્યગ્રતાનો પણ પરાજય થયો. અને ગુલાબરાય સ્વસ્થતાથી અભંગ અને અખંડ નિદ્રા લેવા લાગ્યો.

ગુલાબરાય નિદ્રાવશ થયો ત્યારે લગભગ પાંચ વાગ્યાનો સમય થઈ ગયો હતો. પ્રાતઃકાળની મીઠી નિદ્રાનો ઉપભોગ ઘણો લાભપ્રદ છે. દુર્મિલા પણ ગાઢ નિદ્રામાં પડેલી હતી. પ્રિય વાંચક! આ ઉભયને આપણે નિદ્રાવશ રાખીને બીજી બાજુએ યમકુમારીના કુસુમોદ્યાનમાં સવારમાં દુર્મિલાને ન જોતાં શું શું ઘટનાઓ બની તેનું અવલોકન કરીએ.

સવારના છ વાગ્યા હતા. રાત્રિના તમસરૂપી કષાયપ્રચ્છદપટનો ઉદય પામેલા સૂર્યના મંદ પ્રકાશ અને કાંચનગૌર જ્યોતિર્ઓએ પરાજય કર્યો હતો. પૂર્ણ સૂર્યોદય થવાને થોડી વાર

હતી. ખુલ્લા રાખેલાં વાતાયનોમાંથી મીઠી મંદ મંદ શીતવાયુ લહેરીઓ આવીને યમકુમારીના સુકુમાર અને કોમળ શરીરને સ્પર્શ કરીને તેની ત્વચાને રોમાંચિત કરતી હતી. આ વાયુ લહેરીઓના સ્પર્શથી તેની નિદ્રા ભંગ થઇ, છતાં થોડી ક્ષણ નિદ્રા લેવાને આમ તેમ તરફડીઆં મારવા લાગી. તેને નિદ્રા આવી નહિ. તેણે આંખો ઉઘાડી અને દુર્મિલા નિદ્રાવશ કે જાગૃત છે તે જોવાને પાસું ફેરવીને દૃષ્ટિ નાંખતાં તેને શય્યામાં જોઇ નહિ તેથી તેને આશ્ચર્ય લાગ્યું. દુર્મિલા તેનાથી વહેલી ઉઠતી ન્હોતી, અને આજે આટલી વહેલી ઉઠી તેનું કારણ યમકુમારીને સમ જાયું નહિ. તરત તેણે પણ શય્યાનો ત્યાગ કર્યો અને વસ્ત્ર પરિધાન ગૃહમાં જઇને દર્પણમાં મુખ દર્શન કરી કેશ સમાર્યા અને દુર્મિલાને શોધવા માટે અંદરના ખંડમાં થઇને પાકનિષ્પત્તિ-ગૃહમાં ગઇ. કારણ કે દુર્મિલા કદાચ વહેલી ઉઠીને પોતાને માટે સ્નાનાદિની તૈયારી કરવા મંડી પડી હશે. પણ દુર્મિલા ત્યાં નહોતી. યમકુમારીએ આજુબાજુ દૃષ્ટિ નાંખી પણ કયાંએ તે હોય એમ દેખાયું નહિ. છેવટે બીજી બાજુના અર્ધપ્રાસાદ ભાગમાં ગઇ. પણ તેને ન જોવાથી તે પુસ્તક ગૃહમાં અને ત્યાંથી ગેલેરીમાં સર્વત્ર ફરીને વંદ્રાવનવાળા ગૃહમાં ગઇ. અહીંઆ પણ તે ન જણાઇ. થોડીક ક્ષણ તે વંદ્રવનના ગૃહમાં પડેલાં પુસ્તકો જોવામાં રોકાઇ. અર્ધવિનિદ્ર દૃષ્ટિએ તેણે વંદ્રાવનના મુખ પ્રતિ એક દૃષ્ટિપાત કર્યો અને પછી મગજમાં કાંઇ નવીન વિચાર સ્ફુરવાથી તે શયનગૃહમાંથી બહાર ચાલી ગઇ.

પછી યમકુમારી પ્રધાન ખંડમાં આવીને સીઢીનાં કમાડ વાસેલાં કે ખુલ્લાં છે તે તપાસવા લાગી. તેને જણાયું કે કમાડ બંધજ છે. આથી તેનો ભ્રમ વૃદ્ધિંગત થયો. તેણે સીઢીનાં કમાડ ખોલી નાંખ્યાં. નીચે જઇને તે પ્રાસાદનાં ભૂતળ ભાગમાં બેઠેલા અનુચરોને દુર્મિલાને કોઇએ જતાં જોઇ તે સંબંધે પુછતાં પણ એને માલુમ પડ્યું કે તેમણે પણ તેને જતાં જોઇ નહોતી.

તરતજ યમકુમારી એક અનુચર સાથે દુર્મિલાના નિવાસ-સ્થાનવાળી ઓરડી પાસે ગઇ અને જોયું તો ઓરડીને બહાર તાળું મારીને બંધ કરવામાં આવેલી જણાઇ. હવે કોઇ પણ સ્થળે શોધ કરવાની ન રહેવાથી યમકુમારી નિરાશ વદને બંગલામાં પાછી ફરવા લાગી. ફરતાં ફરતાં તેણે અનુચરને ઉદ્યાનના પ્રવેશ દ્વારનું તાળું બંધ છે કે ઉઘાડું તે તપાસવા મોકલ્યો. અનુચરે આવીને તાળું બંધ અને સલામત છે એવી ખબર આપતાં યમકુમારી ઉપર ગઇ અને શોકગ્રસ્ત અવ-સ્થામાં મ્લાન અને નિસ્તેજ મુખે અવનત દૃષ્ટિથી ભૂતળ નિહાળતી પ્રધાન ખંડના એક આસન પર બેસીને વિચાર કરવા લાગી. " આ શું થયું, દુર્મિલા કયાં ગઇ, કોઇ પણ માર્ગેથી તે ગઇ હોય એમ જણાતું નથી. સીઢીનાં કમાડ બંધ છે, તે સિવાય જવાને એકે માર્ગ નથી. તેનું શું થયું હશે. આમ એકાએક મને ખબર આપ્યા સિવાય તે કયાંએ જાય એમ નથી. કદાચ તે વિધવા હતી તેથી તે વૈધવ્ય દુઃખ-ભાર અસહ્ય લાગવાથી તેણે આત્મહત્યા તો નહિ કરી હોય? અરે, તે પણ શી રીતે કરે? તેને જવાનો માર્ગ તો બંધ છે. કદાચ તેનું અપહરણ કરીને કોઇ લઇ ગયું તો નહિ હોય? ના, ના, તેમ પણ બનવું અશકય છે. અપહરણ કરનારને પ્રવેશ કરવાના સર્વ માર્ગો મેં જોયા છે. તે સર્વ સહીસલામત છે. અરે દૈવ! તારી ઘટનાનો પાર પામવાની હું મંદ બુદ્ધિમાં શક્તિ નથી. અરે રે! દુર્મિલા તું કયાં હશે! કોઇ દુષ્ટ પૈશાચિક વૃત્તિવાળા નરાધમના પ્રપંચની ભોગ તો તું નહિ થઇ પડી હોય! તારા તારૂણ્યથી મોહિત થઇ કોઇ તને લલચાવીને તારા વૈધવ્ય ધર્મથી ચળાવી તારા બ્રહ્મચારિત્વનો ભંગ કરવાને તો નહિ લઇ ગયું હોય! દુર્મિલા તું એવા સ્થાનમાં નિવાસ કરતી હતી કે તારૂં મુખ દર્શન પણ અજ્ઞાન પ્રપંચી અને દુરાચારીને થવું દુર્લભ હતું. તો તારા તારૂણ્યનું બારીક વિલોકન કરવાનો લાભ તેને કયાંથી પ્રાપ્ત થાય. દુર્મિલા, તું કયાં અદ્રશ્ય થઇ ગઇ અને મને અભાગિનીને એકલી વિચાર-

યમળમાં ગોથાં ખાતી મૂકી ગઇ. શું નહિજ મળે? તું જે સ્થિતિમાં જે સ્થળે અને જે દશામાં હોય ત્યાં પરમકૃપાળુ જગન્નિયંતા તારૂં સંરક્ષણ કરો." તે આ પ્રમાણે વિચાર તરંગ માળામાં ઝોલાં ખાતી હતી. તેની વિચાર શ્રેણિ કદાચ દીર્ઘકાલ પર્યંત લંબાઇ હોત, પણ તે આમ વિચારલીન દશામાં બેસીને આત્મભાષણમાં પ્રવૃત્ત હતી તેવામાં વંદ્રાવનદાસ પોતાના શયનગૃહમાંથી ઉઠીને બહાર આવ્યો. યમકુમારીને કોઇ દિવસ આવી દશામાં નહિ જોયેલી હોવાથી અને આજે આમ વિચારમગ્ન અને શોકગ્રસ્ત અવસ્થામાં જોઇને તેણે પુછ્યું:

"કેમ, યમકુમારી, આજે તમારી પ્રકૃતિ અસ્વસ્થ છે કે શું? આજે આટલાં ચિંતાતુર કેમ જણાવ છો?"

"મારી પ્રકૃતિ તો સ્વસ્થ છે મારૂં મન ચિંતાગ્રસ્ત છે તેનું કારણ એ છે કે આજ પ્રાતઃકાલમાં મેં શય્યાનો ત્યાગ કર્યો ત્યારે દુર્મિલા પોતાની શય્યામાં નહોતી. મારાથી વ્હેલી કદી તે શય્યા ત્યાગ કરતી નથી. મેં નેત્રો ખોલીને તેને જાગ્રત કરવાને પાસુ ફેરવીને જોયું તો તે શય્યામાં નહોતી. અને...."

"પણ કદાચ આજે તે કાંઇ કાર્ય પ્રસંગ સર વહેલી ઉઠીને પોતાને ઘેર ગઇ હશે તે શય્યામાં નહોતી તેટલા માટે તમે આટલાં શોકાતુર અને મ્લાનવદન જણાવ એ મને તો હાસ્યજનક લાગે છે." યમકુમારીના ભાષણને વચમાંજ અટકાવતાં વંદ્રાવનદાસ બોલ્યો.

• તે આજે વહેલી ઘેર પણ ગઇ નથી. કારણ કે મેં ઉઠીને જોયું તો આપણી સીડીનાં કમાડ અંદરથી હમેશ મુજબ વાસેલાં હતાં. તે ઉપરાંત મેં તેની ઓરડીમાં પણ તપાસ કરી. ઓરડી રાત્રિની માફક અત્યારે બંધ છે. તેથી મને વિચાર આવે છે કે તે કયાં અને કયે માર્ગેથી બહાર ગઇ હશે? અન્ય કોઇ બહાર જવાનો માર્ગ નથી.

આ ઉપરાંત આપણા ઉદ્યાનના પ્રવેશ દ્વારનું તાળું પણ હંમેશ માફક અત્યારે બંધ છે. આ સર્વ તપાસ કર્યા પછી

મારૂં મન ઘણું ઉદ્વિગ્ન થયું. તે ક્યાં લોપ થઇ ગઇ હશે એ મને અતકર્ય લાગે છે. આમ એકાએક અદૃશ્ય થઇ જાય એ મને સમજાતું નથી.” યમકુમારીએ ખુલાસો કર્યો.

“યમકુમારી તમારૂં કહેવું હવે મને બરોબર સમજાય છે. આ ભેદને પાર પામવો એ ઘણું વિષમ છે. તેનું કોઇ અપહરણ કરીને લઇ ગયું હશે અથવા તો તે પોતે સ્વેચ્છાથી વૈધવ્યના અસહ્ય ભારથી મુંઝાઇને વ્યભિચારિણી થઇ કોઇ નવજુવાન સાથે પ્રેમગ્રંથીથી સંયુક્ત થઇ હશે અને તેની સાથેજ આવી ગુપ્ત રીતે નાસી ગઇ હશે. પણ યમકુમારી તેનું અપહરણ થવું સર્વથા અસંભવિત લાગે છે. મારી ધારણાનુસાર તો તે નિરંકુશ રીતે સ્વચ્છંદ વિહાર કરવાને અને ગુપ્ત રીતે સંસાર મર્યાદાનું પાલન કરીને સંકુચિત રીતે પ્રેમ વિહાર કરવો અને રતિ પીડાની હૃદયને દગ્ધ કરતી જ્વાળાઓને શાંત કરવી તેના કરતાં પોતાના પ્રેમ ભાજન સાથે સ્વતંત્રતા અને સંપૂર્ણ છુટથી આનંદમાં દિવસો નિર્ગમન કરવાને તે નાશી ગઇ હશે.” વંદ્રાવને પોતાના મતનું દર્શન કરવતાં કહ્યું.

“વંદ્રાવનદાસ, તમારી ધારણા ભ્રમ ભરેલી છે. તમારૂં માનવું અસત્ય છે. દુર્મિલા કેટલા સમયથી આ ઉદ્યાનમાં રહે છે. હું જ્યારથી આ સ્થળે નિવાસ કરૂં છું ત્યારથી મેં તેનામા કોઇપણ પ્રકારનુ કલંક જોયું નથી. તે કલંકિની થઇ નથી. તે વૈધવ્ય ધર્મનું યથાસ્થિત પાલન કરે છે.” યમકુમારીએ દુર્મિલાની નિર્દોષતા અને સદ્ગુણશીલતાનું રક્ષણ કરતાં કહ્યું.

“યમકુમારી, મારી ધારણા અસત્ય નથી. દુર્મિલા સદ્ગુણશીલ નહિ પણ એક અધમ દુશ્ચરિતા અને દુષ્ટા હતી. તેના હાવભાવથી સૌન્દર્યવર્ધન માટે અને સ્વશરીરને આકર્ષક બનાવવાને માટે તે કૃત્રિમ પદાર્થોનો ઉપયોગ કરતી હતી તેથી તેનાં નેત્રોની કવચિત દેખાતી વક્ર દૃષ્ટિથી અને તેના જીર્ણ થતા શરીર ગઠનથી હું એમ ચોક્કસ કહી શકું છું કે,

તે એક ઘોર પાપીષ્ટા અને જારિણી હતી. સ્ત્રી હૃદયના ભાવોનું યથાર્થ રીતે તર્ક બાંધવું એ ઘણું કઠણ છે. મહાન વિચાર-તત્વ નિપુણો પણ સ્ત્રીના આંતર ભાવોને યથાર્થ સમજવાના પ્રયાસમાં વિફળ થયા છે. તમને દુર્મિલાના ચરિત્રનું યત્કિંચિત્ પણ જ્ઞાન ન હોય એ અસંભવિત નથી." વંદ્રાવને દુર્મિલાના અસદ્ વર્તનનો પડદો ખોલતાં કહ્યું.

"વંદ્રાવનદાસ, આ તમે શું બોલો છો? આવી નિર્દોષ વિધવાને શિરે આવું કલંક ચઢાવતાં તમારૂં સરળ અને નિષ્પક્ષપાતી હૃદય તમને કેમ અટકાવતું નથી. જો તમારૂં કથન સત્યજ હોય તો મારા જ્ઞાન બહાર આ સર્વ ઘટના રહે એ મને ઘણું ખેદકારક લાગે છે." યમકુમારીએ દુર્મિલાના વૃત્તાંતની સત્યતા સંબંધે શંકા દર્શાવતાં કહ્યું.

યમકુમારી, આ ચર્ચાને હાલ આટલેથીજ મુલતવી રાખવી યોગ્ય છે. ભવિષ્યમાં તમને તમારી દૃષ્ટિથી આવી કોઇ ઘટનાનું દર્શન કરાવીશ ત્યારે તમને દુર્મિલાના ચરિત્રની ખાતરી થશે. વંદ્રાવનદાસે ચર્ચાને પર્યવસિત કરતાં કહ્યું. "ઠીક ત્યારે, તે સમયની હું આતુરતાથી રાહ જોઇશ." યમકુમારીએ જણાવ્યું.

ઉપર્યુક્ત વાદવિવાદ સમાપ્ત થતાં ઉભય ઉઠીને પોતપોતાનાં દૈનિક કાર્યમાં પ્રવૃત્ત થયાં.

* * *

પ્રિય વાંચક! પ્રસ્તુત પરિચ્છેદમાં આપણે દુર્મિલાને ગુલાબરાયના ગૃહમાં બેભાન અવસ્થામાં અને ગુલાબરાયને રાત્રિના પરિશ્રમથી નિદ્રાવશ થયાનો ઉલ્લેખ થયેલો જોયો છે. લગભગ દશ વાગ્યાનો સમય થતાં દુર્મિલાએ એકાએક પોતાનાં નેત્રો ઉઘાડયાં. તેને કાંઇ ભાન આવેલું જણાતું હતું. તેની દૃષ્ટિમાં પૂર્વવત્ અસ્થિરતાનો ભાવ જણાતો નહોતો. તેની ઇન્દ્રિયો અધીર થઇ ગઇ હોય એમ પર્યંક શય્યા પર પડી ગૃહની ચતુર્દિશાનું નિરીક્ષણ કરવા લાગી. જાણે કોઇ પરિચિત વસ્તુ તેની દૃષ્ટિએ પડી હોય અને તેથી તેને આનંદોર્મિ આવી હોય એમ તેણે સહેજ મલકાતાવદને સ્મિત કર્યું. તેની

દૃષ્ટિ ફરતી ફરતી જે સ્થળ પર ગુલાબરાયની શય્યા હતી ત્યાં પડી. તરતજ તેણે નિદ્રાવશ ગુલાબરાયને જોયો. તેના ભયકંપિત હૃદયને હવે કાંઇ શાંતિ મળી હોય એમ તેના વદન પર છવાતા પ્રસન્નતાના આવરણથી સ્પષ્ટ જણાતું હતું. તેની ઇન્દ્રિયો હવે સચેત થતી જતી હતી. તે પોતાના બંને હાથો પર શરીર ભાર ટકાવીને ઉઠવાને પ્રયત્ન કરવા લાગી. મહા પ્રયત્ને તે શય્યાનો ત્યાગ કરીને પલંગની નીચે ઉતરી ગુલાબરાયની શય્યાની દિશા તરફ મંદ ગતિએ જવા લાગી. પાસે આવીને તે ક્ષણભર મૌન બેસી રહી. તેને શ્વાસ ચઢી આવ્યો હોય એમ તેનો ભાલ પ્રદેશ પ્રસ્વેદના બુદ્બુદથી છવાઇ ગયો. તેણે થોડી પળ સુધી વિશ્રાંતિ લીધી અને પ્રસ્વેદનાં બુંદને લુછી નાંખ્યાં. પછી ગુલાબરાયના શરીરને મૃદુતાથી સ્પર્શ કરીને તેને ઢંઢોળીને ઉઠાવવાનો પ્રયત્ન કરવા લાગી. ગુલાબરાયની નિદ્રા ભંગ થઇ. તે પાસુ ફેરવીને પોતાની પાસે બેઠેલી દુર્મિલાને નખશિખ નિહાળવા લાગ્યો. પોતાનું ગુમાવેલું રત્ન પુનઃ પ્રાપ્ત થવાથી જેમ ગુમાવનારને, પોતાનું ગુમાવેલું બાળક પુનઃ મળવાથી જેમ માતાને અને વિદેશગમન કરેલા પતિના પુનરાગમનથી જેમ પ્રોષિતભર્તૃકાને સ્નેહનો ઉભરો આવે તેમ ગુલાબરાયનું હૃદય સ્નેહથી દ્રવી ગયું. તેનાં નેત્રો માંથી ત્રુટિત મુક્તાવલીના પોતાના સમાન હર્ષનાં અશ્રુબિંદુઓ વર્ષવા લાગ્યાં. જાણે એકાએક તેના હૃદયાંતરમાં કોઇ અદ્ભૂત સંચાલન પ્રેરણા કરતું હોય એમ તે હર્ષાવેશમાં આવી જઇ દુર્મિલાને પોતાની ભુજપાશોથી બદ્ધ કરીને પોતાના હૃદય સાથે આલિંગન આપ્યું. આવી દશામાં તેઓ થોડીક વાર બેસી રહ્યાં. અંતે ગુલાબરાયે પોતાની બાહુપાશોને શિથિલ કરી દુર્મિલાને બંધનમુક્ત કરી, અને સ્નિગ્ધ દૃષ્ટિએ તેના મુખને નિહાળતો જાણે તેના મુખ પુંડરીકમાં છુપાયેલા મધુરસનું પાન કરતો હોય અને પોતાની પ્રિયાને અમૃત ઝરતી દૃષ્ટિથી શાંત કરતો હોય એમ નમ્ર અને મૃદુ ભાષામાં તેને પુછવા લાગ્યો;

"પ્રિયે, તારી કેવી દુર્દશા થઇ? તું કેવી રીતે આ મારા નિવાસસ્થાનમાં આવી. તારી આવી અવદશા કરનાર કોણ છે? તારા માથે શું શું વિપત્તિઓ આવી હતી? તું મૃતપ્રાય દશામાં આવી પડી હતી તેમાંથી. તારા જીવનનો બચાવ શી રીતે થયો-? વિગેરે ઘટનાઓનું તને કાંઇ ભાન છે?"

"નહિ નહિ. મારા વ્હાલા, દૈવે મારી દુર્દશા કરી છે. પણ સુભાગ્યે આવી મૃતપ્રાય દશામાં પણ મારી અવદશા કરનાર પાપાત્માઓ મને તમારા ગૃહમાં નાંખી ગયા પ્રિયતમ, મારૂં જીવન બચાવવાનો પ્રયત્ન તો તમારા સિવાય કોણ કરે એવું છે. વ્હાલા, મારી શી હાલત હતી. મારી દુર્દશા કરનાર કોણ હતું? ઇત્યાદિ બાબતો વિષે હું કેવળ અજ્ઞાત છું." દુર્મિલાએ ભગ્ન સ્વરે જણાવ્યું.

પછી ગુલાબરાયે દુર્મિલાને સર્વ વૃત્તાંત ઇત્થંભૂત નિવેદન કર્યો. અને બોલ્યો, "પ્રિયે, મનુષ્ય ધારણા કેવી છે જો તે ધારણા સફળ કરવાની અને સ્વેચ્છાનુસાર વર્તન અને અમલ કરવાની શક્તિ જો પરમાત્માએ આ ક્ષુદ્રવૃત્તિવાળા મનુષ્યની ઇચ્છાને આધીન રાખી હોત તો આ સૃષ્ટિ પર કેટલા અગણિત અનર્થો થવા પામ્યો હોત. સૃષ્ટિના દ્રવ્યલોભી વિષયાસક્ત મદાંધ અને સ્વાર્થપરાયણ મનુષ્યો પરસ્પર વૈમનસ્ય બાંધીને અંતમાં અંતરકલહથી કપાઇ મર્યા હોત, અને સૃષ્ટિ ઘણી અલ્પજીવી થઇ હોત. કિન્તુ ઇશ્વરેચ્છા બલીયસી છે."

ગુલાબરાય આ ઉદ્દ્ગારો કાઢીને શાંત થયો. પછી દુર્મિલાએ નમ્રતાથી કહ્યું-"વ્હાલા, તમારો પ્રયાસ સફળ કરવાને દૈવ પણ સાનુકુળ નથી તમારૂં ધરવું શું હતું અને બન્યું શું. યમકુમારી પ્રત્યેના દ્વેષ અને વેરભાવને ત્યાગો. ઉમાકાંત અને તમે પ્રથમ મિત્ર હતા. તમને આવું અટીત કાર્ય કરવું છાજતું નથી."

"વ્હાલી, તારા વિચારને મારૂં અંતઃકરણ અનુમતિ આપે છે. મારા મનોદેવતા મને મારા નિશ્ચયમાંથી ડગાવે છે.

પણ નહિ. આ પ્રયાસ વિફળ થયો તો બીજો આદરીશ. આવા અનેક ભગીરથ પ્રયત્નો કરીશ, પણ મારી પ્રતિજ્ઞાનું પાલન કરીશ." ગુલાબરાયે પોતાનો અડગ વિચાર દર્શાવતાં કહ્યું.

"મારા વ્હાલા, તમારી હઠ ઘણી અવાસ્તવિક છે. આવા વર્તનથી થતી પ્રતિષ્ઠા હાનીનો વિચાર કરવો જોઇએ. મારી આટલી વિનંતિ સ્વીકારો. તમારૂં શ્રેય મારી વિનંતિ અનુસાર વર્તન કરવામાં સમાયલું છે. હાલ આવી હઠ ત્યાગી શકાશે, પણ વખત વધારે થતાં તમે દૃઢાગ્રહી થશો, અને સર્પ છંછુદરવત્ તમારાથી આ હઠનો ત્યાગ નહિ થઇ શકે." દુર્મિલાએ કરગરીને કહ્યું.

"પ્રાણપ્રિયા, તું આ વિષે વધુ ચર્ચા કરીને મારા નિરાશ હૃદયને વધુ ન સતાવ. ચાલ હવે આપણે શય્યા ત્યાગ કરીએ અને તારા સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાને માટે કાંઇ ઉપચાર કરીએ" ગુલાબરાયે કહ્યું.

બન્ને ઉઠયાં. અને દૈનિક વ્યવસાયમાં પ્રવૃત્ત થયાં. દુર્મિલાએ તે દિવસ ત્યાંજ વ્યતિત કર્યો અને પછી ગુલાબરાયના આગ્રહથી ત્યાંજ રહેવા લાગી.



## પ્રકરણ ૧૬ મું.



### યમકુમારીનો અડગ નિશ્ચય.

પ્રીતી તીરે વિંધાયાં મન, ઓ ! દરદી દુઃખીઆં,
રૂઝે ઘા નહિ ખરચે ધન, થવાએ ન સુખીઆં.

યમકુમારીના નિર્માણ કરેલા અપહરણને બદલે પાપીષ્ટા અને નરકતનયા-દુર્મિલાનું અપહરણ થયું તે ઘટના બન્યા પછી બે સપ્તાહનો સમય વ્યતિત થયો. યમકુમારીએ જે દિવસે શયનગૃહમાં સુતેલા વંદ્રાવનદાસનું પ્રથમ મુખદર્શન કર્યું હતું અને તેના હૃદયાંતરમાં જે કલુષ વિકારોનો આવિર્ભાવ થયો હતો તે વિકાર વિષનું બીજ તેના કોમળ અને અપરિપકવ વિચારવાળા હૃદયમાં સુદૃઢ રીતે રોપાઇ ગયું હતું. સમય વહન સાથે આ વિકારભાવનાનું વિષ તેના હૃદયના અને માનસિક ભાવો પર પોતાની નિરંકુશ સત્તાનું પ્રસારણ કરતું હતું. તે વિષ બીજનાં મૂળો દિવસે દિવસે સુદૃઢ થતાં જતાં હતાં. આ ભાવનાઓ તેના સરળ અને અલ્પઅનુભવી હૃદયમાંથી કેવળ વિનષ્ટ થાય એ સર્વથા અસંભવિત હતું. તેની શારીરિક વેદના જો કે તેને વધુ સંતાપતી છતાં પણ તેની માનસિક સંવેદના તેની સર્વ વિચારમાળાને ત્રુટિત અને છિન્નભિન્ન કરીને માત્ર એકજ વિચાર પર આકર્ષતી હતી. જે દિવસથી તેનામાં આ નવી ભાવનાનો સંચાર થયો તે દિવસથી તેનું મુખ કવચિતજ હસતું માલુમ પડતું. તે હમેશાં નિસ્તેજ અને મ્લાનવદના જણાતી હતી. કેટલીક વખતે તે કૃત્રિમ હાસ્યથી હૃદયમાં પ્રવર્તતા ઔદાસિન્યે અને મનઃ ઉદ્વેગને છુપાવવાને વૃથા પ્રયત્ન કરતી હતી. ઘણી વખતે તે કોઇ હાસ્યરસ ઉત્પાદક વિષયની ચર્ચામાં વંદ્રાવનદાસ સાથે ભાગ લેતી, પણ આવા વિષયથી ઉપજતા આનંદરસની સત્તા

ક્ષણિક હતી. વિચાર અને ચર્ચાની સમાપ્તિ થતાં પુનઃ તેનું મન ખિન્નતા અને ઉદ્વેગના પ્રાણુઘાતક વમળમાં સંડોવાતું. આ ભાવો પ્રગટ ન થાય એની તે બનતી સાવચેતી રાખતી. અદ્યાપિ સુધી આ વિકાર વાસનાયુક્ત ભાવોનું દર્શન કોઇને થયું નહોતું. કિંબહુના તત્સંબંધે સંશય પણ ઉદ્ભવ્યો નહોતો. તેનું હૃદય નિરંતર શોક જ્વાળાથી પ્રજ્વળ્યા કરતું હતું. ઉમાકાંતના ઉપસ્થિતિ કાળમાં તો તેના ભાવોને વ્યક્ત કરવાની બદલે વંદ્રાવનદાસને નિવેદન કરવાની તક ચમકુમારીને ન મળતી, કારણ કે ઉભય હંમેશાં સાથે રહેતા, સાથે ભોજન કરતા, સાથે ઓફીસમાં જતા, સાથે ઓફીસમાંથી આવતા, અને કાંઇ પણ કાર્ય પ્રસંગવશાત્ બહાર જવું પડતું તો ઉભય સાથેજ જતા હતા. વંદ્રાવનને એકાંત મળવાનો સમય તેને પ્રાપ્ત થતો નહોતો. રાત્રિના સમયે કદાચ ચમકુમારીનું હૃદય તેને વંદ્રાવનના શયનગૃહમાં જઇને પોતાની મનેચ્છા અને વાંછના નિવેદન કરવાને અને તેની પાસે પ્રેમ યાચના કરવાને પ્રેરણા કરતું, પરંતુ તરતજ તેને ઉમાકાંતની ઉપસ્થિતિનું, કદાચ વંદ્રાવનદાસ તેની યાચનાનો અનાદર કરીને તેના પ્રણય રહસ્યનો સ્ફોટ ઉમાકાંત પાસે કરે, કદાચ તે ક્રોધના આવેશમાં, આવી જઇને પ્રેમભિક્ષાનો અસ્વીકાર કરે અને આક્રોશયુક્ત વાક્પ્રહારો કરીને કાઢી મુકે, કદાચ વંદ્રાવનના હૃદયમાં તેના પ્રત્યે અનુરાગ વૃત્તિનો અભાવ હોય અને તેથી તેની પ્રેમ લાલસા તૃપ્ત ન કરતાં તેને બોધ આપીને આવી અઘટતી લાલસાનો ત્યાગ કરવાનું સમજાવે, આવા અનેક વિચારોનું સ્મરણ થતાં તે પોતાના હૃદયની વિકાર વાસના અને પ્રેમ યાચના વ્યક્ત કરવાને સંકુચીત થતી. કેટલીક વખતે સ્ત્રીજન સ્વભાવિક લજ્જાળુતા તેનું મુખ બંધ કરી તેની અને તેના હૃદય ઉભરાને માર્ગ આપવા જતાં અટકાવતી. તેના હૃદયાંતરરૂપી સમર ક્ષેત્રમાં પાતિવ્રત્ય ધર્મ માટે નીતિ ગ્રંથોએ પ્રતિપાદન કરેલાં નીતિસૂત્રોના પાલનની ભાવનાઓ અને આ પાપમય ઐન્દ્રિય

લાલસા વિષયક વિકારયુક્ત ભાવનાઓ વચ્ચે તુમુલ દ્વંદયુદ્ધ થતું. ઉભયનાં તીક્ષ્ણશરોથી તેનું હૃદય વિદીર્ણ થતું. પરંતુ હમેશાં વિકાર વાસનાની ભાવનાઓનો જય થતો. આવી યુદ્ધ પરંપરા ઘણી વખત થતી હતી. પરંતુ યમકુમારી ઉમાકાંતના પરદેશગમનના કાળ સુધી કાંઇ નિશ્ચય પર આવી નહોતી. તે નિર્ણય કરે તેમ છતાં પણ તે નિર્ણયની સિદ્ધિને માટે અનુકુળ તક પ્રાપ્ત થવી ઘણી કઠણ હતી. વંદ્રાવનદાસ કોઇ પણ વખતે એકલો અને નિઃસંગ જણાતો નહિ હોવાથી તેની પાપમય વાસનાઓ અને તેના વિકારો પ્રગટ થવાનો સમય આવ્યો નહોતો.

આજ બે સપ્તાહથી પણ વધારે સમય થયાં ઉમાકાંત કલકત્તે ગયો હતો. પ્રથમ થોડા દિવસ તો તેણે દુર્મિલાની સોબતમાં વ્યતિત કર્યા. કિન્તુ તેના અપહરણ પછી યમકુમારી માત્ર એકલીજ ઉદ્યાનભૂવનમાં રહેતી. તેને અન્ય કોઇનો સહવાસ નહોતો. અગીઆર વાગ્યા સુધી વંદ્રાવનદાસ ઘરમાં રહેતો, પણ તે દરમ્યાન તે વાંચન લેખન અને ધ્યાન મનન કાર્યમાં તલ્લીન રહેતો. અને યમકુમારી પાકનિષ્પત્તિગૃહમાં ભોજનની તૈયારી કરવામાં ગુંથાઇ રહેતી. આથી ઉભયને પરસ્પર વાર્તા વિનોદ કરવાનો અથવા કાંઇ ચર્ચા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતો નહિ દુર્મિલાના અદ્રશ્ય થવા પછી યમકુમારીએ બે ત્રણ દિવસ મહાપરિતાપમય અને દુઃખદ સ્થિતિમાં વ્યતિત કર્યા એક પણ દિવસ એવો ભાગ્યેજ જતો કે જે યમકુમારીને પીડાકારી ન લાગતો. આજે બપોરના સમયે ઓફીસમાં ગયા પછી વંદ્રાવનદાસ પાછો સાંજે ઘેર આવ્યો હતો. જમીને તે બહાર ગયો. યમકુમારીને આજે ભોજન પર રૂચી નહોતી. વંદ્રાવનદાસ કિંચિદ્ અંશે તેની શોકમય મુખમુદ્રાથી તેની માનસિક વેદનાનો ભાવ સમજી ગયો હતો. યમકુમારી તેની ઉપસ્થિતિમાં બને તેટલી પ્રસન્નવદના રહેવાને પ્રયત્ન કરતી, પણ કોઇ વખતે જ્યારે તેની વિચાર શ્રેણિ અભંગ ચાલતી હોય ત્યારે તેની મુખમુદ્રા વિચાર

નિદ્રા અને શોકના આવરણથી છવાયેલી માલુમ પડતી હતી. વંદ્રાવન બહાર ગયા પછી યમકુમારી પ્રધાન ખંડમાંના એક આરામાસન પર બેઠી. તેનાં નેત્રો જાણે શોકભારથી લગી જતાં હોય-વા તેને નિદ્રા આવતી હોય એમ ભૂતળ નિહાળતાં હતાં. તેના પ્રત્યેક ક્ષણના ચાળાચટકાથી જોનારને કદાચ તેનામાં ઉન્માદનો સંચાર થવાથી તે ભ્રમિતહ્રદયા અને વ્યાકુળ ચિત્તા બની હોય એમ લાગ્યા વગર રહે નહિ. થોડો સમય આવી રીતે બેસી રહ્યા પછી એકદમ ઉઠીને સામે ખુણામાંથી હારમોનીયમ કાઢી તેના સુર મીલાવીને શું ગાવું તે વિચાર કરતી હોય એમ અવાક્ અને મૂઢ જેવી શાંત અને નિશ્ચેષ્ટ બેસી રહી. થોડીવારે નિમ્ન લિખિત પંક્તિઓ ગાવા માંડીઃ

દિવાની કીધી પૂરી રે, પ્રીતમ પ્યારા—દી. ટેક.
દિવાની કીધી પૂરી, ઘાલી પિંજરમાં પૂરી,
કેફે નેનો ચકચૂરી રે... ... ...પ્રી.

* * *

જોગી તેં ભૂરકી નાંખી, મેં તો તુજ બુટ્ટી ચાખી,
પ્રીતી તૂજ મુને ભાવી રે... ... ....પ્રી.

ગાતાં ગાતાં યમકુમારી વચ્ચે અટકી પડી. તેની છાતી ભરાઇ આવી હોય તેમ તેનો શ્વાસોશ્વાસ ઘણા તીવ્ર વેગથી ચાલતો હતો. અંતની પંક્તિ ગાતાં તેનો સુર અતાલ બદ્ધ થવા લાગ્યો. વાદિત્ર પર શું વાગતું અને તે શું ગાતી હતી તેનું તેને ભાન રહ્યું નહિ. તેના હ્રદયમાં શોકજ્વાળા વધારે ને વધારે પ્રદીપ્ત થતી હતી તેનાં નેત્રોમાંથી અખંડ અશ્રુપ્રવાહ વહ્યો જતો હતો, અને અરૂણતા દ્રશ્યમાન થતી હતી કપોલ પ્રદેશ પર બાઝી રહેલાં અશ્રુબિંદુઓ તેના વદનકમળને વધારે આકર્ષક અને મનોહારી બનાવતાં હતાં. તેની માનસિક સંવેદના વૃદ્ધિંગત થતી હોય એમ તેની મુખમુદ્રા પર વધતી જતી શોક છાયાથી સ્પષ્ટ જણાતું હતું. તેના ઓષ્ઠ ફડફડવા લાગ્યા. અને તે નિસ્તેજ મુખે અને કંપિત સ્વરે બોલવા લાગીઃ

"ભાગ્ય! તારી સત્તાનું પ્રાબલ્ય કેવું પ્રગાઢ છે! તારી વિશ્વવ્યાપિ સત્તાનો અનાદર કોણ કરવાને સમર્થ છે! પામર કે ધનીક, શિક્ષિત કે અશિક્ષિત, સાહસિક કે પ્રમાદી, સર્વ સત્તાને આધીન છે. તારી આજ્ઞાનો લોપ કરવાનું સામર્થ્ય કોનામાં છે? ભાગ્ય! તેં મને શા માટે આ નવીન પુરૂષનું દર્શન કરાવ્યું? તેને પ્રથમ નિરખતાંજ મારા હૃદયમાં તેની કેવી છાપ પડી, તેને જોતાંજ મારા અંતરમાં સ્નેહાંકુરો પુટયા એ પણ તારી એક અલૌકિક કૃતિ છે. શું મારો પ્રેમ તેના પરજ ઢળવાનો હશે? હા! એમજ. એમ ન નિર્માણ થયું હોત તો તેનો સંયોગ કયાંથી થાય? દૈવ શું નથી કરાવતું? તારી સત્તાની શ્રંખલાઓમાંથી કોણ છટકવા પામ્યું છે? મારૂં હૃદય જે કુસુમશરના મર્મભેદીશરોથી વિદીર્ણ થયું છે, તેનો મૂળભૂત કોણ? દૈવ, તુંજ. તારીજ આ કૃતિ છે. તારી સત્તા સર્વોપરિ છે." થોડીક ક્ષણ પાછી તે નિર્વાક્ બેસી રહી. તેનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ બંધ થઇ ગયો. તેમાં ચંચળતા જણાતી હતી. તેની દૃષ્ટિમાં વિહ્વળતાનો ભાવ જણાતો હતો. તેનું વક્ષઃ સ્થળ ઉછાળા મારતું હતું. પુનઃ તેણે બોલવા માંડયું:

"અરે દુષ્ટ કામદેવ, તને ભગવાન સદાશીવે ભસ્મ કર્યો તોપણ તારૂં ભસ્માવશેષ અંગ શું સૃષ્ટિનાં મનુષ્યને દગ્ધ અને સંતપ્ત કરવાને માટે અવશેષ રહ્યું છે કે શું? તારા અંતના અસ્તિત્વમાં પણ કેટલી જ્વાળાઓ સમાયલી છે. કદાચ ભગવાન સદાશીવના કોપને પાત્ર તું ન થયો હોત અને તારૂં અંગ ભસ્મ થવા ન પામ્યું હોત તો તારી અગ્નિ જ્વાળાઓએ પ્રજ્વાળતા દાવાનળસમ આ સૃષ્ટિને ભસ્મીભૂત કરીને અલ્પકાલીન બનાવી દીધી હોત એ શું સંભવિત નથી? તારી વિશ્વવ્યાપી અને વિશ્વમોહિની સત્તા આ ભૂતળ પરના દરેક પ્રાણી માત્ર પર અંકુશ ધરાવે છે. તારી સત્તા હિમાલય જેવી અચળ વૃત્તિઓવાળા મહાત્માઓના મન પણ ચળીત કરે છે, તો મારા જેવી એક પામર અને મનુષ્યલોકવાસિની, અલ્પમતીવાળી, અદીર્ઘદર્શી ગૃહસ્થિનિ નીવૃત્તિઓ શિથિલ

કરે તેમાં શું નવાઇ ? છે અમૃતપાન માટે જ્યારે દેવો અને દાનવોએ સમુદ્ર મન્થન કર્યું ત્યારે ભગવાને મોહિની સ્વરૂપ ધારણ કરીને પોતાની અપ્રતિમ સુંદરતાથી દૈત્ય યુથપતિઓનાં મન ચળીત અને કામ વિહ્વળ બનાવ્યાં અને દેવોને અમૃત પાન કરાવ્યું. તેજ ભગવાનના મોહિની રૂપથી ભગવાન સદાશીવ કામક્ષુબ્ધ થયા અને મનઃ સ્થિરતા અને આત્મનિગ્રહથી ચળીત થઇને ચંચળાક્ષીનું રૂપ ધારણ કરેલા ભગવાન પાછળ કામાતુર થઇને દોડયા. આવા દેવો પણ જ્યારે કામદેવનાં તીક્ષ્ણશરોથી વિંધાઇને સ્વભાન ભૂલીને મદનલાલસા તૃપ્તિ કરતાં પણ ન અચકાયા તો મારા જેવી એક અબળાનું તો શું ગજું ? ભગવાન વિશ્વામિત્ર જેવા મહાન તપસ્વીનું મન પણ ઇન્દ્રલોકવાસિની, રૂપલાવણ્યના પુંજરૂપ મેનકાના દર્શનથી ઉગ્ર તપ ભંગ થયું અને કામદેવની સર્વવ્યાપી સત્તાનું આધીનત્વ સ્વીકારીને તેમણે મેનકાની સાથે રતિસંભોગ કર્યો અને પોતાના સુરદેહથી પતિત થયા. સૂરપતિ ઇન્દ્રની ન્યાયાસન સભા પાસે નૃત્ય કરીને પુરંદરનું મનરંજન કરનારી નૃતિકા ઉર્વશીએ પણ નારદજીના મુખથી આ મૃતલોકવાસી અને અવનિપતિ પુરૂરવાના રૂપ, ગુણ, ઉદારતા, શીલ, ધન, અને પરાક્રમનું વર્ણન શ્રવણ કરીને કામદેવના બાણોથી પીડિત થઇને તેના સમાગમની વાંછના કરી અને તેથી મિત્ર વરૂણના શાપથી મનુષ્યદેહને પ્રાપ્ત થઇ મૃત્યલોકમાં પોતાના હૃદય વાંછિત પ્રિયતમ પાસે ઉપસ્થિત થઇ તેના પ્રેમની યાચના કરી અને અંતે તેના સમાગમથી અપ્સરાના દિવ્ય દેહથી ભ્રષ્ટ થઇને માનવ લોકવાસિની થઇને તેની સાથે યથેચ્છ રમણ કરવા લાગી. અહા કામદેવ ! આ સર્વ તારોજ પ્રભાવ છે. તેં કેવા કેવા મહાત્મા અને સાધુજનોનાં મનનું ગાંભીર્ય ચળીત કર્યું છે, અને તેમને કેવી રીતે ઇન્દ્રિયલાલસા તૃપ્તિના કાર્યમાં પ્રેર્યા છે. તું વેરી છે. છતાં તારી સત્તાના અંકુશને આધીન થયેલા દેવ અને દાનવો, માનવજાતિના અને અન્ય

૨૨

પ્રાણીઓને તું પ્યારો લાગે છે. તારામાં કેવી ગુપ્ત આકર્ષણ શક્તિ છુપાયલી છે. તારા શરીરમાં કેવું લોહચુંબકત્વ હશે? તારા બાણના અગ્ર ભાગે ફુલ હોય છે, પણ ફુલની નીચે તારા બાણની તીક્ષ્ણતા લોપાયલી છે. કામીજનોની પંચ ઇન્દ્રિયોને રસ્તે તું માર્ગ મેળવીને તેમની કેવી દુર્દશા કરે છે. તારા બાણનો સ્પર્શ તો મૃદુ હોય છે, પરંતુ સ્પર્શ કરીને તે હૃદયને કેવી ભયંકરતાથી ભેદીને વિદીર્ણ કરી નાંખે છે! તારા ભોગ થઇ પડેલા હૃદયને મૃદુ કુસુમ શય્યા પણ તૃણ શય્યા સમાન કઠણ લાગે છે તેના હૃદયની શાંતિનું સામ્રાજ્ય તારી સત્તાથી પરાભૂત થઇને વિનષ્ટ થાય છે. તારા જેવો શઠ અને છદ્મવેષી કોણ હોઇ શકે. તું બાણના અગ્રભાગે કુસુમ રાખીને અનેક પ્રાણીઓને તારી સત્તાનું દાસત્વ સ્વીકારવાને લલચાવે છે, અને જ્યારે તે તારી સત્તાને પૂર્ણ રીતે આધીન થાય છે ત્યારે તું તેની કેવી શોકજનક અને દયાજનક દશા કરી નાંખે છે જેવો તું ઠગારો છે તેવો તારો મિત્ર ચંદ્ર પણ છે. તે વિરહ દગ્ધ હૃદયને શાંતિ કરવાને બદલે તેની વિરહ વેદનામાં વૃદ્ધિ કરે છે. તારામાં અને ચંદ્રમાં નામ પ્રમાણે ગુણ નથી. તમારૂં ઉભયનું વર્તન તમારા નામોથી ઉલટું જ છે. કાવ્યકલા શિરોમણી કવી કાલિદાસે યથાર્થજ કહ્યું છે:

> તૂને શશી ઉભયનો વિશવાસ રાખે,
> તે તો ફસાઇ દુઃખનો કટુ સ્વાદ ચાખે;
> નામાનુરૂપ કરણી કરવી તમારે,
> કે આમ ભકત જનને પિડદે વિભારે.

અરે દુષ્ટ, તારો ન્યાય સૃષ્ટિના સર્વ ન્યાયની રૂઢીનું પ્રત્યક્ષ ઉલ્લંઘન કરે છે. જે તારૂં આધીનત્વ સ્વીકારે, જે તારી સત્તાનું સર્વોપરિપણું સ્વીકારે, અને જે તારા પૂજ્યપાદનો ઉપાસક થાય તેનોજ તું વિનાશ કરે છે. અરે! નિર્દય, તારૂં હૃદય આવું દયાભાવ શૂન્ય છે. તારે અને ચંદ્રને મિત્રતા થવાનું કારણ આ તમારા નામથી ઉલટાં કૃત્યો કરવાનું કારણજ

છે. ચંદ્ર પણ કામીજનોને વધુ પીડાકારી લાગે છે. અરે! કેમ એ તને કેવો નિર્દય ગણીને તારી અવધારણા કરે છે. તારી પ્રાથે તારા મિત્રની પણ અવજ્ઞા થાય છે.

તને કુસુમ શરતે શીત રશ્મી કહે છે જન શશીને
પણ એ નામ તમારાં ખોટાં લાગે મુજ કામીને
શીત કરે કરી અગ્નિ રેડવો, કામ શશીનું ખોટું-
વજ્રસમુ ફુલબાણુ કરે તું, લાંછન તુજ એ મોટું.

અરે દયાહીન, મેં તારો શો અપરાધ કર્યો છે? તેં મારી સાથે કયા ભાવના વૈમનસ્યની તૃપ્તિને અર્થે આ મારા કોમળ હૃદયને તારાં શરોથી ભેદીને આકુળવ્યાકુળ બનાવી મુકયું છે? મારી ચિતવૃત્તિની સ્થિરતા હરી લીધી છે. મારા મનોરાજ્યના સિંહાસનથી મને ચ્યુત કરીને તારી દાસી બનાવી દીધી છે. અરેરે! આ સર્વ તારા મૃગજલ સમાન બાહ્યાડંબરથી અને મૃદુતાના સ્વાંગથી લોભાઇને કરવાને તત્પરતા દાખવી છે. છતાં પણ તું મારો છેડો કેમ નથી છોડતો. શરણાગતને વધુ ત્રાસ આપવો એજ જો તારો અનૈસર્ગીક ન્યાય હોય તો મારો કાંઇ બચાવ નથી. અરે! પણ

દુઃખ દે છે તોયે પણ, મુજને સ્મરપ્રિય અતી તું લાગે છે.

તારા સ્પર્શમાં કટુતા છે છતાં તું પ્રિય લાગે છે એની કામુકિત શાથી હશે? શું કવીઓએ ભંગી અને કેફી અવસ્થામાં આ વાકય નહિ લખ્યું હોય? નહિ, નહિ. એમ સંભવે નહિ. કવી કોઇ પણ કાળે અને કોઇ પણ દશામાં આત્મનિગ્રહ અને આત્મ સંયમથી સ્ખલન કરતાજ નથી. તેમની ઉકિતઓ સત્ય અને સ્તુત્ય છે. કવીઓને મદન પીડાનો અનુભવ હોય છે. તેના અભાવે તેમની લેખિનીમાં મદન પીડા અને વિરહ વેદનાના ચિત્રનું યથાર્થ આલેખન થવું અશકય છે. કવ્યુકિત ખરેખર સત્ય છે. કામ પીડા હૃદયને પીડાકારી

લાગે છે. તેની જ્વાળાઓ હૃદયને દગ્ધ કરે છે. કિન્તુ તે જ્વાળાઓ પ્રિયના સમાગમની ઇચ્છા સુચવે છે. તે જ્વાળાઓ શરીરને આકુળવ્યાકુળ બનાવે છે. કિન્તુ પ્રિયના શીતળવારિ રૂપ દેહાલિંગનથી દેહવૈકલવ્યનો નાશ થાય છે. પ્રેમ પીડાને પરિહરવી એ પ્રેમીનાજ હાથમાં છે. પ્રેમીના દર્શનથીજ પ્રેમ પીડા દુર થાય છે.

અરે! જ્યારે શકુન્તલા જેવી મુની કન્યાને કામબાણે વિંધી નાંખી હતી ત્યારે તેની કેવી દશા થઇ હતી? કમલ પત્રના વિંજનથી પણ તેની કામ જ્વાળાઓ શાંત ન થઇ. તેની સખીઓએ અનેક પ્રકારના લેપથી તેનું શરીર અભિલિપ્ત કર્યું છતાં પણ તેની કામ પીડાના વેગનું વિદારણ ન થયું. પણ જ્યારે પોતાના ચિત્ત ચોર અને હૃદયહર રાજા દુષ્યંતને પોતાની પાસે ઉપસ્થિત થયેલો જોયો, ત્યારે કેવી આનંદમાં ઉછાળા મારવા લાગી. અહા! કામ તું મનુષ્યોની કેવી અવદશા કરે છે! નથી રહેતું તેમને દેહભાન, નથી રહેતી તેમની શુદ્ધ કે સાન, તેઓ કેવળ પ્રેમમસ્ત અવસ્થામાં સળવળ્યા કરે છે. તેમને પોતાની સ્થિતિનું પણ ભાન હોતું નથી. તેમનાં વદન કમળ સોસાઇ જાય છે. મુખાકાંતિ નિસ્તેજ અને ફીકી થઇ જાય છે. ગાત્રોમાં પ્રમત્તતાનો સંચાર થાય છે. અવયવોમાં રૂધીર વહન મંદ ગતિએ થાય છે, આ સર્વ વેદનાઓનું ઓષધ માત્ર પ્રિય વસ્તુનો સમાગમજ છે.

જ્યારે આમજ છે તો મારી કામ પીડા દૂર કરવાનો મારે માટે વંદ્રાવનદાસના પ્રેમની ભીક્ષા માગવા સિવાય એકે માર્ગ નથી. મારી પ્રણય પીડા અને હૃદય સંવેદના તેને વિદિત કરીશ. અને તેના દેહ સમાગમથી મારી રતિપીડાનું દલન કરીશ ત્યારેજ મારા હૃદય પર મહારાજ્ય સ્થાપી બેઠેલી વિકલના દૂર થશે.

અરે! પણ તે હજુ સુધી કેમ ન આવ્યા? તેમને આવવાનો સમય તો થઇ ગયો છે. તે હવે આવવા જોઇએ પણ મારાં પ્રેમ યાચનાનો તે અનાદર કરશે તો, કદાચ મને પોતાની અંક-

શચિની બનાવવાને ભાગ્યશાળી નહિ કહે તો, કદાચ તે મારી રતિપીડા ટાળવાની ઉત્સુકતા નહિ દાખવે તો, કદાચ તે મારી યાચનાને ભ્રમમૂલક ગણીને મારી અવજ્ઞા કરશે તો, કદાચ તે મારા ઉપર કોપાન્વિત થઇને મને પોતાની હૃદયરાણી બનાવવામાં ભીરૂતા અને કાયરતા દાખવશે તો, કદાચ તેના હૃદયમાં મારા પ્રેમબીજનું આરોપણ નહિ થયું હોય અને તેથી તે કદાચ મારી યાચના પ્રતિ મૌન ધારણ કરશે તો, કદાચ તે મારા કરતાં અધિક રૂપાકર્ષણ સંપન્ન અને લાવણ્યમયી કોઇ નવ કલિકાના યૌવનના ભોગી ભ્રમર બન્યા હશે તો, કદાચ તેના હૃદયરાજ્યનું સાર્વભૌમ રાણીપદ અન્ય કોઇ ચારૂશીલા, વામાંગી, અને ઇન્દીવરાક્ષી લલનાને પ્રાપ્ત થયું હશે તો, તો શું? તે મારી યાચનાનો અસ્વિકાર કરવાની હિમ્મત કરશે! મારા રતિ દર્પનું દલન કરવાને તે નિરૂત્સાહ દાખવશે? મારા પ્રેમની અવજ્ઞા કરવાને તત્પરતા દાખવશે? નહિ નહિ, એ બનેજ કેમ? પુરૂષોનાં હૃદય વજ્ર સમ અભેદ્ય કહેવાય છે. હૃદયને દ્રવિભૂત કરે એવા દ્રશ્યોને નેત્ર સન્મુખ નિહાળતાં પણ પાષાણ હૃદયના પુરૂષોનાં હૃદય દયાર્દ્ર થતાં નથી, તેની નજર આગળ ખુના મરકી અને શોણિત ધારા વહન થાય તોપણ તેમના નિર્દય હૃદયમાંથી દયાસુચક એક ઉદ્ગાર પણ નથી નીકળતો.

અરેરે! કદાચ વંદ્રાવનદાસનું હૃદય આવા સત્વનું તો નહિ બનેલું હોય? તે દયા શૂન્ય તો નહિ હોય? તે નિર્દયતા તો નહિ દાખવે! તે પુરૂષ સ્વભાવને અનુસરીને વજ્ર હૃદયના થઇને પોતાના ઇન્દ્રિય નિગ્રહમાં અડગન્તે નહિ રહે? તેનું ધૈર્ય અચળ તો નહિ રહે? નહિ. નહિ.

હૃદય તું આજે ભ્રમિત કેમ થયું છે! તને વંદ્રાવનદાસના સ્નેહપૂર્ણ હૃદયમાં વિશ્વાસ નથી? શું તારી દુઃખદ સ્થિતિ તારો મિત્ર, વંદ્રાવનદાસનું હૃદય, દયાભાવ નહિ દાખવે! શું તમારે ઉભયને મૈત્રિ નહિ થાય? મારા હૃદય, જો તું તારા મિત્રનું હૃદય હરવામાં અને તારી વિપન્નાવસ્થામાં તેનો સમભાવ

સંપાદન કરવામાં વિજયી ન નીવડે તો તારા પોતાનામાંજ કાંઈ ન્યુનતા હોવી જોઇએ. તું તેનાથી સંલગ્ન ન થાય તો મારો પ્રેમ શી રીતે ચિરસ્થાયી થઇ શકે? પ્રેમ કેવો છે? પ્રેમ કેવા પ્રકારનો હોવો જોઇએ? પ્રેમ ક્યાં સંભવે છે? પ્રેમનું યથાર્થ પાત્ર મેળવવું કેટલું વિષમતા પૂર્ણ છે? આંગ્લ કવી સ્કોટની પ્રેમ વિષયક પંક્તિઓ અસત્ય છે? નહિ નહિ, વંદ્રાવનદાસે તે દિવસે પ્રેમનું રહસ્ય સમજાવતાં આ પંક્તિઓને અનુલક્ષીને કેવો આનંદપ્રદ વાદવિવાદ ઉપસ્થિત કર્યો હતો. તે મહાન કવી કહે છે કે:—

True love's the gift which God has given,
To man alone beneath the heaven;
It is not fantasy's not fire,
Whose wishes soon as granted fly;
It liveth not in fierce desire,
With dead desire it doth not die;
It is the secret sympathy,
The silver link, the silken tie,
With heart to heart and mind to mind
In body and in soul can bind.—

અહા! શું કવીએ પ્રેમનું ચિત્રલેખન કર્યું છે. ખરેખર પ્રેમ નૈસર્ગિકજ હોવો જોઇએ. સ્થૂળ પ્રેમનાં કરતાં માનસિક અથવા સૂક્ષ્મ પ્રેમનું મુલ્ય વધારે છે. સુક્ષ્મ પ્રેમ હૃદય અને મનને આનંદ આપનારો છે."

યમકુમારી પ્રેમના વિષયમાં ઘણી ઉંડી ઉતરતી જતી હતી. તે આ પ્રમાણે આત્મ ભાષણ કરતી હતી તે વખતે સુભાગ્યે કોઇ ગુપ્તચર ગુપ્તરીતે તેને સાંભળતા નહોતો. ક્ષણ વાર તેણે મૌન ધારણ કર્યું. શ્વાસોશ્વાસ પૂર્ણ વેગે ચાલતો હોવાથી તેનું હૃદય ધડકતું હતું અને તેથી તેનાં જડ સ્તન દ્વયમાં ચૈતન્યનો સંચાર થયો હોય એમ ભાસતું હતું. પુનઃ તેણે બોલવાનું શરૂ કર્યું:

અરેરે મારો વિચાર શું નિષ્ફળ જશે? મારી ધારણાનો અમલ નહિ થાય? મારી મનોવાંછના સફળ નહિ થાય? મારા હૃદય! તું મને માર્ગસૂચક સલાહ કેમ નથી આપતું? શું તું પણ દયાહીન બની ગયું! વંદ્રાવનદાસ હવે આવશે તેની પાસે પ્રેમ ભીક્ષા કેવી રીતે માગવી? કદાચ તે કર્ણ બધીર વૃત્તિ ધારણ કરીને મારી વિજ્ઞપ્તિ નહિ સાંભળે તો? નહિ નહિ. તેમનું હૃદય એવું દયાશૂન્ય નથી. પુરૂષોનાં હૃદય ભલે વજ્ર સમ હોય, તેમનું મનોબળ ભલે હિમાલય સમાન અચળ અને સ્થિર હોય, પણ અબળાની પ્રપંચ ઘટનાનો પાર પામવાના સામર્થ્ય-નો તેમનામાં અભાવ હોય છે. અબળાની યાચનાનો અનાદર કરવાની નિર્દયતા તે નથી દાખવતા. અબળાના આક્રંદથી તેમનું પાષાણ હૃદય પીગળી જાય છે. તેમનામાં નિષ્ઠુરતા હોય પણ અબળાની મૃદુ અને આર્જવ વાણી તેનો પરાજય કરીને તેમના હૃદયમાં દયાભાવ યુકત લાગણીઓનો પ્રાદુર્ભાવ કરી શકે છે. શું વંદ્રાવનદાસ મારી ઇચ્છાનો અસ્વીકાર કરશે! નહિ તે એવા નિષ્ઠુર હૃદયના નથી. આજરાત્રીએ મધ્ય નિશાદીન પછી તેમના શયનગૃહમાં જઇને મારી યાચના તેમને વિદિત કરીશ, અને મારી મનોવાંછના સફળ કરવા વિનવીશ. કદાચ તે નહિ માને તો સ્ત્રીજન સ્વાભાવિક છળ પ્રપંચ અને સ્વાંગથી પણ તેમને મારી પ્રેમ યાચનાનો આદર કરવા લલચાવીશ, અને તેમના દેહાલિંગનરૂપ ઔષધિથી મારા હૃદયને પ્રજ્વાળતી રતિપીડાની નિરકુંશ જ્વાળાઓનું શાંત્વન કરીશ."

ઉપર્યુકત આત્મ ભાષણ કરી યમકુમારી શાંત થઇ.



# પ્રકરણ ૧૭ મું.

## રાત્રિએ વંદ્રાવનના શયનગૃહમાં.

યમકુમારીની વિચારતરંગમાળા અટકી. થોડીવારે સીડીપરનાં પગથીઆંપર પાદરવ થતો કર્ણગોચર થયો. યમકુમારી જાણે આ પાદરવથી પ્રગાઢ નિદ્રામાંથી જાગૃત થઇ હોય અને કાંઇ અવનવી દુનિઆમાં આવી પડી હોય એમ અથવા ભયકંપિત હરિણી જેમ ચંચળ દૃષ્ટિથી બેબાકળી આમ તેમ જોવા માંડે એમ ગભરાયલી અને વ્યગ્રહૃદયા સમાન પોતાની ચંચળ દૃષ્ટિથી જોવા લાગી. પાદરવ શ્રવણ કરીને તે એકદમ ઉઠી, પરિધાન કરેલાં વસ્ત્રો બરોબર સમાર્યાં, મુખ પરથી અશ્રુબિંદુ લુછી નાંખ્યા, અને પછી એક વિરામાસન પર સ્વસ્થ થઇને બેઠી. નિમેષમાત્રમાં વંદ્રાવન ઉપર આવ્યો અને મુંગે મોઢે પોતાના શયનગૃહ તરફ ગયો. ત્યાં જઇને વસ્ત્ર બદલી નાંખ્યાં અને માત્ર એક સફેદ પંચીઉ અને સુંદર મલમલનું પેરણ પહેરીને પ્રધાન ખંડમાં યમકુમારી બેઠી હતી ત્યાં આવ્યો. અજ્ઞાન રીતે તેણે યમકુમારીના મ્લાન વદન કમળ પર એક દૃષ્ટિપાત કર્યો અને પુછયુંઃ

"કેમ યમકુમારી, તમારી પ્રકૃતિ આજે નાદુરસ્ત હોય એમ લાગે છે. તમારી મુખકાંતિ આજે કેમ નિસ્તેજ થઇ ગયેલી હોય એમ લાગે છે? શું તમને એકાંતવાસ અસહ્ય લાગે છે!

"નહિ વંદ્રાવનદાસ, મારી પ્રકૃતિ સ્વસ્થ છે. એકલા મને ગમતું ન હતું તેથી થોડીવાર હારમોનીયમ સાથે એક ગીત ગાઇને આનંદ મેળવતી હતી. મારે ઉદાસ રહેવાનું કાંઇ કારણ નથી. મારી મુખકાંતિ નિસ્તેજ હોવાનું તમે કહો છો તેથી મને આશ્ચર્ય થાય છે. મગજમાં ઘોળાતા વિચારોનું પ્રતિબિંબ મુખમુદ્રા પર અંકિત થાય એવું કાંઇ કારણ નથી.

એવા મોટા વિચાર કરવાની મારી પ્રકૃતિ નથી. સ્ત્રીના અલ્પ મતિવાળા મગજને તે કયા મહાન વિષયોપર વિચાર કરવાનો હોય? કદાચ આ બત્તિના પીળા પ્રકાશને લીધે મારી મુખમુદ્રા નિસ્તેજ અને ફીકી હોવાનું તમને લાગ્યું હશે, બીજું તો કાંઇ કારણ નથી." યમકુમારીએ હૃદયના ભાવોને પોતાના વાક્ચાતુર્યથી દબાવી દેતાં પ્રત્યુત્તર આપ્યો.

"ઠીક, ત્યારે મારૂં અનુમાન ખોટું છે, તમને પ્રસન્ન વદન જોવાથી મારા હૃદયને અતિશય આનંદ થાય છે. વારૂ, તમે હમણાં હારમોનીયમ સાથે શું ગીત ગાતાં હતાં? મારી એ ગીત સાંભળવાની જીજ્ઞાસા છે. તમે તે ગીત ગાઇને મને તમારા આનંદમાં સમભાગી નહિ કરો? વંદ્રાવને કોઇપણ પ્રકારે યમકુમારીનું મન પ્રફુલ્લિત રાખવું એવા ઉદ્દેશથી ગીતનો વિષય ઉપસ્થિત કરતાં કહ્યું. "હું તો કાંઇ પણ ગાતી નહોતી. માત્ર હૃદયને આનંદ પમાડવાને આમ તેમ વ્યર્થ આલાપ કરતી હતી. મને કાંઇ ગીતવાદિત્રનું જ્ઞાન નથી. પણ તમને ગાવાની ઇચ્છા થઇ હશે માટે આમ આડકતરી રીતે પોતાનો મનોભાવ પ્રદર્શિત કરીને મને ગાવાને આગ્રહ કરો છો. તમારૂં કંઠમાધુર્ય તથા ગીતવાદિત્રની નિપુણતાનો મને પુરેપુરો અનુભવ છે. તમારા ભાઇ અત્રે હતા ત્યારે તમે કેવા ગાનતાન કરીને હમને ઉભયને આનંદ પમાડતા હતા." યમકુમારીએ વંદ્રાવનદાસના મનોભાવને વ્યક્ત કરતાં જણાવ્યું.

"યમકુમારી તમને પણ ઠીક ઉપહાસ કરતાં આવડે છે. ગાવામાં પ્રવિણતા તો સ્ત્રી જાતનીજ હોય છે. પુરૂષો માત્ર તેમનું ભ્રમ અને અપૂર્ણ અનુકરણ કરે છે. સ્ત્રીનું કંઠમાધુર્ય નૈસર્ગિક છે. પુરૂષનું કૃત્રિમ હોય છે." વંદ્રાવને સ્ત્રી જાતની ગીતવાદિત્ર આદિ લલિતકળાઓમાં શ્રેષ્ઠતા દર્શાવતાં કહ્યું.

"વારૂ! તમારા મુખે મારી પ્રશંસાના શબ્દો શ્રવણ કરવાને મેં આ ચર્ચા ઉપસ્થિત નથી કરી. તમે એક વિનંતિ

નહિ માનો? જો માનો તો પેલી તમારી ગઝલ લલકારો. મને તેમાં ઘણી મઝા પડે છે." યમકુમારીએ નમ્ર સ્વરે કહ્યું. "જેવી તમારી મરજી, તમારી આજ્ઞાનુસાર ન વર્તુ તો કદાચ તમે મારે માટે ફરીઆદ કરો તો મારે ઉમાકાંતભાઇના ઠપકાને પાત્ર થવું પડે અને તમારી ઇતરાજીનો ભોગ થઇ પડું" વંદ્રાવને પુનઃ નર્મ વાકય ઉચ્ચારતાં કહ્યું.

"તમે પણ ઉપહાસની પરિસીમા કીધી હો. ઠીક! તમારા કથન કરતાં મારા કથનમાં વધારે સત્યતા કોઇ પણ કાળે તમારા ભાઇ માને નહિ. વારૂ! પણ આ નિરર્થક ચર્ચામાં રાત્રિનો કાળક્ષેપ કરવા કરતાં તમે પેલી ગઝલ લલકારો–પણ વાદિત્રવાદન સાથે." યમકુમારીએ ગાવાનો આગ્રહ કરતાં કહ્યું.

"ઠીક! ત્યારે મારે ગાવુંજ પડશે, કેમ?" એમ કહીને વંદ્રાવનદાસે પોતાની સારંગી લાવીને તેના સ્વરને પોતાના સ્વર સાથે સંમિલત કરીને ધીમે સુરે નીચેની ગઝલ ગાવા માંડીઃ

તડપતે હો ગઇ મુદ્દત મુઝે દીલજાન સેંજોં પર
બુઝા અરમાન સબ દીલકા હમારે આન સેંજોં પર
મૈં થામું કીસ તરેહ દીલ કે મદનસે હો રહા વ્યાકુલ
લગા છાતિસે લે મુઝકો નહિ કુછ આન સેંજો પર
વિલમ કયોં કર રહા નાહક, પિલા દે વસ્લકા પ્યાલા
જુદાઇમેં તેરા અનહદ હુઇ ખફકાન સેંજોં પર
ખિલે ગુલ ખુશનુમા જોબનકા ગુલશન જાબજા પ્યારે,
જી ચાહે તોડલો જિતના ગુલોંકી ખાન સેંજો પર.

ગઝલ ગવાઇ રહી સારંગી બાજુએ મુકાઇ ગઇ. ગઝલ ચાલતી હતી તે દરમ્યાન યમકુમારી શાંત ચિત્તે તલ્લીનતાથી સાંભળતી હતી ગઝલ બંધ થતાં ક્ષણવાર વાદિત્રને યથાસ્થિત સુરક્ષિત બાંધીને બાજુએ મુકવામાં વંદ્રાવનદાસ રોકાયો. બાંધવાનું કામ ખલાસ કરીને તેણે યમકુમારીને પુછયું: "કેમ, યમકુમારી તમને આનંદ થયોને?"

"જી હા, મને તો ઘણો આનંદ થયો. જ્યાં નાયક તમારા જેવા નિપુણો હોય ત્યાં આનંદની અવધિ થાય એ કેવળ નિઃસંદેહ છે. તમારી ગઝલ તો ઘણા ઉચ્ચ પ્રકારની અને શ્રંગાર રસની પૂર્ણ છે." યમકુમારીએ વંદ્રાવનની પ્રશંસા કરતાં કહ્યું.

"ગઝલ શ્રંગારિ છે, પણ જોઇએ તેવા ઉચ્ચ પ્રકારની નથી. જો તમને આથી સુંદર કાંઇ આવડતું હોય તો ગાવ, હું વાદિત્ર બજાવવાને તૈયાર છું." વંદ્રાવનદાસે યમકુમારીનું ગાન સાંભળવાની જીજ્ઞાસાથી કહ્યું.

"નહિ, નહિ, હવે આજે રાત્રિ ઘણી વીતી ગઇ છે. આપણે શયન કરી જઇએ" યમકુમારીએ અંગ મરોડતાં કહ્યું.

"ઠીક ત્યારે, તમને જેમ અનુકુળ હોય તેમ." એમ કહીને વંદ્રાવનદાસ ઉઠયો અને શયનગૃહમાં ગયો. ત્યાં જઇને પર્યંક શય્યાપર પડીને કાંઇ વાંચવા લાગ્યો. આશરે પંદરેક મીનીટ સુધી વાંચ્યું હશે એટલામાં તેનાં નેત્રોમાં ઘેન છવાવા લાગ્યું. પુસ્તકને બાજુપર મુકીને બત્તિ બુઝાવી નિદ્રાવશ થવાને પ્રયાસ કરવા લાગ્યો અને સહેજ વારમાં નિદ્રાદેવીના સુખકર અંકમાં ઝોલાં ખાવા લાગ્યો

વંદ્રાવનદાસના ગયા પછી યમકુમારી વિચાર વિમુઢ હોય એમ સ્તબ્ધ અવસ્થામાં પ્રધાનખંડમાં બેસી રહી. અંતે ઉઠીને તે પોતાના શયનગૃહમાં ગઇ અને શય્યામાં પડી પડી વિચાર કરવા લાગી. તેના વિચારો માત્ર વંદ્રાવનદાસે જે ગાયન ગાયું હતું તે પરજ ચાલતા હતા. તે વિચારતી કે "ગઝલની રચના પણ કેવી શ્રંગારિક, તેમાં વળી મદન પીડા વર્ણવતી તૃતિય પંકિત કેવી સુંદર" તે પોતાના મન સાથે ગાવા લાગી.

"મૈં થામુ કીસ તરેહ દિલ કે મદનસે હો રહા બ્યાકુલ
લગા છાતીસે લે મુઝકો નહિ કુછ આન સંઝોં પર."

પછી વિચારવા લાગી. "અહો તેના હ્રદયને પણ મારા મારા હ્રદયનો ભેદ સમજાઇ ગયો છે કે શું? તેમ ન

હોય તો મદન પીડાના વર્ણનવાળી ગઝલ ગાવાનું મેં કહેતાં તે વિના સંકોચે કબુલ કરે એ પણ કેમ સંભવે! તે અવિવાહિત છે, તેને મદન પીડાનું સ્વપ્ન પણ કયાંથી આવે. શું ગાંડીવ ધનુષ્યની તીવ્ર અણી જેવાં મદનનાં તીવ્ર બાણોએ તેના હૃદય અને મર્મસ્થાનને વિદીર્ણ નહિ કર્યાં હોય! મારા હૃદયની વ્યથા તો તેના સમજવામાં નહિ આવી હોય? શું તેને પણ મદન પીડા થતી હશે! શું આ ગઝલ તેણે પોતાનો મનોભાવ અપરોક્ષ રીતે જણાવવાને તો નહિ ગાઈ હશે? કદાચ મારી પાસે પોતાની મદન પીડિત હૃદયની ઇચ્છા પ્રગટ કરતાં તથા મારા પ્રેમની યાચના કરતાં તેને બીતી લાગતી હશે? તે કદાચ એમ ધારતા હશે કે રખેને હું તેમની માગણીનો અસ્વીકાર કરૂં, અને તેમની મદન વ્યથાને મારી સ્નેહાંજલિથી શાંત ન કરૂં અને મારા સતી ધર્મ અને પાતિવૃત્ય પાલનમાં અડગ રહીને તેમની પ્રેમ યાચનાની અવજ્ઞા કરૂં? હા, કદાચ એમ પણ હોય એ નિર્વિવાદ છે. જેવી રીતે મારૂં હૃદય પોતાનો પ્રેમ દર્શાવવાને અચકાય છે, તેવી રીતે તેમનું હૃદય પણ અચકાતું કેમ ન હોય? શું પ્રેમને પણ લજ્જા હોય છે! પ્રેમ તો કેવળ અંધ છે, હૃદયશૂન્ય છે, દયાહીન છે, નિર્દય છે. તેનાં તીવ્ર અણીઆળાં બાણો કેવી માર્મીકતાથી કામ કરે છે. હૃદયને વિદીર્ણ કરે ત્યાંસુધી તેને ખબર પડતી નથી. પ્રેમ જ્યારે પોતાના ઇચ્છિત અને મનોવાંછિત પ્રેમ લક્ષ્યને સન્નિધમાં જુએ છે ત્યારે ક્રૂરતા, દયાશૂન્યતા, હૃદયશૂન્યતા અને અંધતાનો ત્યાગ કરીને સ્નેહાર્દ્ર બની જાય છે, અઘટીત લજ્જાળુતાનો પરિત્યાગ કરે છે, અને પોતાના મનોવાંછિત લક્ષ્યમાં તેવાજ પ્રેમનું દર્શન થતાં પોતાનો પ્રેમ પ્રગટ કરે છે."

આવા અસંખ્ય વિચારોની અત્રુટિત પરંપરા તેના હૃદયમાં ચાલતી હતી આ વિચાર શ્રેણિ એટલી લાંબી ચાલી કે તેનું યથાર્થ વર્ણન કરવાની આ અલ્પ શકિત મતી અને અલ્પજ્ઞ લેખિનિમાં કૌશલ્ય નથી. પ્રિય વાંચક! એવાં ઘણાં વૃત્તાંતો

તેં વાંચ્યા હશે, અને ઘણે અંશે અનુભવ્યા હશે એમ અનુમાન કરી લઇને તેનું વર્ણન કરવામાં અને પ્રેમ વિચાર તરંગવાળાનું ચિત્ર આલેખવામાં વધુ વખત વ્યય કરવો એ અઘટતું છે. માટે તે વિષયને આટલેજ સમાપ્ત કરીને આપણે યમકુમારી દીર્ઘ કાળ પર્યંત શય્યામાં પડી રહ્યા પછી શું કરે છે તે તરફ આપણું ધ્યાન દોડાવીએ

દીર્ઘકાલ સુધી શય્યામાં આળોટ્યા છતાં પણ નિર્દય નિદ્રાદેવીએ તેના પર કૃપા કરી નહિ, અથવા તો તેણે પોતે કરેલા નિશ્ચયને કરવાની પૂર્ણ તાલાવેલીથી તેને નિદ્રાવશ થવું ગમ્યું નહિ. ગમે તેમ હોય, પણ યમકુમારી મધ્ય નિશાના સમય સુધી નિદ્રાવશ ન થઇ. તેના હૃદયાંતરમાં અનેક પ્રકારનાં વિચારસ્વમળો ઘોળાયાં કરતાં હતાં. મધ્ય નિશા પછી લગભગ એક પ્રહર જેટલો સમય વ્યતિત થતાં યમકુમારી ધીમેથી શય્યામાં બેઠી થઇ. આળસનો અંગ મરોડથી પરિત્યાગ કરતી હોય તેમ અંગ મરોડયું, અને શય્યામાંથી બહાર નીકળી. બત્તિ ઝગઝગાટ બળતી હતી શયનગૃહના દ્વાર પાસેથી સામેના શયનગૃહમાં દૃષ્ટિ નાંખતાં ત્યાં પ્રકાશ જણાયો નહિ. તેના હૃદયમાં જાણે કોઇ પ્રકારની પ્રત્યવાય સૂચક લાગણીઓનો આવિર્ભાવ થતો હોય અને તેથી તેમાં નિરાશાનો પદ સંચાર થતો હોય એમ તેનાં પગલાં પાછા પડવા લાગ્યાં. તે જ્યાં ઉભી હતી ત્યાંજ સ્તબ્ધ થઇ ગઇ. પછી ધીમે ધીમે શયન ગૃહની બહાર નીકળીને પ્રધાન ખંડમાં પગ મૂકયો અને ત્યાંથી સીધી વંદ્રાવનના શયનગૃહમાં જવાને ઉત્સુક બની હોય એમ તીવ્રવેગે જવા લાગી. વંદ્રાવનદાસના શયનગૃહમાં સર્વત્ર અંધકાર છવાઇ રહેલો હોવાથી તેના મુખનું સ્પષ્ટ રીતે દર્શન થતું નહોતું. વાતાયનમાંથી આવતા મંદ પ્રકાશવાળા ચંદ્રબિંબને લીધે મુખ દર્શનની ઝાંખી થતી હતી. યમકુમારીનું કોમળ હૃદય અત્યારે કોમળતા ત્યાગીને કઠણ અને નિડર બન્યું હતું. તેનામાં ભીતીનો સર્વાંશે લોપ થયેલો જણાતો હતો. તેણે ઘણી દક્ષતા અને ચંચળતાથી બટન દબાવીને

શયનગૃહમાં પ્રકાશ કર્યો. વંદ્રાવનદાસની શય્યા તરફ જોતાં તેને જણાયું કે મુખ બીજી બાજુએ રાખીને તે નિદ્રાવશ થયેલો હતો. પીઠ ભાગથી થોડે દૂર શય્યા પર પુસ્તક પડેલું હતું પાસે જઇને તેણે પુસ્તકનું નામ વાંચ્યું અને બોલી "અમરૂશતક અહા! કેવું સુંદર પુસ્તક! શું તેમાંનાં ચિત્રો! અને તે સાથે આ ચિત્રને ઉદ્દેશીને લખેલો સુંદર શ્રંગારિક શ્લોક." યમકુમારી પુસ્તકનું પૃષ્ઠ ઉથલાવતાં બોલી અને નીચેનો શ્લોક વાંચવા લાગી:

જોઇ એકજ આસને પ્રિયતમા બે એ પૂઠેથી ધીરે,
આવી આવરી એકનાં રમતમાં નેત્રો કરે આદરે.
હીસંતી ઉરમાં હસંતી મુખમાં નેહે બીજી બીજીને,
ગોરે ગાલ નમાવી ડોક રસિયો રોમાંકુરો એ ચૂમે.

અહા વંદ્રાવનદાસ, તમે પણ શ્રંગારિક સાહિત્યનો અભ્યાસ કરતા હોવ એમ આવા ઉત્તમ પંકિતના શ્રંગારિક સાહિત્ય ગ્રંથોના વાંચનથી અનુમાન થાય છે તે દિવસે તમો ગીતગોવિંદનું અધ્યયન કરતા હતા. મારી માન્યતા અને કલ્પના મને પ્રથમ નિર્મૂળ લાગતાં હતાં તે હવે કાંઇ સત્ય ભાસે છે. તેમનું મન પ્રણયપટથી રંગિન થએલું હોવું જોઇએ નહિ તો આવાં શ્રંગારિક પુસ્તકોનું ખાસ વાંચન કરવાનું તેમને શું પ્રયોજન. ગીતગોવિંદ જેવાં પુસ્તકોનો અભ્યાસ અથવા તેનું સહેજ વાંચન માત્ર દંપતિઓજ માટે નિર્મિત છે. અવિવાહિત અથવા અપરણિત અવસ્થામાં આવાં પુસ્તકોનાં વાચન અને તેના ધ્યાન પૂર્વક મનનથી કોઇપણ મનુષ્ય હૃદય પ્રેમભાવનાંકિત થયા વિના રહેતું નથી. વંદ્રાવનદાસ, તમારામાં જો પ્રેમવાસનાનો સંચાર ન થયો હોય તો તમારે આ પુસ્તક વાંચવાનું પ્રયોજન શું? પ્રેમવાસનાજ તમારા હૃદયને અજ્ઞાન રીતે પ્રેરણા કરતી હશે." પછી ઉરોજ પ્રદેશપર હાથ મુકીને જાણે નિરાશ થયેલા હૃદયને પુનરૂજ્જીત કરતી હોય એમ બોલી "મારા હૃદય, આજે તારો વિજય થવાનો છે. મારૂં અનુમાન સત્ય છે.

વંદ્રાવનદાસ જરૂર તારી યાચનાનો સ્વીકાર કરશે. તું નિરાશ ન થા. અતિશય અધીરી ન બન, તારી સંયમ શકિત થોડી ક્ષણ જાળવી રાખ, આ ધનવંતરિ તારી પીડાનું હરણ કરશે."

આમ સ્વવાદ કરતી કરતી તે વંદ્રાવનદાસના ચરણ દ્વયને જાણે પોતાની અરજ કરતી હોય તેમ તેમને સ્પર્શ કરીને પર્યંકની નીચે ઘુંટણીએ પડીને બેઠી. પોતાના ચરણને કોઇનો સ્પર્શ થયેલો જાણીને વંદ્રાવનદાસ એકદમ નિદ્રામાંથી જાગૃત થયો, અને બેઠો થઇને પોતાની સામે પર્યંક નીચે ચરણ પકડીને બેઠેલી યમકુમારી તરફ દૃષ્ટિ કરી. કદી નહિ જોયેલું આ અદ્ભુત કૌતકને જોઇને અને કોઇ દિવસ યમકુમારીએ પોતાના શયનગૃહમાં રાત્રિના સમયે અને તે વળી મધ્યનિશાના સમય બાદ નહિ આવેલી, તેને આજે આવી રીતે મૌન બેઠેલી જોઇને તેનું હૃદય શંકાશીલ બન્યું. આમ કરવામાં તેનો શો હેતુ હશે તે તેનાથી કળી શકાયો નહિ. છતાં તેની મુખમુદ્રા પર થતા ભાવ પરિવર્તનથી તે એટલું અનુમાન કરી શકયો હતો કે યમકુમારી કામકુતુહલિની બની છે તેના હૃદયમાં સર્વોપરિ સત્તા ભોગવતી ઇન્દ્રિય સુખલાલસાનું પ્રતિબિંબ તેના મુખપર તેને સ્પષ્ટ દૃગોચર થયું. તેણે યમકુમારી તરફ એક તીવ્ર વજ્રપાત સમ દૃષ્ટિ નાંખતાં પૂછ્યું:

"કેમ યમકુમારી, અત્યારે મધ્યરાત્રિએ મારા શયનગૃહમાં આવી રીતે પ્રવેશ કરીને મારી નિદ્રાનો ભંગ કરવામાં તમારૂં શું પ્રયોજન છે? તમારા જેવા એક ગૃહસ્થિનિને આવી રીતે મારા શયનગૃહમાં અકાલીન આવેલી જોઇને મારા હૃદયમાં શંકાનો આવિર્ભાવ થાય છે. બોલો તમે કેમ આવ્યાં?"

"વ્હાલા, એક વિનંતિ કરવાને અને એક ભિક્ષા માગવાને આપની આ કિંકરીએ આવા અઘટીત સમયે ગુપ્ત પ્રવેશ કરીને આપની શાંત નિદ્રા ભંગ કરવાનું સાહસ કર્યું છે." યમકુમારીએ બ્હીતાં બ્હીતાં જવાબ આપ્યો.

"યમકુમારી, આવું અભદ્ર અને અમર્યાદિ ભાષણ તમારા મુખે શ્રવણ કરતાં મારા કર્ણને આઘાત થાય છે. હૃદયમાં

અનેક પ્રકારની કુશંકાઓ જન્મ પામે છે. તમારે જે વિનંતી કરવાની હોય તે મર્યાદિત શબ્દોમાં અને સ્રીજનને પાળવાના લજ્જા અને મર્યાદાના નિયમોનું યથાર્થ પાલન કરીને યોગ્ય શબ્દોમાં વ્યક્ત કરશો તો તમારી વિજ્ઞપ્તિ સાંભળવાને અને તે પર વિચાર કરવાને મારૂં હૃદય તૈયાર છે.” વંદ્રાવને સહેજ કઠોર સ્વરે એક ગૃહસ્થને છાજે એવી રીતે કહ્યું.

યમકુમારી આ ઉત્તર સાંભળીને અને પોતાની વિનંતીના મંગળાચરણનો આવો આદર થયેલો જોઇને કિંચિદ્ અંશે નિરાશ થઇ ગઇ. પણ તેણે પોતાનું ધૈર્ય એકત્ર કરીને પાછું વંદ્રાવનને કહ્યુ.

પ્રિય વંદ્રાવનદાસ, મારાં નેત્રોને જ્યારથી તમારા આ મનોહર અને મુગ્ધકર મુખ પુંડરીકને નિહાળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, તમારૂં વિદ્યા કૌશલ્ય અનુભવવાનો અને તમારી રસજ્ઞતાપૂર્ણ વાણી શ્રવણ કરવાનો લાભ મારા કર્ણોને પ્રાપ્ત થયો છે ત્યારથી મારા ચંચળ ચિત્તમાં એક અદ્ભુત વિલાસ ભાવના જન્મ પામી છે, જેથી કરીને મારૂં હૃદય સંક્ષુભિત થયું હોય અને મને એક પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. વ્હાલા, જ્યારે જ્યારે તમારી સાથે વિનોદ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતો ત્યારે એક પણ ક્ષણ એવી નથી ગઇ કે જેમાં મારા હૃદયને વિલાસ ભાવનાની તૃપ્તિ કરવાની જીજ્ઞાસા ન થઇ હોય, અને મારા હૃદયને વિદીર્ણ કરી બેઠેલા મદનશરને વિદુર કરવાને અને મારી કામજ્વાળાઓની શાંતિ કરવાને તમારી ભુજપાશમાં બદ્ધ થવાને હું ઉત્સુક બની હોઉં. પ્રિય, કામાનળ મને દગ્ધ કરે છે. માટે તમારા સ્નેહ સમાગમરૂપી ઔષધથી મારા કામજ્વરને પરિહરો.” યમકુમારીએ પોતાની મનેચ્છા સ્પષ્ટ કરતાં જણાવ્યું.

“યમકુમારી, આજે તમે આવાં અશુભ વચનો કેમ ઉચ્ચારો છો? તમે ગૃહસ્થિનિ છો. તમારા પતિ થોડા સમયને માટે પરદેશ ગયા છે તે થોડા સમયમાં પાછા આવશે. તેટલામાં

આમ વિરહવેદનાથી પીડિત થઇને વ્યભિચારના માર્ગનું અવલંબન કરવું એ તમારા જેવી સુશિક્ષિત અને સદ્ગુણી આર્યકુલાંગનાને કેવળ અછાજતું છે. તમને શું ખબર નથી કે વ્યભિચારનાંપરિણામો કેવાં અનિષ્ટ હોય છે ? વ્યભિચાર કરનારાં સ્ત્રી પુરૂષોની કેવી પાયમાલી થાય છે ? એનાં તમે ઘણાં દૃષ્ટાંતો વાંચ્યાં હશે. તમારો આ ખોટો ભ્રમ છે. વ્યભિચારથી તમે કલંકિત થશો. સ્વામિદ્રોહી થશો અને પાપનાં ભાગી થશો. પાપથી મનુષ્યની આ જીવનયાત્રા વ્યર્થ જાય છે. પુનઃ તેને અનેક નીચ યોનિઓમાં જન્મ ધારણ કરવો પડે છે, અને ત્યાં પણ વ્યભિચાર કર્મમાં પ્રવૃત રહેવાથી તે જીવ મહાન રૌરોહ નર્કમાં પડે છે, ત્યારે તેને પોતાનાં પાપોનું ભાન થાય છે. પણ તે સર્વથા વિફળ નીવડે છે. માટે સમજો, વિચારો અને કલંકિની થવાના માર્ગનો ત્યાગ કરો." વંદ્રાવનદાસે શાંતિથી યમકુમારીને બોધવચનો સંભળાવ્યાં.

"વંદ્રાવનદાસ, તમારા મુખને અને તમારી જીહ્વાને આવાં બોધવચનો ઉચ્ચારવાની ઉપાધિમાં નાંખવાને હું આવી નથી. મારો નિશ્ચય અડગ છે. હિમાલય સમાન સ્થિર અને અચળ છે, અચળ રહેશે. તમારાં શાસ્ત્રોક્ત વચનો મારે સાંભળવાં નથી. એ મેં ઘણાં વાંચ્યાં છે. ઘણાં સાંભળ્યાં છે, અને અનુભવ્યાં પણ છે. પરંતુ આ સર્વે એ મારી કામજ્વાળા શાંત કરવાનો એક પણ માર્ગ નથી બતાવ્યો. હું નમ્રતાથી અરજ કરૂં છું અને પુછું છું કે શું તમારા દયાનુરાગપૂર્ણ હૃદયમાં મારી કામદગ્ધ દશા માટે લેશ પણ દયાભાવ અને અનુકંપા નથી? તમે મારી યાચનાનો અસ્વીકાર કરવાની અવકૃપા દાખવશો એવું તમારૂં હૃદય વજ્રસમ અને અમાનુષી સત્વનું બનેલું છે ? હું પ્રેમભિક્ષુકા તમારી પાસે પ્રેમભિક્ષા માગવાને આવેલી છું. પ્રેમભિક્ષાને બદલે નિરાશા મેળવી પાછી જવાની નથી. પ્રાણનાથ ! મારા પર દયા કરો, અને મારી કામજ્વાળાઓ પ્રેમવારી સિંચનથી શાંત કરો." યમ-

કુમારીએ પોતાનો અડગ નિશ્ચય વ્યક્ત કરતાં અને પોતાની મદન પીડાથી થયેલી અવદશા પ્રતિ અનુરાગ સંપાદન કરવાના ઉદ્દેશથી કહ્યું,

"યમકુમારી, તમારા આ ભ્રમને નિષ્ફળ કરવાનોજ મારો દૃઢ નિશ્ચય છે. તમારાં આવાં વચનોથી મને વિષય લાલસામાં લુબ્ધ કરો એ આકાશકુસુમવત્ છે. તમને મારે નિરાશ કરવાં પડશે. મારા હૃદય મંદિરમાં તમારી મર્યાદાશીલ અને વિનય ધર્મને અનુસરતી દરેક માગણીને માટે સ્થાન છે, પણ આવી અભદ્ર અને અવિનયી માંગણીને માટે મારા હૃદયમાં લેશ પણ અનુકંપા નથી. તમારી આવી વિરહ પીડામાં હું તમને કુપથગામિની થવા દઉં અને સાથે હું પણ થાઉં એ મિત્રદ્રોહનું પાતક મારા શિર પર પડે. કોઇ પણ પ્રકારનો દ્રોહ-અગર તે રાજદ્રોહ, પિતૃદ્રોહ, માતૃદ્રોહ, ભ્રાતૃદ્રોહ, સ્વામિદ્રોહ હોય. પણ મારી એવી દૃઢ માન્યતા છે કે આ જીવનને કોઇ પણ દ્રોહથી કલંકિત અને કલુષિત કરનાર વ્યકિત નર્કગામી થાય છે. યમકુમારી વ્યભિચારથી કેવાં ફળ મળે છે, વ્યભિચાર કેવો અનિષ્ટ છે, સ્ત્રી જાતિ કેવી વિષવલ્લી છે, તે વિષે લખતાં રાજર્ષિ ભર્તૃહરિએ કહ્યું છે કેઃ—

अपसर सखे दूराद्स्मात्कटाक्ष विषानलात्
प्रकृति विषमा योषित्सर्पा द्विलासफणा भृतः
इतरफणिना दष्टः शक्याश्चिकित्सितुमौषधे-
श्चटुल वनिता भोगिग्रस्तं त्यजन्ति मन्त्रिणः

"હે મિત્ર! આ કટાક્ષરૂપી ઝેરી અગ્નિથી દુર રહે, કારણ કે સ્ત્રીરૂપી સર્પ સ્વભાવજ વિષથી ભરેલો છે. ને તેને વિલાસરૂપી ફેણ છે. જો બીજી જાતના સર્પથી કરડાઉં તો કોઇ હુશીઆર વૈદ્ય મટાડી શકત પણ ચંચળ નારીથી જો તું કરડાયો તો મંત્ર જાણનાર પણ તને તજી દેશે." પછી બોલવા લાગ્યોઃ

"યમકુમારી વ્યભિચારમાં પ્રવૃત થનારનું જીવન કેવું અલ્પકાલીન થાય છે, વ્યભિચારમાં ફસનાર મનુષ્યની કેવી

દુર્દશા થાય છે એનો સહેજ વિચાર કરો. મારા આ દેહને અપવિત્ર અને કલંકિત કરીને હું મિત્રદ્રોહનું પાતક નહિ વ્હોરૂં." વંદ્રાવનદાસે તેના નિશ્ચયનો ભંગ કરવાના, તેના પ્રેમ પીડિત હૃદયનું શાંતવન કરવાના અને તેને નીતિ ધર્મનાં સુત્રોથી સમજાવવાના ઉદ્દેશથી કહ્યું:

"વંદ્રાવનદાસ, હું જાણું છું કે તમે વિદ્વાન છો નીતિ-ધર્મનાં સુત્રોના અભ્યાસક છો. ધર્મવેત્તા પંડિત છો. પરંતુ હું આટલી રાત્રિએ અને આવા ગુપ્ત સ્થાનમાં તમારા મુખેથી વેદાંતસુત્રો, નીતિ વાકયો અને ધર્મનીતિતત્વો સાંભળવાને નથી આવી. હું જે જીજ્ઞાસાથી આવી છું તે જીજ્ઞાસા પૂર્ણ થશે એવી આશાથી આવી છું. તેને માટે મારો દૃઢ નિશ્ચય છે. તમારા હૃદયમાં કદાચ મિત્રદ્રોહનો ભય હોય, પણ તમારા મિત્ર અત્યારે ઉપસ્થિત નથી. આપણો ગુપ્તપ્રેમ અને આપણી ગુપ્તપ્રેમ ગોષ્ઠિ તેમના જાણવામાં આવનાર નથી. માટે મને વિના સંકોચે તમારા પ્રેમની ભાગિની અને અંકશાયિની બનાવવાની કૃપા કરો. જે નીતિ વિશારદ રાજર્ષિનું વાકય તમે મને બોધ કરતાં કહ્યું તે એક સ્થળે એમ પણ કહે છે કે:—

" कान्ता कोमलपल्लवार्यहरसः पीतो न चन्द्रोदये.
तारूण्यं गतमेव निष्फलमहो शून्यालये दीपवत्:

એટલે કે "ઉગતા ચંદ્ર સમયે કાન્તાના કોમળ પલ્લવસમ અધરામૃત ચાખ્યું નહિ તેની જુવાની શૂન્યગૃહના દીવાની માફક નકામીજ ગઇ એમ જાણવું." અને બોલી.

વંદ્રાવનદાસ, તમારો પલ્લવ ગ્રાહ્ય કરવા આવેલી આ પ્રેમોત્સુક કિંકરીની યાચનાનો અનાદર ન કરો. આર્ય ધર્મમાં મનાતી અને વંદનીય ગણાતી દેવીરૂપ સ્ત્રીની માગણીનો અસ્વી-કાર કરવાની નિર્દયતા દાખવી મારા હૃદયને વધુ સંતપ્ત ન કરો." યમકુમારીએ વંદ્રાવનને શ્રૃંગારિક વાકયથી તેના નિશ્ચ-યથી ડગાવવાને અને સ્વમતનું સમર્થન કરતાં કહ્યું.

"યમકુમારી, તમારી બુદ્ધિમતા માટે મને ઘણું માન ઉત્પન્ન થાય છે. પરંતુ તમે આ તમારા ઉચ્ચારેલા શ્લોકાર્ધનું ગ્રહીતાર્થ યથાર્થ ગ્રાહ્ય કરવામાં મંદબુદ્ધિ દાખવી છે. અહા! સ્વાર્થ કેવો અંધ છે. કામ વાસના કેવી વિપરીત છે. તેણે તમને કેવાં સ્વાર્થપરાયણ બનાવ્યાં છે. તમારી બુદ્ધિ કેવી ભ્રમિત થઇ છે. તમે જે શ્લોક બોલ્યાં તેનો અર્થ કેવો સરળ છે, પણ તમને કેવો વિપરીત ભાસે છે. જુઓ! તેનો અર્થ કેવો સરળ છે. પ્રત્યેક મનુષ્યે ગૃહસ્થ ધર્મનું પાલન કરવું આવશ્યક છે. કારણ કે તેનું પાલન કર્યા વગર મનુષ્ય વાન-પ્રસ્થ ધર્મનો અને તે પછીના સન્યસ્ત ધર્મનો અધિકારી થતો નથી. પ્રત્યેક મનુષ્યે યુવાવસ્થામાં વિષય સુખ ભોગવવું, પણ તે માત્ર પોતાની સહધર્મચારિણી-અર્થાત્ ગૃહિણી સાથે, નહિ કે પરસ્ત્રી સાથે. રાજર્ષિના શ્લોકમાં પરદારા સાથે સંભોગ કરવાનો અર્થ નથી. તે તો કેવળ તમારા બુદ્ધિ સંક્ષોભને સુઝેલો અને સ્વાર્થ પરાયણતાએ બતાવેલો અર્થ છે. પરદારા સાથે સંભોગ કરનારને સ્વમાતા અથવા સ્વભગિની સાથે સંભોગ કર્યા જેટલું પાતક લાગે છે. યમકુમારી તમે મને આવા પાતકનો ભાગી બનાવવાને ઉદ્યુક્ત થયાં છો? અરે રે! ક્યાં ગયું તમારૂં નીતિ જ્ઞાન! ક્યાં અલોપ થઇ ગઇ તમારી સદ્‌વૃત્તિઓ! અને ક્યાં છુપાઇ ગઇ તમારી પાતિવૃત્ય ધર્મ પાલનની સ્થિર વૃત્તિઓ! યમકુમારી સ્વસ્થ થાવ અને આ ભ્રમને ત્યાગો, અને અત્યારે આ શયનગૃહનો ત્યાગ કરીને પતિનામ રટણથી અને તમારા હૃદયાંતરમાં અંકિત થયેલી તેની પ્રતિમામાં તલ્લીન થઇને તમારી આવી શિથિલ વૃત્તિઓને વિદુર કરો." વંદ્રાવને યમકુમારીને પુનઃસમજાવતાં કહ્યું.

યમકુમારી આવા નૈરાશ્યોત્પાદક વાક્‌બાણોથી સહેજ નિરાશ થવા લાગી. વંદ્રાવનને પ્રેમલુબ્ધ કરવાના પ્રયાસની નિષ્ફળતાનો તેને ભાસ થવા લાગ્યો છતાં પણ ધૈર્યનું આ-લમ્બન કરીને એક વાર બોલવાનો પ્રયત્ન કર્યો અને હૃદયને પોતાની વધુ દલીલોથી જમાવવાનો માર્ગ લીધો. તે બોલી:

"ત્યારે વંદ્રાવનદાસ, શું તમે મારી મનોવાંછના અને મારી દીર્ઘકાલથી પોષેલી આશાવેલીનું ઉન્મુલન કરશો? આવી નિષ્ઠુરતા ન દાખવો. તમારૂં હૃદય અનુરાગનિધાન છે. મને તમારા હૃદયમાં સ્થાન આપી તમારી પ્રેમભાગિની બનાવો. મારી વાંછનાને સંતુષ્ટ કરો અને તમારી અંકશાયિની બનાવવાની મહદ્ કૃપા કરો. તમારૂં હૃદય વજ્રનું બનેલું નથી. તમારા અનુકંપાશીલ હૃદયને મારી માગણી તરફ સમભાવ દર્શાવવાની પ્રેરણા કરો. આ મારો સ્નેહોન્માદ નથી, પણ એક સાત્વિક હૃદયજન્ય પ્રેમનું ઝરણું છે. તે ઝરણાને તમારા હૃદય સાગરમાં વહનમાર્ગ આપીને પોષો. તમારા આજની રાત્રિના ગાનથી મારી કામપીડા વધારે ઉત્તેજીત થઇ મને આ માર્ગનું અનુસરણ કરવાને વધારે તત્પર બનાવી. તમે મને હતાશ ન કરો. મારી માગણીનો આદર કરો." યમકુમારીએ ઘણી આર્જવતાથી અને વિનંતિસુચક સ્વરે કરગરીને કહ્યું:

"યમકુમારી, મારૂં હૃદય અનુકંપાશીલ છે. ઇશ્વરે તેને પાષાણ અને કોઇ પણ અમાનુષી સત્વનું નથી બનાવ્યું તેટલા માટેજ તે ધર્મ જ્ઞાન વિચારથી અને નીતિ વાક્યોના પ્રબોધ વચનોના સ્મરણ માત્રથી દ્રવીભૂત થાય છે. તમારૂં હૃદય અત્યારે વિકાર વાસના પૂર્ણ છે. એટલે મને વિકારમય જુએ છે. મારા ગાનનો ઉદ્દેશ તમારા હૃદયમાં કામપીડાની તીવ્રતાની વૃદ્ધિ કરવો નહોતો. તમે મને તેની સુચના કરતાં તમારી આજ્ઞાને માન આપીને મેં તે ગાયું હતું. મારૂં હૃદય મદન વિકારવાળું નહોતું. તમારા બુદ્ધિ ભ્રમને લીધે તમને ગ્રહીતાર્થ ગ્રાહ્ય ન થયો. આમ જો તમારા કથનાનુસાર મારી ગઝલે તમને કામપ્રેરિત બનાવ્યાં હોય તો મારા અતિક્રમ માટે મને ક્ષમા કરો. હું મારા જીવનના શપથી કહું છું કે તમને પીડિત કરવાનો મારો લેશ માત્ર પણ ઉદ્દેશ નહોતો. બ્હેન ક્ષમા કરો. આ દાસ પોતાના આવા અક્ષમ્ય અતિક્રમને માટે ક્ષમાની પ્રાર્થના કરે છે." વંદ્રાવને હસ્તદ્વય જોડીને કરગરતાં કહ્યું.

"વૃંદ્રાવનદાસ, મને ચિત્તભ્રમ નથી થયો. મારી ચિત્ત-વૃત્તિઓ સ્થિર છે. તમારા મુખમાં આ શબ્દો નથી શોભતા. મારૂં હૃદય વિકારશીલ થઇ ગયું છે એ કથન નિર્મૂળ છે. સત્ય કહું તો મારા પતિમાં, તમારા ભાઇમાં. મારા અંતઃકરણને અલ્પાંશે પણ અનુરાગ નથી. જ્યાંસુધી તમારા મુખચંદ્રના દર્શનનો લાભ મારાં નેત્રદ્વયને ઉપલબ્ધ થયો નહોતો ત્યાંસુધી નૈસર્ગિક પ્રેમ શું છે, અને પ્રેમની સંવેદના શાને કહેવામાં આવે છે એનો મારા મસ્તિષ્કમાં ખ્યાલ પણ નહોતો. પ્રેમ વિષયમાં હું કેવળ બાળક હતી. પણ તમારા વદન કમળના દર્શને મને પ્રેમ વિષયક જ્ઞાનનો અનુભવ કરાવ્યો છે અને તમારી મનમોહક કામદેવની પ્રતિકૃતિએ મારા હૃદય મંદિરમાં સ્થાન પ્રાપ્ત કરીને મને પરવશ બનાવી છે. મારૂં જીવન સર્વસ્વ આપજ છો. આપજ મારા હૃદયેશ્વર છો. વ્હાલા! તમારા શબ્દો અને વાગ્બાણો હું હતભાગિનીથી સહન નથી થતા. આવા વાક્પ્રહારો કરી મારા મર્મસ્થાનને વિદીર્ણ ન કરો-મને ભુજપાશમાં બદ્ધ કરી અધરાલિંગનથી મારી રતિ પીડાનું વિદારણ કરો. કેવળ આપનો પ્રેમ સંપાદન કરવા માટે હું પાપમાર્ગાનુગામિની થઇ છું. મારા પ્રભુ, મને નિરાશ ન કરો." યમકુમારીએ કાલાવાલા કરતાં અરજ કરી.

"યમકુમારી, તમારૂં આ ભાષણ કામાવેશને લીધેજ છે. જ્યારે તમારો ભ્રમ અને બુદ્ધિસંક્ષોભ દૂર થશે ત્યારે તમને તમારા આ સાહસિક કાર્યને માટે પશ્ચાતાપ થશે. યમકુમારી જુઓ શ્રી કૃષ્ણચંદ્ર જેને અજ્ઞાની મનુષ્ય પ્રતિમાઓ સ્વછંદી અને લંપટ કહે છે, તેણે પણ કેવાં બોધપૂર્ણ વચનો ગોપિકાને શ્રવણ કરાવ્યાં હતાં. તે કહે છે કે "હે સતિઓ, તમારા પતિની સેવા કરો......પરંતુ સ્ત્રીઓનો પરમ ધર્મ એ છે કે-નિષ્કપટ થઇ પતિની સેવા કરવી. હે કલ્યા-ણિયો, અને તેના બંધુની સેવા કરવી અને બાળકનું પાલન કરવું. ગમે તો પતિ દુષ્ટ સ્વભાવવાળો, દુર્ભાગ્યવાળો, મૂર્ખ, વૃદ્ધ, રોગી અને નિર્ધન હોય તો પણ પાતકહીન પતિનો

સ્ત્રીઓએ જેને પરલોક સુધારવાની ઇચ્છા હોય, તેનો-ત્યાગ કરવો જોઇએ નહિ. કેમકે કુળવાન સ્ત્રીને જાર પુરૂષોનો સંગ સ્વર્ગને નાશ કરવાવાળો, યશની ક્ષતિ કરવાવાળો, તુચ્છ, કષ્ટ દેવાવાળો, ભયકારક અને સર્વ સ્થળે નિંદનીય છે." જુઓ, આનું ધ્યાનપૂર્વક મનન કરો તો તમને તમારા ભ્રમને માટે પશ્ચાતાપ થશે. આવા અસદ્ આચરણથી તમારા સ્વર્ગ માર્ગનું રૂંધન ન કરો, તમારા પતિનો તથા તમારો નર્કવાસ થતો અટકાવવો તમારા હાથમાં છે. ઇન્દ્રિય દમન કરવાથી શાંતિ મળે છે. શાંતિથી બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે. જેણે ઇન્દ્રિયોને વશ નથી કરી તેને આત્મજ્ઞાન હોતું નથી. મનુષ્યના મહાન શત્રુઓ તેની ઇન્દ્રિયો છે. તેનો નિગ્રહ મનુષ્યને સ્વર્ગ અને તેની શિથિલતા તેને નર્કનો અધિકારી બનાવે છે. તમારી આ કામનાનો ત્યાગ કરો અને સ્વપતિપરાયણા થાવ. જુઓ આ સાવિત્રીના પાતિવૃત્યના પ્રભાવથી સાક્ષાત યમ દેવતા પણ ભયભીત થયા અને તેને ઇચ્છિત વર આપ્યાં. છેવટે સતિએ પોતાના નિર્મળ સતીત્વના પ્રભાવથી યમદેવને આંજી નાંખી સ્વપતિથી સો નો પુત્ર પ્રાપ્ત થાય એવું વર પ્રાપ્ત કર્યું હતું. મારી ધર્મભગિની, સમજો, વ્યભિચારથી ઘણો અનર્થ થશે. વ્યભિચારથી વર્ણશંકર પ્રજા જન્મે છે. અને વર્ણશંકર પ્રજા દેશદ્રોહી નીવડે છે. દેશનો મુખ્ય આધાર વિશુદ્ધ સંતતિ પર છે. સંતતિ વર્ણ-શંકર હોવાથી ધર્મ, નીતિ, આચાર, સદ્વર્તન વિગેરેનો લોપ થાય છે. તેમની વૃત્તિઓ શિથિલ થાય છે. વર્ણશંકર પ્રજા દેશની પ્રતિષ્ઠાને કલંકિત કરે છે. અને તેથી તેની જનનીઓની કુખ લજવાય છે. આથી દેશનું અધઃપતન કરવામાં મુખ્ય ભાગે સ્ત્રીનો વ્યભિચાર કારણભૂત મનાય છે. જે દેશમાં માતાઓ નીતિવાન, ગુણવાન, સદ્ગુણ સંપન્ન અને વિવેકી હોય છે તે દેશની સંતતિ દેશોદ્ધાર કરવામાં પ્રધાન-પણે ભાગ લે છે. બ્હેન! વિચારો. રાજસ્થાનના વીરનરોને જન્મ આપનારી માતાઓ કેવી શૌર્યવાળી હશે. મહારાણા પ્રતાપસિંહ, મહારાણા ઉદયસિંહ, રાજસિંહ અને હિન્દના

બીજાં અણુમોલાં વીર રત્નો શું વ્યભિચારી માતાઓનાં સંતાન હતાં? તે રાજપુત વીર રમણીઓની અકલંકિત કુખના પ્રભાવથી અને પોતાના પાતિવૃત્યમાં દૃઢ વૃત્તિઓને લીધેજ રાજસ્થાનમાં આવા વીર ઓદ્ધાઓ જનમ્યા હતા, અને તેની કીર્તિને નિષ્કલંક રાખી હતી. તમે વ્યભિચાર માર્ગને ત્યાગો, નહિતર તમારી સંતતિ કાતરભાવવાળી, બીકણ, ધૈર્યહીન, ભીરૂ હૃદય અને વર્ણશંકર નીવડશે. દેશની અપકીર્તિનાં તમે ભાગી થશો." વંદ્રાવન સહજ અટકયો અને વિરામ લઇને પુનઃ બોલવા લાગ્યો.

"શું વીર નેપોલીયનની માતા વ્યભિચારિણી હશે? શું ઇટલીનો ઉત્કર્ષક કરનાર મહાન મેઝીની અને ગેરીબોલ્ડીની માતાઓ શીલભંગિની હશે? બ્હેન! તમે સમજુ છો. આર્ય કુલાંગનાઓના વિશુદ્ધ વર્તન પર ભવિષ્યની પ્રજાનો અને તેની સાથે આપણા દેશના અભ્યુદયનો આધાર રહેલો છે. સ્ત્રીઓની મહત્તા કેટલી છે? સ્ત્રીઓ દેશોદયમાં કેટલો પ્રધાન ભાગ ભજવે છે એ સર્વ તમને વિદિત છે. જાઓ! તમારા પશ્ચાતાપથી તમારૂં હૃદય શાંત કરો. આ અતિક્રમની મુક્તિ તમને પશ્ચાતાપથી મળશે."

આટલું બોલીને પોતાના બોધની યમકુમારી પર શું અસર થાય છે તે જોવાને વંદ્રાવનદાસ અટકયો અને અનિમેષ દૃષ્ટિથી તેની મુખમુદ્રા પર થતા ભાવ પરિવર્તનને નિહાળવા લાગ્યો. યમકુમારીના હૃદયમાં આ શબ્દો વજ્રસમ લાગ્યા હતા. તેનું હૃદય આ વાગબાણોથી ભેદાઇ ગયું હતું. તેની મુખમુદ્રા ભયભીત લાગતી હતી. તેના કપોલ ભાગ પર શરમના શેરડા પડી ગયા હતા. તેનાં નેત્રદ્વયમાંથી અવિરત અશ્રુધારા વહેતી હતી. વંદ્રાવને આ સઘળું જોયું. તેનાં બોધ વચનોની યમકુમારી પર ધારેલી અસર થયેલી જાણીને તે પુલકિત વદન જણાવા લાગ્યો અને પોતાને વિજયી માનવા લાગ્યો. આજે એક આર્ય મહિલા અને પોતાની મિત્રપત્નિને કલંકિત થતી બચાવી, તેથી તેનું મન ઘણું પ્રફુલ્લ થયું. તે પોતાના પ્રયા-

સને કૃત કૃત્ય માનવા લાગ્યો. પોતાના મિત્રજીવનની સાફલ્યતા આજે તેને મૂર્તિમંત જણાઇ. મિત્ર તરીકેના કાર્યની યથાર્થ બજાવણીમાં આજે તે સફળ થયો માટે ભાગ્યદેવીનો ઉપકાર માનવા લાગ્યો. યમકુમારીના ભગ્ન અને મર્મવિધિત હૃદયને વધુવાર પ્રહારોથી વિદીર્ણ ન કરતાં તેણે મૌનનું આલમ્બન કર્યું.

વંદ્રાવન જે વખતે પૂર્ણ આવેશથી પોતાના બોધ વચનોનું ભાષણ અવિશ્રાંત વાણીથી ઉચ્ચારતો હતો તે વખતે યમકુમારી તે સર્વ એક ચિત્તથી સાંભળતી હતી અને પોતાની ભૂલ સમજી હોય, ભ્રમ વિનષ્ટ થયો હોય, બુદ્ધિસંક્ષોભ નિર્મૂળ થયો હોય અને પોતાની ન્યાય બુદ્ધિ તેને પુનઃ પ્રાપ્ત થઇ હોય એમ તે ઘુંટણીએ પડીને બેઠી હતી ત્યાંથી ખસીને પર્યંક શય્યા પાસેથી સહેજ દૂર જઇને જમીનપર બેઠી. વંદ્રાવનનો બોધ પુરો થયો કે તરતજ તે ઉઠીને વંદ્રાવનના ચરણ દ્વયને સ્પર્શ કરીને જર્જરિત મગ્નસ્વરે કહેવા લાગી:—

"વંદ્રાવનદાસ, મારો ભ્રમ દૂર થયો છે. મારા સાહસને માટે મને પશ્ચાતાપ થાય છે. તમે મને પુનર્જીવન આપ્યું છે. મને કલંકિની થતી બચાવી છે. તમારા સ્થળ પર કોઇ ઇન્દ્રિય લાલસાપૂર્ણ મિત્ર હોત તો મારૂં પાતિવ્રત્ય ભંગ થયું હોત, અને જગન્નિયંતા પરમાત્માની દૃષ્ટિમાં હું એક કલંકિની અને પાપીષ્ટા ઠરી ચુકી હોત. તમે મિત્ર ધર્મનું યથાર્થ પાલન કર્યું છે. અમારૂં મહદ્ ભાગ્ય કે તમારા જેવા સુહૃદ હમને પ્રાપ્ત થયા છે. તમારા બોધ વચનોથી મારાં નેત્રોમાં છવાયલું અંધકારનું આવરણ દૂર થયું છે. મારી ઇન્દ્રિય બધીરતા દૂર થઇ છે. શીલ રક્ષણની આવશ્યક ફરજ અને પાતિવ્રત્યની મહત્તા મને બરોબર સમજાઇ છે. તમારા ઉપકારને માટે હું જેટલાં પ્રશંસા શબ્દો ઉચ્ચારૂં એટલા ઓછા છે તમારો ઉપકાર પ્રશંસાની મર્યાદા બહાર છે. ખરેખર તમે એક દૈવી મિત્ર છો. જેને તમારા જેવા મિત્ર

રત્ન તે શું આ ક્ષણભંગુર મૃત્યુ લોકમાં સ્વર્ગીય સુખને ઉપભોગ નહિ કરતો હશે? તમે મારા ખરા ધર્મબંધુ છો. મારા જીવન દાતા છો. મને પાપમાર્ગાનુગામિની થતી અટકાવીને મારૂં પાતિવૃત્ય અચળ અને નિર્મળ રાખ્યું છે. પ્રભુ પ્રભુ...." યમકુમારીને સ્વર થરકવા લાગ્યો. તેનાથી મોટેથી રોવાઇ ગયું. તેને કંઠાવરોધ થઇ ગયો. રખેને આક્રંદ ધ્વનિથી ઉદ્યાન અનુચરોની નિદ્રાભંગ થાય અથવા આસપાસ કોલાહલ થાય એમ સમજીને વંદ્રાવન બોલ્યો-"બ્હેન, શાંત થાવ, દૈવેચ્છાનુસાર સર્વ ઘટનાઓ બને છે. મનુષ્યમાત્ર કારણ-ભૂત છે. આપણે રકત માંસની બનેલી ચર્મ પ્રતિમાઓ છીએ. પણ આપણને સ્વેચ્છાનુસાર નૃત્ય કરાવનાર અને અંકુશમાં રાખનાર ગુપ્ત અને અદૃશ્ય રજ્જુઓ દૈવના હાથમાં છે. જાઓ તમારા શયન ગૃહમાં જાવ. મેં તમારા પર ઉપકાર કર્યો નથી. માત્ર મારો મિત્ર ધર્મ બજાવ્યો છે." આટલું બોલીને વંદ્રાવનદાસ શય્યાપરથી ઉઠયો અને યમકુમારી શયન ગૃહમાં જાય તેની રાહ જોવા લાગ્યો. કિન્તુ યમકુમારીને હજુ પણ કાંઇ કહેવાનું હોય અને જાણે તેને કંઠ રૂંધાઇ જતો હોય એમ તે બોલતાં અચકાતી હતી. છેવટે ધૈર્યશ્રી નમ્રતાપૂર્વક બોલી:—

"ભાઇ મારી એક વિનંતિ છે તે તમે માન્ય ન કરો?"

તમારી કોઇપણ માન્ય કરવા લાયક વિનંતિ-બલ્કે આજ્ઞાને માન આપવાને હું તૈયાર છું. નિડરતાથી જણાવો." વંદ્રાવને પ્રફુલ્લિત વદને જવાબ આપ્યો.

આજની રાત્રિએ બનેલી ઘટના આપણા ઉભય સિવાય કોઇના પણ જાણવામાં ન આવે અને તેથી મારી પ્રતિષ્ઠા નિર્મળ અને અકલંકિત રહે એને માટે તમારે આ પ્રસંગ કોઇને પણ જણાવવો નહિ-કિંબહુના તમારે આ વિષય પરત્વે સર્વથા મૌન ધારણ કરવું. આ કાળ રાત્રિએ બનેલી કલુષ ઘટનાનો સ્ફોટ થશે તો મારા પ્રાણ ટકી રહેવા મુશ્કેલ થઇ

પડશે. હું કલંકિની ગણાઇશ, મારા સદાચરણ વિષે સર્વને શંકા ઉત્પન્ન થશે. આ ભયથી મારૂં રક્ષણ કરવા તમે મને આ ગુપ્ત પ્રસંગની ઘટનાને કોઇની પણ પાસે વ્યકત ન કરવાનું વચન આપો." યમકુમારીએ ભગ્ન સ્વરે વિનંતિ કરી.

તમે નિર્ભય રહો. મારા મુખથી આ વાતનો સ્ફોટ પ્રાણાંતે પણ ન થશે, એવું મારૂં વચન છે." વંદ્રાવને યમકુમારીની વિજ્ઞપ્તિને ખુશીથી માન્ય કરતાં કહ્યું. અને પછી બોલ્યો-"જાવ, મારી ધર્મભગિની, આજની રાત્રિનો સમય વિશેષ નિર્ભયતાથી નિદ્રાઉપભોગમાં નિર્ગમન કરો, જેથી તમારી પ્રકૃતિ સ્વસ્થ રહે. હું પણ નિદ્રાવશ થઇશ."

ભાઇ તમારો ગહદ્ ઉપકાર થયો. આ કલુષ હૃદયા રાત્રિએ મારી કીર્તિ કલુષિત બનાવવાને મને પ્રેરી હતી, પણ તમે મને તે કલુષાના મોહપાશમાંથી મુક્ત કરીને મારી પ્રતિષ્ઠા નિષ્કલંક રાખી મારા પાતિવૃત્યનો ભંગ કરતાં મને અટકાવી છે, અને મને સદ્‌માર્ગે ચઢાવી છે. તે માટે તમારી પ્રશંસા કરવાને મારી મંદ બુદ્ધિ-જીહ્વા લાચાર છે. તમે સુખેથી શયન કરો હું જાઉં છું."

ત્યાર પછી યમકુમારી વંદ્રાવનના ચરણોમાં પોતાનું મસ્તક નમાવવા લાગી. પણ તેણે તેને તેમ કરતાં અટકાવીને કહ્યું- "બ્હેન, મને ઉપકાર વશ ન કરો, જાઓ સુખેથી સુઇ જાવ."

યમકુમારી ગઇ અને વંદ્રાવનદાસ શય્યામાં પડીને રાત્રિનો અવશેષ ભાગ શાંતિથી નિદ્રામાં વ્યતીત કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## મરણોન્મુખ ઉમાકાંત.

ઉમાકાંતને રંગુનથી કલકત્તા ગયાને ત્રણ સપ્તાહ જેટલો સમય વીતી ગયો હતો ગત પરિચ્છેદમાં ઉલ્લેખિત થયેલી ઘટના બન્યાને એક સપ્તાહ જેટલો સમય થઇ ગયો હશે. ઉપર્યુક્ત ઘટના બન્યા પછીના દિવસો યમકુમારી અને વંદ્રાવનદાસ ઉભયે સુખરૂપ નિર્ગમન કર્યા. યમકુમારીની વૃત્તિઓમાં મહાન પરિવર્તન થયું હતું. કામવાસના તેનો હંમેશને માટે ત્યાગ કરી ગઇ હતી. તેનામાં સાધુ વૃત્તિઓ જન્મ પામી હતી. વંદ્રાવનદાસને તે એક સગા ભાઇના કરતાં વધારે ચાહવા લાગી. તેની સુશ્રુષા કરવામાં કાંઇ ઉણપ આવવા દેતી નહોતી. વંદ્રાવન પણ તેના આવા સ્નેહથી ઘણો આનંદ પામ્યો હતો. તેની વૃત્તિઓમાં થયેલું પરિવર્તન તે જોઇ શકયો હતો. પોતે એક આર્ય મહિલાની પ્રતિષ્ઠાનું આવી રીતે રક્ષણ કરી શકયો અને સાથે પોતાની કીર્તિ પણ અકલુષિત રાખી હતી તેથી તેણે પોતાના દૃઢ નિશ્ચયની સાફલ્યતા થયેલી અનુભવી હતી.

ઉભય સુખરૂપ દિવસો પસાર કરતાં હતાં. આનંદ વિહારમાં કાળક્ષેપ કરતાં હતાં. ઉભયનું મન પ્રફુલ્લિત રહેતું હતું. એવામાં એક દિવસે સવારે યમકુમારી ઉઠીને ગૃહકાર્યમાં પ્રવૃત્ત હતી. જાણે હૃદયમાં અજ્ઞાન ગ્લાનિનો આવિર્ભાવ થયો હોય એમ તેને બેચેની લાગતી હતી. ગૃહકાર્યમાં તેનું ચિન્ત લાગતું નહોતું. જાણે કાંઇ અશુભ સમાચાર સાંભળ્યા હોય અથવા સાંભળવાના આવશે એવો ભાસ દેતો હોય અને તેથી હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થાય તેમ તેનું હૃદય બળ્યા કરતું હતું. તેનું જમણું લોચન ફરકીને પ્રતિક્ષણ તેની હૃદય ગ્લાનિમાં વૃદ્ધિ કરતુ હતું. યમકુમારિના મનમાં બીતી ઉત્પન્ન થઇ. શું અશુભ થવાનું હશે તેની તેને ખબર ન હતી. તેણે

ઘણુાએ વિચાર કર્યા પણ તેને કાંઇ સુઝયું નહિ. આમ શોક ગ્રસ્ત સ્થિતિમાં તે ગૃહકાર્ય કરતી હતી. દશ વાગ્યાનો સમય થતાં વંદ્રાવનને જમવાને માટે બોલાવ્યો. તે જમીને અગીઆર વાગતાં ઓફીસે ગયો. યમકુમારી હંમેશાં વંદ્રાવનના ગયા પછી ભોજન કરતી હતી તેનાં હૃદયમાં થતી અજ્ઞાત વેદનાથી તે આકુલવ્યાકુળ થઇ ગઇ હતી તેની ચિત્ત વૃત્તિઓ સ્થિર ન હતી. તેનું વદન કમળ આજે ઉદાસ લાગતું હતું. તેના વદન પરથી પ્રફુલ્લતા આજે કયાં અલોપ થઇ ગઇ હતી તે કળી શકાતું નહોતું. તેની મુખમુદ્રામાં આજે ગાંભીર્ય સ્પષ્ટ દૃગોચર થતું હતું. તેનું ગૌરવદન આજે નિસ્તેજ લાગતું હતું. તેમાંથી રક્ત લાલિમાનો સર્વાંશે લોપ થયેલો જણાતો હતો. એ વિચાર મગ્ન અને કર્તવ્યવિમુઢ હોય એમ જણાતી હતી. આવી દશામાં લગભગ બાર વાગ્યાનો સમય થતાં તેણે ભોજનશાળામાં જઇને ભોજન કર્યું. પછી પ્રધાન ખંડમાં આવીને એક કોચ પર બેસીને મહાન વિચારતરંગમાં ગર્ક થઇ ગઇ હોય એમ મુઢ જેવી બેઠી. ત્યાં ઠીક ન લાગવાથી તે શયનગૃહમાં ગઇ અને પર્યંક શય્યા પર પડીને સહેજ નિદ્રા લેવાનો વિચાર કર્યો. હમેશાં જે નિદ્રાદેવીનું આગમન સુલભ હતું તે આજે તેની વિચાર વિલીનતાને લીધે દુર્લભ જણાવા લાગ્યું. ઘણાંએ ફાંફાં માર્યા, પણ નિદ્રાદેવી જાણે તેની સાથે વૈમનસ્ય દાખવતી હોય એમ તેના પર કૃપા ન કરી. ઉલટી તેને વધારે શોકમગ્ન પરિસ્થિતિમાં આણી મૂકી. વિચારતાં વિચારતાં ઘણો સમય વ્યતિત થઇ ગયો. પણ તેને હૃદય પીડાનું કાંઇ પણ કારણ સમજાયું નહિ. તેનો શોકભાર તેની હૃદય વિકલતામાં વધારો કરતો હતો. તેનું કોમળ હૃદય આભાર વહન કરવાને અશક્ત હતું છતાં પણ એકાંતવાસ અને કોઇના તરફથી તાત્કાલીક આશ્વાસન મળવાની આશાના અભાવે ધૈર્યાવલંબિની થઇને તે સર્વ શોકભાર મુંગે મોઢે સહન કરતી હતી. આવી દશામાં તે બેઠી બેઠી વિચાર કરતી હતી એવામાં ઉદ્યાનમાં આવતી ગાડીના ગડગડાટનો ધ્વનિ તેને

કર્ણગોચર થયો. તે ગાભરી ગાભરી ઉઠીને નજીકના વાતાયન પાસે જઈને જોવા લાગી ગાડી આવીને ઉભી રહી તેમાંથી વંદ્રાવન એકલો નીચે ઉતર્યો તેની મુખમુદ્રા શોકગ્રસ્ત હોવાથી યમકુમારીએ ધાર્યું કે નક્કી કાંઇ શોક સમાચાર સાંભળવાના આવ્યા હશે. વંદ્રાવનદાસ ગાડીમાંથી ઉતરીને તરતજ સીઢી પર ચઢવા લાગ્યો. શું સમાચાર છે તે પુછવાની આતુરતાથી ચિંતાતુર વદને યમકુમારી સીઢી પાસે દોડી. વંદ્રાવન આવતાં વારજ તેણે પુછ્યું, "કેમ ભાઇ, કેમ આજે આટલા વહેલા આવ્યા ? કાંઇ અશુભ સમાચાર તો નથી મળ્યા ને ?" આ પ્રશ્ન સાંભળતાંજ વંદ્રાવનનાં નેત્રોમાંથી અશ્રુવર્ષણ થવા લાગ્યું. આ દશ્ય જોઇને યમકુમારી વધારે ગભરાઇ ગઇ. વંદ્રાવને મુખેથી કાંઇ ન બોલતાં પાકીટમાંથી તાર કાઢીને યમકુમારીના હાથમાં આપ્યો. તાર હાથમાં લઇને વાંચવાને માટે ખોલતાં પૂર્વે યમકુમારીના હૃદયમાં અવનવા વિચારો આવવા લાગ્યા. તાર ખોલ્યો અને જોયું તો કલક-તેથી આવેલો હતો. કલકત્તા એ શબ્દ વાંચતાંજ યમકુમારીના શરીરે એક મંદ ધ્રુજારી આવી. તે નીચે બેસી ગઇ અને વાંચવા લાગી.

"Umakant unwell boarded to-day receive" Karmallyeo

આ શબ્દો વાંચ્યા કે તરતજ યમકુમારીના હૃદય પર એક સખત અસહ્ય આઘાત થયો. તેણે મોટેથી આક્રંદ કરવા માંડ્યું. તેણે આક્રંદનો અવરોધ કરવાને ઘણો પ્રયત્ન કર્યો. પોતાના હૃદયને અનેક પ્રકારે શાંત કરવા મન્થન કર્યું. પણ આ વજ્ર પ્રહારસમ સમાચારની એવી તો તીવ્ર અસર તેનાં મર્મસ્થાન પર થઇ હતી કે તેના સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા. તેનું આક્રંદ બંધ ન રહ્યું. યમકુમારીનું આવું હૃદય ભેદક રૂદન શ્રવણ કરીને વંદ્રાવનનું હૃદય વધારે ને વધારે દ્રવી ગયું. તેનાં નેત્રોમાંથી પણ અવિરત અશ્રુપ્રવાહ થવા લાગ્યો. ઉભયનું આક્રંદ સાંભળીને ઉદ્યાનનો અનુચર વર્ગ પણ ઉપર દોડી આવ્યો. અનુચર વર્ગને આ શોક સમાચારથી ઘણું લાગી આવ્યું. તેઓ પણ પોતાની શેઠાણીની આવી વિપન્ના-

વસ્થામાં પોતાનો સમભાવ દર્શાવતા હોય એમ તેની સાથે મુક મુખે અશ્રુવર્ષણ કરવા લાગ્યા. યમકુમારીની મનોવ્યથા વખત જતાં વધતી જતી પોતાને જણાયેલાં અશુભ ચિન્હો તેને હવે બરોબર સમજાયાં. કાંઇપણ અશુભ સમાચાર મળવાના હોય છે અથવા કાંઇ અભદ્ર ઘટના બનવાની હોય છે તેના થોડા સમય પૂર્વે તે ઘટનાની સાથે સંબંધ ધરાવતાં મનુષ્યોને અશુભ ચિન્હો તે ઘટનાનુ કિંચિંદ્ અંશે ભાન કરાવે છે અથવા તેમના હ્રદયને કોઇ અજ્ઞાત ચિંતારૂપી ચિતાથી બાળે છે એવી જે સાધારણ માન્યતા છે એ માન્યતાના સત્યનો હવે યમકુમારીને બરોબર અનુભવ થયો. વંદ્રાવન એક બાજુ ઉદાસીન વદને રૂદન કરતો હતો તેવામાં યમકુમારી અતિશય આક્રંદથી મુર્છિત થઇ ગઇ અને જમીન પર ઢળી પડી. વંદ્રાવન આથી ઘણો ગભરાઇ ગયો. પોતે આવીને આવા શોક સમાચાર તાત્કાલીક ન જણાવતાં થોડો વખત વીત્યા બાદ જણાવ્યા હોત તો આવી સખત અસર ન થાત અને યમકુમારીની આવી દશા ન થાત એમ તેને એક ક્ષણે લાગ્યું પણ બીજી ક્ષણે તે વિચાર બદલાઇ ગયો અને તેને પોતાના કાર્યની યોગ્યતા સમજાઇ. આવા શોક સમાચાર યમકુમારીને તત્કાળ ન જણાવતાં વ્યર્થ કાલક્ષેપ કરવો એ તેને અયોગ્ય લાગ્યું. તેને નિર્ભાન્ત અવસ્થામાં પડેલી જોઇને વંદ્રાવન પોતે તેને સાવધ કરવાને અનુચરોની મદદથી અનેક પ્રકારના ઉપચારો કરવા લાગ્યો. થોડી ક્ષણમાં યમકુમારી સચેત થઇ. તેનું હૃદય આ વજ્રપાતસમ સમાચારથી વિંધાઇ ગયું હતું. હૃદયની ગ્લાનિ જાણે નેત્રોદ્વારા માર્ગ પામતી હોય એમ તેમાંથી અસ્ખલિ અશ્રુધારા વહ્યા કરતી હતી. આ સમયે તેનું મુખ દર્શન કરનાર ખરેખર પાષાણ હ્રદયતા અને નિર્દય મનુષ્યનું હ્રદય પણ દ્રવી જાય એમ કહેવામાં અતિશયોકિત નથી. યમકુમારીની સ્થિતિ ઘણી દયાજનક થઇ પડી હતી. આવી રીતે વંદ્રાવનદાસ અને યમકુમારી પ્રાયશઃ અર્ધ કલાક પર્યંત આક્રંદ કરતાં રહ્યાં. છેવટે વંદ્રાવને ઉઠીને

યમકુમારીને આશ્વાસન આપીને તેના શોકાતુર હૃદયની શાંત્વના કરવા માંડી, તે બોલ્યો. "યમકુમારી આટલું અતીવ વિમાસણ કરીને તમારા આત્માને વ્યર્થ કષ્ટ ન આપો. ઉમાકાંત ગઇ કાલના નીકળેલા છે. તેમની સ્થિતિ એવી ગંભીર નહિ હોય. તાર આપવાનું કારણ માત્ર એટલુંજ હોવું જોઇએ કે નીકળવાના થોડા કલાક પૂર્વે કદાચ તેમની પ્રકૃતિ ઓચિંતી અસ્વસ્થ થઇ આવી હશે અને તેમના નીકળવાના સમાચાર આપવાના હશે તે સાથે તેમની અસ્વસ્થ પ્રકૃતિના સમાચારના બે શબ્દો ઉમેરવામાં આવ્યા હશે. તેનો મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે કદાચ આપણે તેમને સામા લેવાને ન જઇએ અને દરીઆઇ તોફાનને લીધે કદાચ તેમને વધારે અસ્વસ્થતા લાગે તો તેમને કીનારા પર ઉતરતાં વિલંબ થાય. આપણે સામા જઇએ તો તેમની પ્રકૃતિ નાદુરૂસ્ત છતાં પણ અન્ય મદદથી તેમને પ્રથમ ઉતારવાની ગોઠવણ કરી શકીએ. તાર સમાચારથી તમે ધારો છો એવી ગંભીર માંદગીના ભોગ તેઓ નહિ થઇ પડયા હોય. બ્હેન! ધીરજ રાખો, પરમાત્મામાં વિશ્વાસ રાખો. તેણે રચેલા કોઇ પણ પ્રાણીનું અશ્રેય કરવામાં તે પોતાનું સામર્થ્ય નથી દાખવતો. તે જગન્નિયંતા દયાળુ વિશ્વેશ્વર જેનું હૃદય હમેશાં અનુરાગપૂર્ણ છે તે મનુષ્ય માત્રનું શ્રેય કરવામાં તત્પર છે. કદાચ મનુષ્ય શિરે વિપત્તિઓ આવે છે તો તેમાં તે દયાનીધિ પરમાત્માનો લેશ માત્ર દોષ નથી. મનુષ્ય માત્ર પોતાના ગત જન્મના કર્માનુસાર આ જીવનમાં સુખદુઃખનો ભાગી થાય છે. સુખ અથવા દુઃખ અદૃષ્ટને હાથ છે. વિધિના ગુપ્ત લેખ કોઇથી કળી શકાતા નથી. તેની ગતિ હમેશાં અકળ છે. તેનાં કાર્યો અતકર્ય છે. તત્સંબધે તર્ક કરવાની અથવા તે કળી શકવાની જો આપણે ક્ષુદ્રવૃત્તિઓવાળાં મનુષ્યોમાં શક્તિ હોત તો આ ક્ષણભંગુર સંસારમાં કોઇ પણ મનુષ્ય અથવા પ્રાણીઓ વિપત્તિની શ્રંખલામાં જકડાયલા દૃશ્યમાન થાત નહિ. હવે નિર્માણ કર્યું હશે તેમ બનશે. તેમાં શોક કરવાનું કાંઇ કારણ નથી. શોક કરવાથી આપણા અદૃષ્ટના

લેખ ફીટી શકવાના નથી. માટે શોક કરવો વૃથા છે. બીજું મનુષ્યનું પ્રારબ્ધ જો તેને સાનુકુળ હોય છે તો અનેક વિપત્તિઓની શ્રંખલાથી બધ્ધ થયો હોય તો પણ ક્ષણમાત્રમાં વિના પ્રયાસ મુક્તિ પામે છે. દૈવેચ્છા કેવળ અનુલંઘનીય છે. દૈવ પ્રતિકુળ હોય છે તો સુખ પ્રાપ્તિને અર્થે આદરેલા સર્વ મનુષ્ય પ્રયત્નો વિફળતામાં પરિણામ પામે છે. તે વખતે તેની બુદ્ધિ, તેનું કૌશલ્ય, તેની લક્ષ્મી, તેનો પરિવાર, તેનું મિત્ર તથા આપ્તજન મંડળ વિગેરે કોઇ પણ તેને સહાયભૂત થઇ શકતું નથી. બ્હેન! તમારે પ્રારબ્ધ પર આધાર રાખીને વૃથા શોક ન કરવો જોઇએ. તમારા મસ્તિષ્ક પર કૃપાછન્ન સમઝ ઝુમતું વિપત્તિ વાદળ ક્ષણમાં વિખરાઇ જશે. ધીરજ ધરો અને શોકનો પરિત્યાગ કરો. દૈનિક વ્યવસાયમાં તમારૂં ચિત્ત પરોવો જેથી તમારી હૃદય વ્યગ્રતા અને મનોવ્યથા ઓછી થશે. ઉમાકાંતભાઇને લઇને આવવા નીકળેલી વરાળનૌકા કાલે પ્રાતઃ કાલમાં આવવાની વકી છે. હવે માત્ર થોડાજ કલાકની વાર છે. પછી તમને તેમનું મુખદર્શન કરવાને લાભ મળશે. તેમને સુખરૂપ જોઇને તમારા હૃદયનો શોકભાર તદ્દન નિર્મૂળ થશે. બ્હેન! હું તમને શોક કરવાની અથવા ચિંતાતુર રહેવાની મના નથી કરતો કારણ કે આર્ય કુલાંગનાનું જીવન સર્વસ્વ તેનો પતિ છે. પતિના દુઃખે દુઃખી અને તેના સુખે સુખી રહેવું એ પ્રત્યેક આર્ય કુલાંગનાનો ધર્મ છે. તમે તમારો ધર્મ પાળો પણ આમ વૃથા શોક ન કરો."

વંદ્રાવને આ પ્રમાણે યમકુમારીના સંતપ્ત હૃદયને શાંત્વના આપી. તે કાંઇ શાંત થતી જણાઇ ત્યારે તે ઉઠીને વિચારમગ્ન હોય એમ આમતેમ પ્રધાન ખંડમાં ફરવા લાગ્યો. યમકુમારી ઉઠીને પાક નિષ્પત્તિ ગૃહમાં જઇને સાયંકાલના ભોજનની તૈયારી કરવા લાગી. ભોજન તૈયાર થયા પછી વંદ્રાવને, જો કે તેને આજે રૂચી નહોતી છતાં પણ કાંઇ જમી લીધું અને યમકુમારીને જમવા માટે બેસાડીને પાછો પ્રધાન ખંડમાં આવ્યો.

અને આરામાસન પર બેઠો. યમકુમારીએ પણ રૂચી અનુસાર જમી લીધું, અને પછી વંદ્રાવનની પાસે આવીને બેઠી. આજે ઉભયનાં વદન શોકાતુર અને મ્લાન જણાતાં હતાં. હમેશની નૈસર્ગિક પ્રપુલ્લતા અને પસન્નતાનો સર્વાંશે અભાવ જણાતો હતો. બંને ઘણો સમય મૌન બેસી રહ્યાં. કવચિત વચમાં પરસ્પર કાંઇ વોતચીત કરતાં પણ આજે હમેશના ક્રમાનુસાર કાંઇ ચર્ચા ઉપસ્થિત થઇ નહિ. ચર્ચા કરવાને તેમનાં હૃદય તત્પર નહોતાં. વંદ્રાવન આજે હમેશ માફક સાંજે જમીને બહાર ફરવા ગયો નહોતો. પણ ઉદ્યાનમાં બેસી રહ્યો હતો. ઉદ્યાન પાલકો સૌ સૌના કામમાં મચેલા હતા આવી શોકમય અવસ્થામાં ઉભય દીર્ઘકાલ પર્યંત બેસી રહ્યાં. લગભગ રાત્રિના નવ વાગ્યાનો સમય થતાં યમકુમારી નિરાશવદને પોતાના શયનગૃહમાં ગઇ. અને ત્યાર પછી વંદ્રાવનદાસ પણ પોતાનું વાંચવાનું પુસ્તક તથા વર્તમાન પત્ર લઇને પોતાના શયન-મંદિરમાં ગયો. યમકુમારી શય્યામાં પડી પડી મહાન વિચાર પરંપરામાં ગુંથાઇ હતી. વિચારમાળા લાંબો સમય લંબાઇ નહિ. નિરાશાને લીધે તેને થોડીવારમાં નિદ્રા આવી ગઇ. વંદ્રાવન પણ લગભગ અગિઆર વાગ્યાનો સમય થતાં આંખો ઘેરાવાથી નિદ્રાવશ થયો. ઉભયે રાત્રિનો અવશેષ કાળ નિર્વિઘ્ને સુખ શાંતિથી વ્યતિત કર્યો. બીજે દિવસે સવારમાં ઉમાકાંતને લઇને આવવા નીકળેલી વરાળનૌકા કલક તેથી આવવાની હતી. તેથી બંને વહેલાં ઉઠયાં. યમકુમારીને રાત્રે નિદ્રા આવી હતી પણ અભંગ નિદ્રા આવી નહોતી. ઘડી ઘડીમાં તેના મગજમાં ઘોળાતા વિચારો તેની નિદ્રાનો ભંગ કરતા. પાછી તે તરતજ નિદ્રાવશ થતી. આવી દશામાં તેણે ભગન નિદ્રા ઉપભોગ લઇને રાત્રિ વ્યતિત કરી હતી. લગભગ છ વાગતાં બન્ને ઉઠયાં. યમકુમારીએ સમય સુચકતા વાપરી પોતાનો મનોનિગ્રહ જાળવી રાખ્યો હતો વંદ્રાવનને તેણે મુખ પ્રક્ષાલનાદિ ક્રિયાની ઉપયોગી સામગ્રી આણી આપી. વંદ્રાવન ઝટપટ મુખ માર્જન કરીને પરવાર્યો અને લગભગ સાત વાગતાં પુલ પર જવાને તૈયાર થયો. યમકુમારીને સાથે લેવાથી અને કદાચ ઉમાકાંતની

સ્થિતિ ચિંતા કરાવે એવી હોય તો તેથી તે કોમળહૃદયા વધારે ગભરાઇ જાય તેથી તેને સાથે ન લેતાં વંદ્રાવનદાસ એકલોજ જવા નીકળ્યો. એક ગાડી બોલાવી તેમાં આરૂઢ થઈ તે પુલ પર આવી પહોંચ્યો. વરાળનૌકા દુરથી આવતા જલ પ્રદેશમાં દૃષ્ટિગોચર થતી હતી. થોડીક ક્ષણ તે આમતેમ ફરીને કાળક્ષેપ કરવા લાગ્યો. વરાળનૌકા જે પ્રતિક્ષણ પાસે આવતી હતી. તે હવે છેક પુલની સન્નિધમાં આવી. પછી ઉતારૂઓને ઉતરવાની સગવડ કરવાને સીઢીઓ મુકવામાં આવી. પ્રથમ તો પ્રથમ વર્ગવાળા મુસાફરોને ઉતરવાની સગવડ કરવામાં આવી. શેઠ કરમાલીની કંપનીનું નામ ઘણું મશહુર હોવાથી વંદ્રાવને પોતાની ઓળખાણ તથા પોતાના નામનો વીઝીટીંગ કાર્ડ આપી નૌકામાં જવાની પરવાનગી મેળવી તે તરતજ અંદર ગયો. તેના અંદર ગયા પછી તેની પેઢીના બેચાર માણસો જેમને ઉમાકાંતની માંદગીના સમાચાર વિદિત હતાં તેઓ આવી પહોંચ્યા હતા. વંદ્રાવનદાસ નૌકાના આંતર ભાગમાં જઇને દ્વિતીય વર્ગના દરેક કક્ષમાં જઇને ઉમાકાંતની શોધ કરવા લાગ્યો. બે ત્રણ કક્ષમાં તપાસ કરતાં એક કક્ષમાં ઉમાકાંત બિછાના પર સુતેલો અને તેની પાસે નૌકા કંપની તરફથી રાખવામાં આવેલો દાકતર તેની સારવાર કરતો જોવામાં આવ્યો. વદ્રાવન એકદમ તે તરફ ધસ્યો અને ક્ષણ માત્રમાં બિછાના પાસે જઇ પહોંચ્યો. વંદ્રાવનને જોતાંજ ઉમાકાંતનું હૃદય ભરાઇ આવ્યું અને તેનાં ચક્ષુમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. પોતાના મિત્રની આવી દયાજનક સ્થિતિ જોઇને વંદ્રાવનનું સ્નેહાર્દ્ર હૃદય પણ દ્રવી ગયું. તેનાં નેત્રો પણ અશ્રુ વર્ષાવવા લાગ્યાં. માયાળુ સ્વભાવનો દાકતર આ દૃશ્ય જોઇને ઘણો સ્તબ્ધ થઇ ગયો. વંદ્રાવનને જોઇને પોતાના દરદીની આવી સ્થિતિનું કારણ તે સમજી શકયો. તુરત તેણે ઉમાકાંતને ધીરજ આપતાં કહ્યું: "ભાઇ, હવે તમારે ગભરાવાનું કારણ નથી. આપણે હવે રંગુનમાંજ આવ્યા છીએ. તમારો વ્યાધિ એવો ગંભીર નથી કે જેથી તમારે આટલા ચિંતાતુર થઇને તમારા મિત્ર વર્ગને આમ ગભરાવી નાંખવો

જોઇએ. જુઓ! આ તમારા મિત્ર તમને લેવાને માટે આવ્યા છે તેમનું હૃદય પણ તમારા નિરાશાવદન અને અશ્રુપૂર્ણ નેત્રોને જોઇને રૂદન કરવા લાગ્યું છે. ધીરજ રાખો, દુઃખ એ પ્રત્યેક મનુષ્યને માટે નિર્માણ થયેલી ઘટના છે. તેને અપૂર્વ સહનશક્તિથી સહન કરવું જોઇએ.” પછી વંદ્રાવન તરફ ફરીને કહ્યું: “ભાઇ, તમે પણ આમ ધૈર્ય ત્યાગ ન કરો. તમારા મિત્રની પ્રકૃતિ વખત જતાં સુધરતી ગઇ છે. જળ-પ્રવાસને લીધે તેમને સાધારણ વધારે માંદગીનો ઉપદ્રવ થયો. તમે તેને ઉતારવાની સર્વ તૈયારી કરો. મારાથી બનતી મદદ હું આપવાને તૈયાર છું.” પછી દાકતર ગયો અને બેચાર મજુરો પાસે એક ખાટલો ઉપડાવી લાવીને આવ્યો. વંદ્રાવન અને તેણે ઉમાકાંતને બેઠો કરી તેમાં સુવાડયો. ઉમાકાંતે છેક અશક્ત થઇ ગયો નહોતો. કિન્તુ તેને અતિશય ઝાડા થવાથી અને ખાધેલું અન્ન પેટમાં ટકી ન શકવાથી તેનાં ગાત્રોમાં અશક્તિ અને દુર્બળતાનો પૂર્ણ સંચાર થયો હતો. ઘણા પ્રયાસે તે ઉઠી શકતો હતો, પણ ઉઠતાં તેને ચક્કર આવતા અને રખેને ગબડી પડશે એવી ધાસ્તી રહેતી. આવા કારણથી દાકટરે તેને ઉઠવાની મના કરી હતી. શય્યામાં સુતા પછી ઉમાકાંત પ્રથમ વંદ્રાવન અને પછી પેલા માયાળુ દાકતર સામુ જોઇને બોલ્યો. “સાહેબ, આપ મને મદદરૂપ ન થઇ પડયા હોત, મારા ઝાડાને સહેજ અટકાવવાને આપે પ્રયાસ ન કર્યો હોત અને મારી શય્યા પાસે અખંડ ઉપસ્થિત રહીને મારી સુશ્રુષા કરી ન હોત તો મારો આ દેહ કયારનોએ મૃત્યુ શરણ થઇ ગયો હોત.” પાછું વંદ્રાવન સામુ જોઇને “ભાઇ, આ મારા જીવનદાતા છે. તેમની ઉદાર વૃત્તિ અને ઉપકાર વૃત્તિની પ્રશંસા કરવાને મારી આ મંદ બુદ્ધિ જીહ્વામાં હાલ સામર્થ્ય નથી. ભાઇ! તેમને મહાન પરમકૃપાળુ પરમેશ્વરેજ મારૂં રક્ષણ કરવાને અને મારા પ્રાણને ટકાવી રાખવાને મોકલ્યા છે. દાકતર અને ધર્મ ગુરૂઓએ પોતાના દરદી અને અનુયાયીઓનું પ્રજાવત્ પાલન કરવું જોઇએ એવી ઉક્તિનો આજે મને પ્રત્યક્ષ અનુભવ થયો છે. ખરેખર! આ દાકતર દયાની

સાક્ષાત્કાર મૂર્તિ છે. તેમને એક સૃષ્ટિ પરના દેવતા અથવા દેવદુતની ઉપમાં આપું તો પણ મારી ઉપકારની લાગણી યથાર્થ વ્યક્ત કરી શકયો એમ ગણાય નહિ ભાઇ ચાલો ! હવે મને લઇ જાવ.” આટલું બોલી ઉમાકાંત ઘણો શ્રમિત થઇ જવાથી અને શ્વાસ ભરાઇ આવવાથી તે અટકયો. તરતજ મજુરોએ ઉમાકાંતનો ખાટલો ઉપાડયો. આગળ ડાકતર અને વંદ્રાવન માર્ગદર્શક તરીકે ચાલતા હતા. નૌકાના અનેક ભાગોમાં-થી પસાર થઇને ખાટલાને ઉંચકીને મજુરો નૌકાની બહાર આવ્યા. બહાર આવીને ઉભેલા ઉમાકાંતની ઓફીસના મિત્રમંડળે વંદ્રાવનને આવતો જોતાંજ ઉમાકાંતની કેવી દશા છે તે જોવાની જીજ્ઞાસાથી સામા દોડયા. ખાટલા પાસે આવી પહોંચતાં શય્યા-વશ ઉમાકાંતે તેમને જોઇને હસ્તદ્વય જોડીને સર્વને પ્રણામ કર્યા. સર્વેએ તેને સામા પ્રણામ પ્રણાય કરીને પોતાનો દયાભાવ વ્યક્ત કરતાં આંખમાંથી અશ્રુ સાર્યાં. પુલ બહાર નીકળવાના માર્ગ પાસે આવતાં અને ત્યાંથી પાછા જવાની મરજી બતાવતાં વંદ્રાવને ડાકતરને ઘણા ઉપકારના શબ્દોથી અને ઉમાકાંતે શય્યામાં પડયા પડયા એક મધુરસ્મિત તથા સલામથી રજા આપી. ડાકતરે પણ પાછા વળતી વખતે ઉભયને કહ્યું: “ તમે ફીકર ન કરશો. બનશે તો આજે સાંજે તમારા નિવાસસ્થાને તમારી પ્રકૃતિની ખબર લેવા આવીશ. પણ તમારૂં ઠેકાણું આપો તો સારૂં.” વંદ્રાવને પોતાના નિવાસ ગૃહનો નંબર તથા રસ્તાનું નામ આપ્યાં. ડાકતર વિદાય થયો. અને વંદ્રાવન તથા તેના બીજા માણસો ઉમાકાંતના ખાટલાને મોટર પાસે લાવ્યા. અને તેને મોટરમાં બેસાડયો. માત્ર વંદ્રાવન સિવાય સર્વ વિદાય થયા. વંદ્રાવન મોટરમાં બેસીને ઉમાકાંત સાથે ઉદ્યાનગૃહ તરફ આવવા નીકળ્યો. લગભગ અડધા કલાકમાં એટલે નવ વાગ્યાના સુમારે બંને ઉદ્યાનમાં આવી પહોંચ્યા. ઉમાકાંતને કાંઇ પણ શ્રમ ન પડે એવી સંભાળથી ઉપર લઇ જઇને યમકુમારીવાળા શયનગૃહમાં પર્યંક શય્યા પર સુવાડવામાં આવ્યો. મોટરનો નાદ સાંભળીને યમકુમારી જે પ્રાતઃકાળથી પોતાના પતિના આગમનની માર્ગ

પ્રતીક્ષા કરતી હતી તે તરતજ ઉઠીને સામી ગઇ હતી. પોતાના પ્રિયતમનું મુખદર્શન કરી કૃતાર્થ થઇ. પરંતુ તેની આવી દયાજનક સ્થિતિ અને કૃશ થઇ ગયેલું શરીર જોઇને તેનું અત્યાર સુધીનું ટકી રહેલું ધૈર્ય ખુટી ગયું. તેણે અશ્રુ પ્રવાહથી સર્વ કપોલ પ્રદેશ ભીંજવી નાંખ્યો. વંદ્રાવન તથા ઉમાકાંતના આશ્વાસનદાયી શબ્દોથી તેની ગભરાયેલી લાગણીઓનું સમાધાન થયું. વંદ્રાવન પોતેજ ઉમાકાંતની સેવામાં ઉપસ્થિત રહેવાનું કહ્યાથી યમકુમારી ભોજન વિગેરેની તૈયારી કરવામાં પ્રવૃત થઇ. થોડીકવારમાં ડાકતરને બોલાવવા ગયેલો માણસને તેને સાથે લઇને આવ્યો. ડાકતરે આવતાંજ ઉમાકાંતની હાલત ઘણી ઝીણવટથી જોયા પછી નાડી સ્પર્શ કરીને તેની ચલન વલનની ગતિ બરોબર તપાસી ડાકતરના હૃદયમાં કાંઇ ભીતી ઉત્પન્ન થઇ. તેનાં ફેફસાંની ગતિ તપાસવાની નળીકા કાઢીને તેની ગતિ તપાસી. આ સિવાય અનેક પ્રકારની ડાકતરી ચિકિત્સા કરીને તેણે વંદ્રાવનને પાસે બોલાવી બહાર લઇ જઇને કહ્યું: "જુઓ, દરદીની સ્થિતિ ભયંકર લાગે છે. કિન્તુ એટલી બધી ચિંતા કરાવે એવી નથી. મારા ધારવા પ્રમાણે તમારે સાવચેતી રાખવી સારી છે. તમે સમજો છો કે હમારે જીવન ટકાવી રાખવાને બનતો પ્રયાસ કરવાનો છે. હમે ડાકતરો મનુષ્યના સ્થુળદેહ પરજ અજમાયશ કરી શકીએ છીએ. કિન્તુ તેના પ્રાણનું ઉત્ક્રમણ થતું અટકાવવું એ હમારા કળા નૈપુણ્યના શકિતપ્રદેશની મર્યાદા બહાર છે. દરદીને માટે મારાથી બનતો પ્રયાસ કરીશ. પણ તેના પુરેપુરા સાજા થવાની ખાતરી હું તમને આપી શકતો નથી તેના રોગનું મૂળ બદહજમી છે. તેનાં આંતરડાં મંદ ગતિવાળાં અને શુષ્કચેતન રહીત બની ગયાં છે સાંજે મારી સાથે એક બીજા ડાકતરને લાવીશ હાલ તો મારી સાથે એક માણસને દવા લેવાને સારૂં મોકલો." એમ કહીને ડાકતર પોતાની સાથે એક માણસને લઇને ચાલતો થયો. વંદ્રાવન ડાકતરનો આવો અભિપ્રાય સાંભળીને ચિંતાતુર વદને પાછો શય્યા પાસે ગયો.



# પ્રકરણ ૧૯ મું.

## ઉમાકાંતનું અવસાન.

જળપ્રવાસથી થયેલા અથાગ પરિશ્રમ અને પ્રવાસ દરમ્યાન તેની પ્રકૃતિની અસ્વસ્થતાને લીધે નૌકામાંથી ઉતરીને ઉદ્યાન નિવાસગૃહમાં આવ્યા પછી ઉમાકાંતની સ્થિતિ કાંઇ વધારે શોક અને ચિંતા કરાવે એવી થતી ગઇ. ઝાડાનું જોર વજત જતાં વધતું જતું હતું. તેને એકદમ બંધ કરવાનો ઉપચાર કરવો એ દાકતરને સલાહભર્યું ન લાગવાથી તેણે ધીમે ધીમે બંધ થાય એવા ઉપચારો શરૂ કર્યા. તેના શરીરમાં મંદજ્વરનો પ્રવેશ પણ થઈ ચુકયો હતો તેથી દાકતરને ભયભીત થવાનું એક વધુ સબળ કારણ મળ્યું. એક સમયાવચ્છેદે જ્વરને ઝાડના પ્રવાહને અંકુશિત કરવા એ ઘણું કઠણ કાર્ય હતું. છતાં પણ દાકતર ઘણો બાહોશ અને કળાકુશળ હોવાથી ઉમાકાંતના વ્યાધિની બરોબર ચિકિત્સા કરી શકયો હતો. અને તેના પ્રભાવે કરીને તે ઘણી દક્ષતાથી ઔષધોપચાર કરવાને હિમ્મતવાન થયો. તે પ્રતિદિન બે વખત દર્દીને તપાસવાને અને યોગ્ય લાગે તો દવા આપવામાં કાંઇ ઘટતો ફેરફાર કરવાનો હોય તો તે જોવાને માટે આવતો હતો. પ્રથમ દિવસે સાંજે દાકતર પોતાની સાથે એક બીજા દાકતરી કળા વિદ્યાયક અને અનુભવી વૃધ્ધ દાકતરને લઇને આવ્યો. બંનેએ ઘણી ચોકસાઇથી ઉમાકાંતના વ્યાધિની ચિકિત્સા કરી. વૃધ્ધ દાકતરને પણ ઉમાકાંત આ વ્યાધિમાંથી બચવા પામશે કે કેમ તે વિષે શંકા થઇ. તેણે પોતાનો મત પોતાના સાથીને જણાવ્યો. વંદ્રાવને કેટલોક વખત તેમની સાથે ગુપ્ત મસલત ચલાવીને તેમને પોતાનું કાર્ય બરોબર સંભાળપૂર્વક અને કુશળતાથી કરવાની પ્રાર્થના કરી, અને બનતા પ્રયાસે ઉમાકાંતના પ્રાણ બચાવવા પ્રયત્ન કરવાની સુચના કીધી. બંને

દાકતરો સાથે વિદાય થયા. અને રાત્રિએ નિદ્રા આવે એવી ગોળી દર્દીને ગળાવવાને માટે આપતા ગયા.

ઉમાકાંતને ઝાડાનો ઉપદ્રવ મુખ્યત્વે કરીને દિવસના સમયમાં વધારે થતો. રાત્રિએ તેને ગોળી આપવાથી કાંઇક ભગ્ન નિદ્રા આવી તેથી તેની પ્રકૃતિ પુનઃ કાંઇ સ્વસ્થતા ધારણ કરવા લાગી. જે જ્વરનો તેના શરીરમાં પાદ સંચાર થયો હતો તે ઘડીકમાં ઉતરી જતો અને ઘડીકમાં વધતો. કિન્તુ તે ઘણો અનિયમિત હતો. રાત્રિએ વંદ્રાવન અને યમકુમારી ઉભય ઉમાકાંતની શય્યાની એક એક બાજુએ બેઠાં બેઠાં તેની સુશ્રુષા કરતાં હતાં. થોડોક સમય જતાં પતિ શય્યા પાસે બેસવાથી યમકુમારીની દશા વધારે બગડતી જોઇને, અને રખેને દીર્ઘકાલ પર્યંત બેસી રહેવાથી તેના મગજપર પ્રાણઘાતક આઘાત થાય એવા દીર્ઘદર્શી વિચારથી વંદ્રાવને તેને થોડોક સમય નિદ્રા લેવાને સમજાવી કે જેથી તેની પ્રકૃતિ અસ્વસ્થ ન થાય. મહાપ્રયાસે અને ઘણા આગ્રહથી યમકુમારી સુવાને માટે ઉઠી. વંદ્રાવનની ઓફીસના બે ત્રણ માણસ રાત્રિએ મદદને માટે આવેલા હતા તેમાંના એકને પોતાની પાસે બેસાડયો. ઉમાકાંત ઘડીકમાં ઉંઘતો અને ઘડીકમાં જાગતો. ઘડીકમાં ગભરાઇ જતો અને નાભિમાં થતા અસહ્ય દરદના આ વેગને લીધે કરાંઝીને બુમો પાડતો. ઘડીકમાં વંદ્રાવનનો હાથ પોતાના હાથમાં લઇને કહેતો "ભાઇ, મારા પ્રાણ હવે બચે એમ મને આશા લાગતી નથી. પણ જુઓ! તમારી ભાભીને આ વાત ન જણાવશો. રખેને તે બિચારી અત્યંત ભગ્નહૃદયા થઇને મારા દુઃખે પોતાના પ્રાણ ત્યાગ કરે. તેનું હૃદય ઘણું કોમળ છે." અતિશય દુર્બળતાના પ્રાબલ્યને લીધે બોલતા બોલતાં તેનો શ્વાસ રૂંધાઇ જતો. તેથી વંદ્રાવન તેને નમ્રતાપૂર્વક કહેતો "ભાઇ, આમ નિરાશ ન થાવ. તમારા પ્રાણને કાંઇ હાની થવાની નથી. તમારો વ્યાધિ દાકતરના સમજવામાં આવી ગયો છે. બે ચાર દિવસમાં તમને સંપૂર્ણ આરામ થશે. ફીકર ન કરો. શાંત ચિત્તે નિદ્રા લ્યો કે જેથી તમને કાંઇક શાંતિ મળે. આમ નાહક

સંતાપ કરીને તમારી માનસિક વ્યગ્રતામાં વધારો ન કરો.” ઉમાકાંત શાંત થતો અને નિદ્રાવશ થવા પ્રયત્ન કરતો. મહા મહેનતે નિદ્રાદેવી તેનાપર કૃપા કરતી. પ્રહર અર્ધપ્રહર નિદ્રાવશ રહેતો અને પાછો વેદનાના આવેગથી જાગૃત થતો. પુનઃ પાછો ઉપર પ્રમાણે બોલતો. પુનઃ વંદ્રાવન તેને આશ્વાસન આપતો. પ્રથમ રાત્રિ તો વંદ્રાવને નિદ્રારહિત વ્યતિત કરી. પણ દ્વિતીય રાત્રિએ યમકુમારીએ મધ્યનિશા સુધી નિદ્રા લીધી. પછી ઉઠીને વંદ્રાવનને થોડીક વાર આરામ લેવા જણાવ્યું. વંદ્રાવને તે રાત્રિએ મધ્યનિશા પછી નિદ્રા લીધી. જેટલો સમય યમકુમારી પોતાની શય્યા પાસે બેસતી તેટલો વખત ઉમાકાંત ધૈર્ય ધારણ કરીને તેને પણ ધૈર્ય ધારણ કરવાનું કહેતો. જ્યારે તેની નિદ્રાનો ભંગ થતો ત્યારે યમકુમારીના મુખ સામું જોઇને તે કહેતો. “પ્રિયા, તું ગભરાઇશ નહિ. મારૂં જીવન સુત્ર તુટવાની ભીતીને તારા હ્રદયમાં સ્થાન ના આપીશ. મનુષ્યદેહ હંમેશાં એકજ પ્રકૃતિનો ઉપભોગકર્તા નથી. દેહ પ્રકૃતિનો દાસ છે. સદાકાળ મનુષ્ય દેહની પ્રકૃતિ એકજ નથી રહેતી, તેમાં અનેક પરિવર્તનો થયાં કરે છે. મારી પ્રકૃતિ પણ કાળબળથી અસ્વસ્થ થઇ છે. થોડા સમયમાં હું સ્વસ્થ થઇશ. તું નિરાશાનો પરિત્યાગ કર. પ્રભુ તારૂં કલ્યાણ કરશે એવો તેને નિર્દય અને દયાશૂન્ય ન ધારીશ. તેની કૃપાથી હું સારો થઇશ.” આવાં આવાં અનેક આશ્વાસનદાયક વચનોનું ઉચ્ચારણ કરીને ઉમાકાંત ભગ્નહ્રદયા યમકુમારીના સંતપ્ત હ્રદયનું શાંત્વન કરતો અને ધીરજ આપતો. યમકુમારી વધુ ભાષણ ન કરતી પણ પ્રત્યુત્તરમાં માત્ર કહેતી. “વ્હાલા, તમારૂં જીવનસુત્ર દીર્ઘકાલિન થાય અને તમે પુનઃ સ્વસ્થ થાવ એજ જોવાની મારા અધીરાં નેત્રોની ઇચ્છા છે. પ્રભુ તમને સત્વર આરામ કરે.”

આવી પરિસ્થિતિમાં ઉમાકાંતે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ વ્યતિત કરી. ચોથે દિવસે સવારથી તેના વ્યાધિનું જોર વધવા લાગ્યું. જે જીર્ણજ્વરનો તેના શરીરમાં પાદસંચાર થયો

હતો તે પણ પોતાની સત્તાનું પ્રાબલ્ય જમાવતો હતો. આજે તેનું શરીર ઉષ્ણતાથી ધગધગતું હતું. ઝાડા બેશુમાર થયા કરતા હતા. યમકુમારી, વંદ્રાવન અને સર્વેને ઉમાકાંતના પ્રાણ હવે વધુ ટકી શકશે નહિ અને તે હવે આ ક્ષણભંગુર સંસારનો થોડાક કલાકનો પ્રાહુણો છે એવું જણાતું હતું, તેથી તેમણે સર્વ પ્રકારની તૈયારી કરવા માંડી હતી. ઉમાકાંતને પોતાને પણ પોતાનું જીવન તૂટવાનો ભય લાગ્યો હતો. તેથી તેણે અગમચેતી અને દીર્ઘદર્શીત્વથી પોતાની સર્વ વ્યવસ્થા પોતાની પત્નિ અને વંદ્રાવન પાસે કરાવવા માંડી હતી. પોતાનો ઉતરાધિકારી કોઇ ન હોવાથી તેણે પોતાની સર્વ મિલ્કતની માલિક પોતાની પત્નિને બનાવી અને વંદ્રાવનને તેનો સલાહકાર અને વ્યવસ્થાપક નીમ્યો. વંદ્રાવને આ કાર્યભારનું વહન કરવાની વિના સંકોચે તત્પરતા બતાવીને પોતાના મિત્ર ધર્મની બજાવણી કરી. જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ ઉમાકાંતની સ્થિતિ વધુ ભયંકર થતી જણાઇ. દાકતરોએ પણ હવે આશા મુકી દીધી. શેઠ કરમાલી વિગેરે જે જે ગૃહસ્થો અને સંબંધીઓ આજે આવ્યા હતા તેમને પણ ઉમાકાંતના પ્રાણ વિષે શંકા લાગવાથી તેઓએ યોગ્ય આશ્વાસનદાયક શબ્દોથી વંદ્રાવન અને યમકુમારીના મનનું શાંત્વન કર્યું. માંદગીના સમાચાર મળતાં દુર્મિલા પણ આજે આવી હતી. યમકુમારીએ તેને કાંઇ પણ પ્રશ્નો ન પુછતાં માનયુક્ત શબ્દોથી બોલાવીને બેસાડી હતી. આ દૃશ્ય જોઇને દુર્મિલાનું હૃદય પણ ભગ્ન થઇ ગયું. તેણે પંડેજ પોતાના અપહરણનો સર્વ વૃતાંત ઇત્થંભૂત સ્ફોટ કર્યો અને યમકુમારીની દુઃખ ભગિની થવાને ઉત્સુક હોય એમ તેણે ક્ષમાની યાચના કરી. યમકુમારીને હવે સર્વ ગુપ્ત રહસ્યની માહીતી મળવાથી પોતાના ભાગ્યનો લક્ષાવધિ ઉપકાર માન્યો. અને પોતાની કીર્તિ નિષ્કલંક રાખવા માટે પ્રભુનો પાડ માન્યો. કિન્તુ આવી લાગણીઓ અલ્પકાલ પર્યંત રહી. બીજી ક્ષણે તેને પોતાના મસ્તિષ્ક પર ઝઝુમતી વિપત્તિના વાદળનું સ્મરણ થઇ આવવાથી તેની મનશ્ચિંતા વધી.

સાયંકાળ સુધીનો સમય મરણોન્મુખ ઉમાકાંતે આવી રીતે સખત વેદનામાં પસાર કીધો. રાત્રિ થતાં તેનો શ્વાસોશ્વાસ ઘણો જોસબંધ ચાલવા માંડયો. નાભિથી કંઠ સુધીનો સર્વ પ્રદેશ અવિરત ઉછાળા મારવા લાગ્યો. આ સમયે યમકુમારીને પોતાના હૃદયમાં ઉદ્ભવેલી શુભ પ્રેમવાસનાનું સ્મરણ થઇ આવતાં તેણે વંદ્રાવનની સંમતિથી ઉમાકાંતના કર્ણ વિવર પાસે મુખ રાખીને પોતાના અતિક્રમની કબુલત કરી, અને સર્વ હેવાલ તેને કહી સંભળાવ્યો, અને છેવટે ક્ષમાની યાચના કરી. ઉમાકાંત કાંઇ બોલ્યો નહિ પણ તેના મુખ પરથી એક સ્મિત લહરી પસાર થઇ. તે સહજ પ્રસન્નવદન જણાયો. પછી ઘણા શ્રમે શ્વાસ રૂંધન કરીને બોલ્યો. "ભાઇ વંદ્રાવન, તમે મારી પ્રતિષ્ઠા નિષ્કલંક રાખી છે. તમે એક મિત્ર રત્ન છો. તમારા જેવા સન્મિત્રથી આજે હું નિઃસંતાન છતાં પણ ઉજ્જ્વળ દેખાઉં છું. મિત્ર જેવી તમે મારી કીર્તિ જ્યોતિનું રક્ષણ કર્યું છે તેવું હમેશાં કરજો અને સદ્બોધ આપજો. ભગિની સમ તેના પર સ્નેહ રાખજો. અને મારા મરણ પછી તેનું રક્ષણ કરજો. પરમાત્મા તમને દીર્ઘાયુષી કરે. બસ! વધુ શું કહેવું! તમે જ્ઞાની છો." આટલું બોલતાં તેનો શ્વાસ રૂંધાઇ ગયો. નાભિપ્રદેશથી જીવન તંતુઓ છુટા પડતા હોય અને પ્રાણોત્ક્રમણ થવાની સર્વ તૈયારી થતી હોય એમ ઉમાકાંતની સર્વ ચેષ્ટાઓથી જણાતું હતું. ધીમે ધીમે નાભિથી કંઠ સુધીનો જે પ્રદેશ ઉછાળા મારતો હતો તેને બદલે હવે માત્ર વક્ષઃસ્થળ અને તેની ઉપરનો ભાગ ઉછળવા લાગ્યો. પ્રાણ વિસર્જન કરતાં આ ચર્મ દેહને વધુ કષ્ટ થતું હોય એમ ઉમાકાંતનું શરીર અનેક પ્રકારની અંગ મરોડની ચેષ્ટાઓ કરતું હતું. વંદ્રાવન આ સર્વ બારીકાઇથી વિલોકતો હતો. ક્ષણ માત્રમાં ઉમાકાંતના મુખમાંથી રામ સ્મરણનો પ્રવાહ નીકળવા લાગ્યો. તેણે સર્વ સંસારની પ્રાણહારક મૃગજળસમ તૃષ્ણાઓનો ત્યાગ કરીને ભગવદ્ સ્મરણ કરવા માંડયું. એ તેનું મહદ્ ભાગ્યજ છે એમ તેની

મરણશય્યા પાસે ઉપસ્થિત મંડળના જનોને સમજાયું. બીજી ક્ષણે રામનામનો ધ્વનિ સંભળાતો બંધ થયો. છેવટે તે બોલ્યો "વ. વ. વ. હા. હા. લી...મિ. મિ. ન...ર પ્રણામ." આમ હસ્તહૃદયથી સર્વને પ્રણામ કરીને ત્રણ ડચકાં સાથે ઉમાકાંતે પોતાના લિંગદેહને ત્યાગીને પ્રાણ વિસર્જન કર્યા. તેનું પ્રાણોત્ક્રમણ થયેલું જોઇને પાસે બેઠેલા સર્વ મનુષ્યો ઘણું ભીષણ આક્રંદ કરવા લાગ્યા. યમકુમારી હૃદયભેદક આક્રંદ કરતી હતી. ઉમાકાંતનો પ્રાણ આ મૃત લોકને ત્યાગીને સ્વર્ગ પથગામિ થયો ત્યારે દશ વાગ્યા હતા. બે ત્રણ કલાક સુધી યમકુમારીએ હૃદયભેદક આક્રંદ કર્યું. છેવટે વંદ્રાવનના સમજાવવાથી અને હવે આક્રંદ કરીને મૃતપતિના પ્રાણના સદ્ગતિ માર્ગનું રૂધન કરવું એવી માન્યતાનું સત્ય સમજાયાથી તેણે આક્રંદ કરવું મુકી દીધું. દિવસની અવશેષ રાત્રિ સર્વેએ નિદ્રા રહીત વીતાડી.

પ્રાતઃસમય થતાં વંદ્રાવન, બીજા કેટલાક સંબંધીજનો અને સ્નેહીવર્ગના માણસો ઉમાકાંતના મૃતદેહના અગ્નિ સંસ્કારને માટે આવશ્યક તૈયારી કરવા લાગ્યા. પ્હો ફાટતાં સર્વ જણ તેના શબને કર્કટીમાં બાંધીને સ્મશાનભૂમિ તરફ પ્રયાણ કરવા લાગ્યા. માત્ર યમકુમારી અને દુર્મિલા ઉદ્યાનપ્રાસાદમાં રહ્યાં. સવાર થતાં ઉદ્યાનની આજુબાજુ નિવાસ કરતા અન્ય હિન્દુ કુટુંબોમાં ઉમાકાંતના અવસાનના સમાચાર પહોંચવાથી તેમાં નિવાસ કરતું સ્ત્રીમંડળ આવીને યમકુમારીના શોકભારને આશ્વાસનદાયક શબ્દોથી હલકો કરવા લાગ્યું, અને તેની શોકમયી અને દયાજનક અવદશા પ્રતિ સમભાવ અને અનુકંપા દર્શાવવા લાગ્યું. લગભગ આઠ વાગતાં ઉમાકાંતના શબને લઇને ગયેલો પુરૂષવર્ગ સ્મશાનભૂમિમાં પહોંચ્યો. મધ્યાન્હ સમય પૂર્વે અગ્નિસંસ્કારનું કાર્ય સમાપ્ત થવાથી સર્વ જણ સ્નાનાદિથી સ્વચ્છ થઇને પાછા ઉદ્યાનમાં આવ્યા, અને અનેક પ્રકારે શોક પ્રદર્શિત કરીને સર્વ મંડળ વિસર્જન થયું. માત્ર યમકુમારી વંદ્રાવનદાસ અને દુર્મિલા ત્રણ જણ રહ્યાં. વંદ્રાવનને

માટે હવે ઘણો ભાર આવી પડયો. પરંતુ તે સર્વ વહન કરવાને તે શક્તિવાન હતો એટલે પોતાને સોંપાએલું સર્વ કાર્ય તે યથાસ્થિત બજાવી શકયો. એક બાજુએ તે યમકુમારીના સર્વ કાર્યભારની દેખરેખ રાખતો અને બીજી બાજુએ પોતાની ઑફીસનું કામકાજ બરોબર કરતો. કવચિત યમકુમારી શોક-મગ્ન જણાતી તો તેને અનેક પ્રકારે સમજાવીને આક્રંદ ન કરવાની સલાહ આપતો. તેને લાગતું કે વૈધવ્ય પ્રાપ્ત થયું એટલે આ સંસારમાં બાળાઓનું જીવન વ્યર્થ વ્યતિત થાય છે યમકુમારીને માટે વૈધવ્યે સર્વ માર્ગ બંધ કર્યા. તેને ન રહી કોઇ પણ પ્રકારની તૃષ્ણા કે ન રહી કોઇ પણ પ્રકારની મનીષા. તેને માટે સંસાર અસાર થઇ પડયો. સંસાર માયાથી તે વિમુક્ત બની, ધન લાલસા, ઇન્દ્રિય સુખલાલસા, સંસાર સુખની લાલસા વિગેરે તેને માટે વિનષ્ટ થયું.

અરે! દુષ્ટ વૈધવ્ય! તું નવયુવાન બાળિકાઓનું જીવન કેવું છિન્ન ભિન્ન અને નિરૂપયોગિ બનાવી મુકે છે! સ્વપ્ન વશ પડેલા માણસને જેમ સવાર થઇ જાય અને સ્વપ્ન અપૂર્ણ રહી જાય તેમ આ નવયુવાન વિધવાઓએ સંસાર સુખનું સ્વપ્ન અનુભવ્યું હોય એમ થઇ જાય છે. તેઓની પતિ સંગે રહીને ઉચ્ચ જીવન વ્યતિત કરવાની સર્વ મન કામનાઓનું ઉન્મૂલન થઇ જાય છે. અને તેઓ પતિના અવસાનથી ભગ્ન-હૃદયા થઇને પોતાના પ્રાણ ત્યાગીને થોડા સમયમાં પતિ માર્ગાનુગામિની થાય છે. અને કેટલીક પોતાનું જીવન વ્યર્થ અને નિરૂપયોગિ ગાળવાને આ સંસારમાં રહી વધારે વિપત્તિ-ઓની ભોગ થઇ પડે છે. કેટલીક પોતાના અવશેષ જીવન પર્યંત બ્રહ્મચર્ય વૃતનું અખંડ પાલન કરતી જોવામાં આવે છે. કેટલીક સાધનહીન વિધવાઓ પોતાના મૃતપતિનો મિલ્કતનો દુરૂપયોગ કરીને પતિ સંગમાં જેટલાં સુખ લભ્ય હોય તેથી પણ વધુ સુખની ભોકતાઓ બને છે. વિધવા ધર્મનું યથાસ્થિત પાલન કરનારી ઘણી અલ્પ સંખ્યા છે. કેટલીક અનેક પ્રકારે પોતાના પતિની મિલ્કત પરોપકારમાં વ્યય કરી મૃત પતિનું

નામ અમર કરવાનું ધ્યેય સાધે છે. આવી રીતે વિધવાઓ અનેક પ્રકારે પોતાનું જીવન ઉપયોગિ અગર નિરૂપયોગિ રીતે વ્યતિત કરતી જોવામાં આવે છે. અરેરે! જે દેશમાં વિધવાઓની સંખ્યા વધારે હોય છે તે દેશનું ખરેખર મહા દુર્ભાગ્ય સમજવું. હિન્દુ સંસારમાં વિધવાઓની દશા શોકમય અને દયાજનક હોય છે. પતિ મરણ પછી તેને અનેક પ્રકારનાં દુષણોથી કલંકિત બનાવીને કોઇ પણ રીતે ગૃહ ત્યાગ કરવાની અને સ્વમહેનતથી અથવા પતિએ પોતાના જીવન કાળમાં સંચય કરેલા કાંઇ નજીવા ધન પર ગુજરાન ચલાવવાની ફરજ પાડવામાં આવે છે. કેટલેક સ્થળે તો પતિના અવસાન પછી જાણે તેના પતિના મરણથી તેનું કૌટુમ્બિક સંબંધ સુત્ર તે દિવસથી તુટયું હોય એમ તેની પાસેથી સર્વ મિલકત હરી લેવામાં આવે છે. તેના ઉતરાધિકારીઓ કાંઇ પણ વર્ષાસન આપ્યા સિવાય અથવા તેના ઉદર નિર્વાહને માટે કાંઇ પણ વ્યવસ્થા કર્યા સિવાય એક ગુલામડી પરણીને આણી હોય એવી રીતે તેની દુર્દશા કરીને તેને કાઢી મુકવામાં આવે છે. આમ વિધવાના હૃદયની હાય લેતાં અને તેની દુર્દશા કરતાં મોટા મોટા ધનલાલચુ શ્રીમંત કુટુંબોના અગ્રગણ્ય ગૃહસ્થો પણ અચકાતા નથી તો બિચારા ગરીબ અને નિર્ધન મનુષ્યોનું તો શું! છતાં કેટલાક ગરીબ કુટુંબીજનો લોકમર્યાદાને અનુસરીને તે બિચારી અનાથ વિધવાનું પાલન કરે છે. હિન્દુ બાળવિધવાઓનું ખરેખર મહદ્ દુર્ભાગ્યજ છે. અરેરે! આ મહાન અત્યાચારનો પર્યવસાન ક્યારે આવશે! લાખો અનાથ બાલિકાઓનો જીવન ઉત્કર્ષ ક્યારે થવા પામશે! દયાળુ પ્રભુ અમારા ભારત વર્ષની-અમારી માતૃભૂમિની-અનાથ બાળિકાઓની દયાજનક સ્થિતિ તરફ નજર કર, અને તેમને આવા અનેક પ્રકારના સંકટોમાંથી મુક્ત કરીને અથવા તેમની જીવન ગાળવાની પ્રણાલિકામાં આવશ્યક સુધારાનો માર્ગ તેમને સુઝાડીને હમારૂં શ્રેય કર.

ઉમાકાંતના અવસાન પછી પંદર દિવસ જેમ તેમ કરતાં પસાર થયા. યમકુમારીનો શોકભાર દિવસાનુદિવસ હલકો થતો

જતો હતો. છતાં પણ તેની માનસિક સંવેદના એવી ને એવી તિવ્ર હતી. તેના મગજમાંથી શોકરૂપી કીટનો નાશ થયો નહોતો. પોતાનું અવશેષ જીવન અન્ય વિધવાઓ પ્રમાણે નિરર્થક અને નિરૂપયોગિ વ્યતિત કરવું એ તેને મન મહાકાષ્ટદાયી લાગતું હતું. તેમ છતાં પણ પોતાનું જીવન ઉપયોગિ રીતે કેમ ગાળવું અથવા પોતાના સ્વાત્માર્પણથી જનસમાજનું શ્રેય થાય એવી રીતે કેમ ગાળવું એની તેને ઘણી ઓછી માહિતી હતી. પોતાના જીવનાવશેષનો પ્રશ્ન તેના મગજમાં હંમેશા ઘોળાયા કરતો હતો. તે કોઇ પણ નિશ્ચય પર આવી નહોતી. તે સમજતી હતી કે પતિના અવસાન પછી શોક કરવો એ નિરર્થક છે. બહીરાડંબર કરી શોક લાગણીનો સ્વાંગ ધારણ કરવો એ તેને ઘણું લજ્જાસ્પદ લાગતું.

શોક લાગણી પ્રદર્શિત કરવાની પ્રાચીન રૂઢીઓનું જે અંધ અનુસરણ આપણા જનસમાજમાં થાય છે તેની તે વિરોધી હતી સગાં સંબંધીને પોતાના કૌટુમ્બિકજનો અથવા મિત્રજનોના નિધનથી શોક થાય તે સ્વભાવિક છે. કિન્તુ ઓછા સંબંધવાળા સ્નેહીજનો આડંબરી રીતથી શોક લાગણી વ્યક્ત કરવામાં પોતાનો સંબંધ અથવા સ્નેહ દાખવે અને હૃદય ગ્લાનિરહીત હોય અને બહારથી મૂર્ખ અંધ શ્રદ્ધાળુ જનસમાજને બતાવવા કૃત્રિમ આક્રંદ કરીને નાટયભૂમિના પાત્રાનુસાર પોતાનો પાઠ ભજવે એવી રૂઢીઓ તેને પસંદ નહોતી આવો શોકભાવ ન બતાવવો એજ તેનો મત હતો.

પ્રથમ બેચાર દિવસ જ્યારે પોતાના પતિના અકાળ સ્વર્ગવાસનો ઘા તેના મગજ પર તાજો હતો ત્યારે તેની મનોવેદના અપરિચિત હતી. પણ વંદ્રાવનના આશ્વાસનદાયી શબ્દોથી તેની મનોવ્યથાનું પ્રાબલ્ય ઘણો વખત ટકતું નહિ. એક વખત સાયંકાળ પછી બંને બેઠાં બેઠાં ઉમાકાંતના અવસાન સંબંધે વાતચિત કરતાં હતાં ત્યારે યમકુમારી વધારે શોકમગ્ન થઇ ગઇ. વંદ્રાવન તેને હૃદયભાવ પામી ગયો. તેની મનોલાગણી યથાર્થ સમજી ગયો. અને યોગ્ય સમય જોઇને

તેણે પોતે ઘડી રાખેલી એક યોજના યમકુમારીને સમજાવવાનો વિચાર કર્યો. તેણે પ્રથમ તો તેના દુઃખી હૃદયનું શાંત્વન કરતાં કહ્યુઃ "બેન! આમ શોક કરી કરીને તમારૂં આયુષ્ય અલ્પકાલિન ન બનાવો. મરણ પ્રકૃતિજન્ય મનુષ્ય દેહનું એક આવશ્યક લક્ષણ છે. જીવન અને મરણ મનુષ્ય માત્ર કિંબહુના આ સૃષ્ટિમાં અનાદિકાળથી તે આજ સુધી જન્મેલા દરેક પ્રાણી માત્રને માટે સૃજાયલું છે. તમે સમજો છો કે મનુષ્યનો પ્રાણ અર્થાત ચૈતન્ય અમર અને અવિનાશી છે. માત્ર આ પંચભૂતનો ઘડાયલો દેહ, આ અસ્થિ માંસ અને રૂધીરનો બનેલો જડદેહ તેમાંથી ચૈતન્ય રૂપી શુક ઉડી જવાથી ગતિહીન થઇ જાય છે, અર્થાત મરણ પામે છે. મરણ દેહનુંજ થાય છે. મરણથી આત્માનો આ સ્થૂળ દેહ સાથે જોડાયલો સંબંધ તુટે છે. આત્માને બીજા દેહ સાથે સંલગ્ન કરીને પાછો આ ક્ષણભંગુર સંસારમાં તેના કૃત્યોનું ફળ ભોગવવાને પુનઃજન્મ ધારણ કરવો પડે છે. યમકુમારી તમારૂં લગ્ન દુનિઆની દૃષ્ટિએ આ મૃતદેહ સાથેજ હતું. ખરી સાધ્વીઓ પોતાનું લગ્ન આત્મા સાથેજ કરે છે. તેમને ઇન્દ્રિય સુખ લાલસા તૃપ્તિ અને અન્યસાયિક વૃત્તિઓ તુચ્છ ભાસે છે. આત્મલગ્નને દેહલગ્ન સાથે કાંઇ સંબંધ નથી. દેહલગ્ન સ્વાર્થમય છે, આત્મલગ્ન નિઃસ્વાર્થ પૂર્ણ છે. દેહલગ્ન સંસારિક સુખોપભોગને માટે છે, આત્મલગ્ન-આત્માની સદ્ગતિ કિંબહુનાં ઉન્નતિને માટે છે. સ્થૂળ દૃષ્ટિએ તમારો સ્થૂળ દેહ સાથેનો સંબંધ તૂટયો છે. પણ તમારો આત્મા સાથેનો સંબંધ તૂટયો નથી. તમારા સદ્કર્તવ્યોથી તમારા મૃત પતિનો આત્મા હમેશાં પ્રસન્ન રહેશે. તમે તેના આત્મા સાથે સંબંધ રાખો. તેના આત્મામાં તમારો આત્મા લીન કરીને પ્રસન્ન થાય એવાં કૃત્યો કરો. જુઓ વિધવાના ધર્મ કેટલા કઠણ છે. તેનું યથાર્થ પાલન કરવાથી મૃત પતિની સદ્ગતિ થાય છે. પતિને અણગમતું કાંઇ પણ કાર્ય કરવું નહિ એ સંબંધે માનવધર્મ નીતિના પ્રયોજક ભગવાન મનુએ કહ્યું છે કેઃ—

" आसीतमरणात्क्षा नियता ब्रह्मचारिणी
यो धर्म एक पत्निनां काङ्गन्ती तमन्स्तम् (१)

અર્થ:—એક પતિની સેવા કરનારી તથા વરદાન શાપદાન વિગેરે શકિત મેળવવાની ઇચ્છાવાળી પતિવૃતા સ્ત્રીએ વિધવા થયા પછી મનની કામનાને શાંત પાડવી, નિયમો પાળવા અને મરણ પર્યંત બ્રહ્મચર્ય વૃત પાળવું. (૧)

તમારા મૃત પતિના અમર આત્મા સાથે તમારા આત્માનું એકીકરણ કરીને તમે આત્માનંદ અનુભવશો તો તમારૂં મન આ સાંસારિક મૃગજળસમ તૃષ્ણાઓથી મુક્ત થશે. તમને વૃત્તિઓનો સંયમ પ્રાપ્ત કરવો સુગમ થશે. અને તમારા ઇન્દ્રિય નિગ્રહનો માર્ગ નિષ્કંટક અને સરળ થશે. વિધવાને માટે પાળવાના નિયમો વિષે ઉલ્લેખ કરતાં ઉપર્યુકત ભગવાન મનુ કહે છે કેઃ—

कामंतु क्षययेदेहं पुष्पमूलफलैः शुभैः
नतुनामापि गृह्णीयात्पत्यौ प्रेतेपरस्यतु (२)

અર્થ:—સારી પેઠે ખાવાનું પીવાનું હોય તો પણ વિધવા સ્ત્રીએ સત્વગુણી ફળફુલનો આહાર કરવો અને શરીરને ક્ષીણ કરવું તથા પતિના મરણ પછી વ્યભિચાર બુદ્ધિથી પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવું નહિ. (૨)

"આવા કઠણ નિયમોનું પાલન કરવું પ્રથમ તો નવવિધવાને ઘણું વિષમ કાર્ય લાગે પણ જો શ્રદ્ધા રાખીને વૃત્તિઓનો સંયમ કરીને તમે તેનું રીતિપુરસ્સર પાલન કરવાની ટેવ પાડશો તો તમને ઘણું સરળતા પૂર્ણ થઇ પડશે. માટે દૃઢ ચિત્તથી આ માર્ગનું અનુસરણ કરવાને તત્પર થઇને તમારી આત્મોન્નતિનો માર્ગ સાધો."

"ભાઈ તમારા આવા અમુલ્ય બોધ વચનો માટે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. ખરેખર તમે એક માતૃજાય ભ્રાતાની પેઠે તમારો ભ્રાતા ધર્મ બજાવીને મારા જેવી મંદ બુદ્ધિ અને અલ્પ શક્તિ ભગિનીનું શ્રેય કરવાનોજ માર્ગ બતાવ્યો છે. આ નિયમો પાળવાને હું મારા અંતઃકરણથી તૈયાર છું. મારો દૃઢ નિશ્ચય થયો છે અને તે નિશ્ચયને કોઇ પણ ડગાવી શકશે નહિ એવી મારી માન્યતા છે. પરંતુ ભાઇ, મારા નિરૂદ્યમી જીવનને શી રીતે ઉદ્યોગી બનાવવું તેને માટે તમે શું યોજના ઘડી છે તે જાણવાને હું ઘણી ઉત્સુક છું. માટે મને તે વિના સંકોચ જણાવી કૃતાર્થ કરો." યમકુમારીએ પોતાનો દૃઢ નિશ્ચય વ્યકત કરતાં અને નવી યોજના જાણવાની જીજ્ઞાસા પ્રદર્શિત કરતાં કહ્યું.

"બ્હેન, આજકાલ કેટલાં વર્ષ થયાં ભારત વર્ષની અવનતીનો કાળ શરૂ થયો છે. દરેક દિશામાંથી ભારત પર અવનતીનાં પ્રચંડ નભો આવીને તેના ઉન્નતિ માર્ગ આચ્છાદિત કરતાં જાય છે. આપણામાંનો લગભગ ૯૦-૯૫ ટકા જેટલો ભાગ નિરક્ષર છે. કેળવણીના અભાવને લીધે આપણી ઉન્નતિ આપણે કરી શકતા નથી. આમાં મુખ્યત્વે કરીને સ્ત્રી કેળવણીનું પ્રમાણ ઘણુંજ ઓછું અને તથી લજ્જાસ્પદ છે. એક હજાર સ્ત્રીઓએ માત્ર ૮-૯ સ્ત્રીઓજ શિક્ષિત જોવામાં આવે છે. સ્ત્રી કેળવણીની પરિસ્થિતિ જ્યારે આવી લજ્જાસ્પદ છે ત્યારે આપણા જનસમાજનો કે જેનું મુખ્ય અંગ સ્ત્રી છે તેનો ઉદ્ધાર અને તેની ઉન્નતિ અને તે સાથે દેશોદ્ધાર અને દેશોન્નતિ થવી કયાંથી શકય હોય. આપણો જનસમાજ અજ્ઞાનરૂપી તમાસથી ઘેરાઇ ગયેલો છે. તે અંધકારને ફેડવાની તેમનામાં શક્તિ નથી. કદાચ કેટલા શક્તિવાળા છે. સુશિક્ષિત છે. સંસ્કૃતિ પામેલા છે અને બુદ્ધિશાળી છે ત્યારે તેઓ પોતાના અજ્ઞાન ભ્રાતાઓને અંધકારમાંથી બહાર કાઢવાને અથવા તેમને અંધકારનો પ્રતિકાર કરવાને મદદ કરવાને તત્પરતા દાખવતા નથી. તેઓ પોતાના જ્ઞાનનો કિંચિદ્ અંશ પણ

પોતાના ભ્રાતાઓને આપવાની જોખમદારી ઉઠાવવાને તયાર નથી. કેટલાક જ્યારે આવા પ્રયત્નો આદરે છે ત્યારે તેમને દ્રવ્યની અને અનેક પ્રકારની સહાય આપવાને શ્રીમંતજનો અને કાર્યકુશળ વ્યક્તિઓ પોતાનાથી બનતું કરવામાં પછાત જણાય છે. આજકાલ સ્રી કેળવણીનો વિકાસ કરવાને ભારત વર્ષના સર્વ ખુણામાંથી પોકાર થાય છે. કેટલેક સ્થળે સ્રી કેળવણીને ખીલવવા માટે અનેક માર્ગો હસ્તગત કરવામાં આવ્યા છે. સ્રી કેળવણીના પ્રકરણમાં આપણા ગુજરાત જેટલો પછાત પ્રાંત ભારત વર્ષમાં ભાગ્યેજ હશે. આપણા કેટલાક નિર્ધન કુટુંબોમાં બાલિકાઓ કાંઇ ભણેલી હોય છે ત્યારે સાધનના અભાવે કાંઇ કરી શકિત નથી. આપણી શ્રીમંત બ્હેનો જ્યારે સાધન સંપન્ન હોય છે ત્યારે તેઓ આળસુ પ્રમાદિ અને નિરૂદ્યમી જીવન ગાળવામાં અને અનેક પ્રકારના સુખભોગમાં પોતાનું શ્રેય સમજે છે. આમાં કેટલેક અંશે ગૃહસ્થિતિઓને સમયનો પણ સંકોચ હોય છે. તેઓ તૃષ્ણાથી મુક્ત નથી, માટે તૃષ્ણાઓની સિદ્ધિને અર્થે તેમના ઘણા વખતનો વ્યય થાય છે. આપણી કેટલીક ગર્ભશ્રીમંત ભગિનીઓ જો આ સ્રી કેળવણીના વિકાસનું કાર્ય હસ્તગત કરે તો તેમને પૂરતો અવકાશ હોવાથી અને સાધનોની મદદ હોવાથી તેઓ સ્હેલાઇથી કરી શકે એમ છે. સુભાગ્યે કેટલી ગુર્જર ભગિનીઓએ આ વિષય પર પોતાનું લક્ષ દોડાવ્યું છે અને પોતાના અમુલ્ય વખતોના ભોગે પણ સ્રી કેળવણીનો વિસ્તાર કરવામાં ખુશીથી પોતાનો ફાળો આપે છે. પરંતુ આ સર્વના કરતાં કોઇ શ્રીમંત ઉચ્ચ સંસ્કારી વિધવા આગળ પડતો ભાગ લઇને આ કાર્યમાં પોતાનું જીવન વ્યતિત કરવાને તૈયાર થાય તો ગુજરાતને જેટલો લાભ થાય તેટલો અન્ય માર્ગથી થવા સંભવ નથી. વિધવાઓ તૃષ્ણારહીત, અપ્રમાદિ, સાદું જીવન ગાળનારી અને જનસમાજના અને મુખ્યત્વે કરીને પોતાની ભગિનીઓના ઉત્કર્ષને માટે સ્વાત્માર્પણ કરે એવી વૃત્તિઓવાળી જોઇએ. આ સર્વ વિવેચન કર્યા પછી

જે મુખ્ય મુદ્દો મારે તમને જણાવવાનો છે તે એ છે કે તમે શ્રીમંત છો. તમે વૈધવ્ય ધર્મના નિયમોનું પાલન કરવાનો દઢ નિશ્ચય કર્યો છે. તમે સુશિક્ષિત છે. એટલે હમેશાં અભ્યાસ ચાલુ રાખવાથી તમારા જ્ઞાનમાં વૃદ્ધિ કરવાને શક્તિમાન છો. આ સિવાય તમને અનેક પ્રકારની મદદ પણ આવી મળે તેમ છે, તો મારી મતાનુસાર તમે આ સ્ત્રી કેળવણી વિકાસના ધ્યેયની સિદ્ધિ માટે તમારૂં જીવન ગાળો તો તમારા જીવનાવશેષનું સાર્થક્ય થશે, અને સાથે જનસમાજનું અને મુખ્યત્વે કરીને ગુર્જર ભગિનીઓનું શ્રેય સંધાશે. તેમની જીવનોન્નતિના માર્ગમાં પ્રવૃત થવાથી તમારો પતિ મરણનો શોક અને વૈધવ્ય વિપત્તિનો ભાર ઓછો થશે, અને વળી તમારૂં જીવન સાફલ્ય થશે. તમે આ કાર્ય હાથ ધરવાને તૈયાર થાવ એજ મારી યોજના છે. આજે ને આજે આ કાર્યની શરૂઆત કરવાની નથી. તમને હજુ ઘણો સમય છે. તમે વિચાર કરો. મારી યોજનાની મહત્તા વિષે તમારા હૃદયમાં કાંઇ શંકા ઉદ્ભવે તો તેનો સત્વર ખુલાસો કરવાને હું તૈયાર છું. બ્હેન! આ કાર્ય પ્રત્યે મારી પૂર્ણ સહાનુભૂતિ છે. તમને યથાશક્તિ મદદ કરવાને અને બને તેટલો આત્મભોગ આપવાને હું તૈયાર છું. શાંતચિત્તે તમે વિચાર કરજો; અને પછી તમારો શો નિર્ણય થાય છે તે મને જણાવજો." વંદ્રાવને પોતાની યોજનાને સંપૂર્ણ વિસ્તારથી વ્યક્ત કરતાં કહ્યું.

ઉપર્યુક્ત ભાષણદ્વારા જ્યારે વંદ્રાવનદાસ પોતાની યોજના યમકુમારીને સમજાવતો હતો અને તદનુસાર કાર્ય હસ્તગત કરવાની પ્રેરણા કરતો હતો ત્યારે તેનો એક એક અક્ષર ઘણા ઉત્સાહથી અને એકાગ્ર હૃદયથી તે સાંભળતી હતી. સ્ત્રી કેળવણીની પરિસ્થિતિનો સંક્ષિપ્ત પણ મર્મસુચક વૃતાંત શ્રવણ કરીને તેના હૃદયાંતરમાં એક અદ્ભૂત શક્તિ પ્રેરણા કરતી હોય અને તેથી હૃદય આનંદથી ઉભરાઇ જતું હોય અને હૃદયાનંદનું પ્રતિબિંબ મુખ પર દૃશ્યમાન થઇને હૃદયમાં પ્રવર્તતા ભાવોનું દર્શન કરાવતું હોય એમ તેના મુખ પર

અનેક વાર આ ભાષણ દરમ્યાન ભિન્ન ભિન્ન ભાવોની છાયા ક્ષણમાં જણાતી અને ક્ષણમાં અદ્રશ્ય થતી હતી. આ ભાવ પરિવર્તન વંદ્રાવન બરોબર જોઇ શકયો હતો. પોતાના બોધની તેના મન પર કેવી અસર થાય છે તેનું માપ તે કાઢી શકયો હતો. વંદ્રાવને પોતાની યોજનાને વ્યકત કરવાનું કાર્ય સમાપ્ત કર્યા પછી થોડી વાર સુધી બંને મુગ્ધદશામાં વારંવાર એક બીજાના મુખ સામુ જોતાં બેસી રહ્યાં. યમકુમારી વિચાર કરતી હતી કે "આ યોજનાને માટે શું કરવું. વંદ્રાવનને શું પ્રત્યુત્તર આપવો." યોજનાની મહત્તા અને ઉપયોગિતા તે યથાર્થ સમજી શકી હતી. છતાં પણ આવા ગંભીર અને સકળ જીવનનાવશેષને સમર્પણ કરવાના પ્રશ્નનો ખુલાસો માત્ર અલ્પ સમયના વિચારથી આપવો તેને યોગ્ય લાગ્યું નહિ. તે વિષય પરત્વે વધારે સમય પર્યંત વિચાર કરવાની અને પોતાનું સર્વ જીવન વિના સંકોચ અર્પણ કરવાની તેનામાં શકિત છે કે કેમ તે સંબંધે નિશ્ચય કરવાની તેને આવશ્યકતા જણાઇ. તેથી તેણે થોડા સમય સુધી મૌન ધારણ કરીને અંતે પ્રત્યુત્તર આપ્યો.

"ભાઇ, તમારૂં કથન મેં ઘણા રસથી અને એકાગ્ર ચિતથી સાંભળ્યું છે. સ્ત્રી કેળવણીની આવી દયાજનક સ્થિતિનો વૃતાંત શ્રવણ કરીને કઇ દેશપ્રેમી ભારત તનયાનું મન શોકથી નહિ દ્રવી જાય! ખરેખર! જ્યાં સ્ત્રી સમાજ અશિક્ષિત અને અજ્ઞાનરૂપી દુર્ભેદ્ય અંધકારના આવરણથી છવાઇ ગયેલો હોય છે ત્યાં ઉન્નતિની આશા રાખવી આકાશકુસુમવત્ છે. હું વિધવા હોઇને મારૂં જીવનાવશેષ આ કાર્યમાં અર્પણ કરી શકું અને તેમાં વિના સંકોચ ભાગ લઇ શકું અથવા એક વિધવા આશ્રમ અથવા મહિલા મંડળની સ્થાપના કરીને ગુર્જર ભગિનીઓનો જીવનોદ્ધાર અને આપણી જનસમાજની ઉન્નતિ કરી શકું એ તમારી માન્યતા વાસ્તવિક છે. વિશેષમાં તમારા જેવા ભ્રાતા રત્નની મને આ કાર્યમાં પૂર્ણ સહાનુભૂતિ છે એ પણ ઓછા મહત્વની બાબત નથી. તે સર્વ યોજનાને

કેમ અમલમાં મુકવી અને એવી કોઇ સંસ્થાનું સ્થાપન કરવાને આવશ્યક મદદ શી રીતે મેળવવી એનો આપણે વિચાર કરવો પ્રથમ જરૂરનો છે. કિન્તુ આ પ્રશ્નનો વિગતવાર ખુલાસો તથા તમારી યોજનાને માટે મારો શો અભિપ્રાય છે તે જણાવવા પૂર્વે મને તત્સંબંધે વિચાર કરવાની જરૂર જણાય છે. માટે બેચાર દિવસ પછી આ પ્રશ્ન વિષે આપણે પુનઃ વિચાર કરીશું. મારૂં હૃદય મને આ કાર્ય હસ્તગત કરવાની અને સાથે આત્મોન્નતિ તેમજ મારી ગુર્જર ભગિનીઓની ઉન્નતિનો માર્ગ સ્વીકારવાની સલાહ આપે છે. પરંતુ હૃદય કેટલીક વખત જેટલી ત્વરાથી એક નિશ્ચય પર આવે છે. તેટલીજ ત્વરાથી પુનઃ તે નિશ્ચયથી ડગી જાય છે. ચંચળ હૃદયના ક્ષણિક વિચારથી પ્રેરાઇને કાર્ય કરવું એ પ્રજ્ઞજનોનું લક્ષણ નથી. અધીરા હૃદયના ઉતાવળીઆ વિચારો અને નિશ્ચયો મનુષ્યને ઘણીવાર શોકની ગહનગતિમાં ગબડાવી દે છે. માટે આ વિષયનો નિર્ણય હાલ મુલ્તવી રાખી આપણે પુનઃ વિચાર કરીશું." યમકુમારીએ પોતાનું મતદર્શન કરાવતાં કહ્યું.

રાત્રિનો ઘણો સમય થઇ ગયો હોવાથી વંદ્રાવને આ ચર્ચાની આટલેથીજ સમાપ્તિ કરતાં યમકુમારીના અભિપ્રાયને અનુમતિ આપી. બેચાર દિવસ પછી પુનઃ ચર્ચા કરવાની કહીને ઉઠીને પોતાના શયનમંદિરમાં ગયો. યમકુમારી પણ આ યોજના પર વિચાર કરતી કરતી પોતાના શયનગૃહમાં ગઇ અને પતિ મરણ પછી તેને પ્રિય થઇ પડેલી ભૂમિ પર બિછાવેલી તૃણ શય્યામાં શયન કર્યું અને ક્ષણ માત્રમાં નિદ્રાવશ થઇ.



## પ્રકરણ ૨૦ મું.



### યોજનાનો સ્વીકાર અને તેની સિદ્ધિ.

અનાદિકાળ પૂર્વે સૃષ્ટિ સૃજન થયું ત્યારથી દિવસ અને રાત્રિની અનેક પરંપરાઓ વ્યતિત થઇ ગઇ છે. તે પરંપરાઓની ગણના કરવી એ મનુષ્ય જ્ઞાનની મર્યાદા બહાર છે. અનેક દિવસો અને રાત્રિઓ પશ્ચિમના કાળમુખા વિકાળ અને સર્વભક્ષી સમુદ્રના વિસ્તૃત અને સર્વગ્રાહ્ય ઉદરમાં લય પામ્યાં છે. માનજીવનકાળનું માપ વર્ષોથી કઢાય છે. તેની ગણના વર્ષોના વહનથી થાય છે. છતાં પણ પ્રત્યેક મનુષ્યને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય અને અનેક વર્ષો વહી જાય છતાં પણ પોતાનો પૂર્વજીવનકાળ જાણે ક્ષણમાં વ્યતિત થયો હોય એમ લાગે છે. યુવાન માણસને પોતાની બાલ્યાવસ્થાનું પ્રભાત જાણે એક નિમેષ પૂર્વે પસાર થઇ ગયું હોય અને વૃદ્ધજનોને પોતાની યુવાવસ્થાનો કાળ જાણે ગઇ કાલેજ વહી ગયો હોય એમ લાગે છે. જીવનકાળ આખો વ્યતિત થઇ જાય છે તો પણ મુઢમતિ, અનેક પ્રકારના સુખોમાંથી રચીપચી રહેલા અને અનેક દુઃખોની પરંપરાઓના ભારથી દબાઇ ગયેલા મનુષ્યને તે ક્ષણસમાન ભાસે છે તો યમકુમારીને ચાર દિવસનો સમય ક્યાં વ્યતિત થઇ ગયો એની ખબર ન પડે એ સર્વથા સંભવિત અને માનનીય છે.

ગત પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને ચાર દિવસ થઇ ગયા. આ સમય દરમ્યાન યમકુમારીએ વંદ્રાવનની રજુ કરેલી યોજનાનો પૂર્ણ વિચાર કર્યો હતો. તેને લાગ્યું કે મારૂં વિધવાજીવનાવશેષ વૃથા અને પ્રમાદિ રીતે ગાળીને નિરૂદ્યમી બનાવવું અને તેનું કાંઇ સાર્થક્ય ન કરવું એ કરતાં આવા પરોપકાર, જનકલ્યાણ અને દેશકલ્યાણના માર્ગમાં વ્યતિત કરવું એ

વધારે લાભપ્રદ અને શ્રેયસ્કર છે/ તે સમજી શકી હતી કે પોતાના આત્મસમર્પણથી જેટલી હાની થાય તેથી લાભ થવાનો સંભવ વિશેષ છે. હાની માત્ર એટલીજ અને તે પણ સાંસારિક ક્ષુદ્ર દૃષ્ટિએ જોતાં, થાય કે તેને અનેક પ્રકારનાં શ્રીમંતાઇજન્ય સાંસારિક અને ક્ષુલ્લક સુખોપભોગ ભોગવવાનો લાભ ઉપલબ્ધ થાય તેને તિલાંજલી આપવી પડે. સ્વાર્થ-પરાયણતાનો ત્યાગ કરવો પડે અને જનસમાજની સેવિકા તરીકે કાર્ય કરીને આત્મગૌરવ અને સ્વમાનની લાગણીનો ઉચ્છેદ કરવો પડે. કિન્તુ આ સર્વ અલાભોના પ્રમાણની લાભના પ્રમાણ સાથે તુલના કરતાં તેને આત્મસમર્પણની થવાના લાભોની મહત્તા વધારે જણાઇ. આવા અનેક દૃષ્ટિબિંદુઓથી વિચાર કરીને યમકુમારી એક નિશ્ચય પર આવી અને તે નિશ્ચય એજ કે સ્વદેશને ખાતર, પોતાની ભગિનીઓની આત્મોન્નતિને અર્થે, પોતાની ગુર્જર બ્હેનોની કેળવણીને અર્થે અને સાથે સાથે જનકલ્યાણ અને દેશકલ્યાણની સિધ્ધિનેઅર્થે પોતાનું જીવનાવશેષ વ્યતિત કરવું એજ હતો. આ તેનો દૃઢ નિશ્ચય હતો. અનેક ભિન્ન વિચારોના સામર્થ્યના પરાભવથી આ નિશ્ચય હિમાલય સમાન અચળ અને અડગ થયો હતો. તે કૃત નિશ્ચય થઇ હતી, અને આ નિશ્ચય પ્રાણાંતે પણ અમલમાં મુકવાની તત્પરતા અને તેમાં અચળ રહેવાનું ધૈર્ય તેનામાં આવ્યાં હતાં.

ચાર દિવસ થઇ ગયા. ચોથી રાત્રિએ પુનઃ યમકુમારી અને વંદ્રાવનદાસ પ્રધાનખંડમાં ભેગાં થયાં. યમકુમારીને પોતાની સન્મુખ જોઇને અને પોતાની યોજનાના નિર્ણયાત્મક પ્રત્યુત્તરના દિવસનું સ્મરણ થઇ આવવાથી તેણે તેને પુછયું.

"યમકુમારી બ્હેન, હું ધારૂં છું કે મારી યોજનાનો તમે પુરેપુરો વિચાર કર્યો હશે અને કાંઇ નિશ્ચય પણ કર્યો હશે. જો મારી ધારણા સત્ય હોય તો તમે શું નિર્ણય પર આવ્યાં તે જાણવાને મારૂં અધીરૂં હૃદય ઘણું આતુર છે. જો

કે મારું હૃદય મને સાક્ષી આપે છે કે મારી યોજના તમને પૂર્ણ રીતે અનુકૂળ લાગી હશે, અને તેથી તમે તદનુસાર કાર્ય હસ્તગત કરવાનું સ્વીકારશો. છતાં પણ તમારા સ્વમુખે તમારો અભિપ્રાય અને નિર્ણય જાણવાની મારી જીજ્ઞાસા છે."

"ભાઇ, તમારી યોજના પર મેં પૂર્ણ વિચાર કર્યો છે. અને તમારી ધારણાનુસાર મેં આત્મસમર્પણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો છે. સ્ત્રી કેળવણીના વિકાસના કાર્યને મારે હસ્તગત કરવું અને જ્યાં સુધી આ પ્રાણ ટકી રહે ત્યાં સુધી તેજ મહાન કાર્યમાં પ્રવૃત રહીને સ્ત્રી કેળવણીનો વિકાસ કરવો. ગુર્જર ભગિનીઓ પર છવાઇ ગયેલા અજ્ઞાનરૂપી દુર્ભેદ અંધકારના આવરણને ફેડવું અને પ્રત્યેક ગૃહમાં શિક્ષિત-ગૃહીણી નિવાસ કરે એવી રીતે આપણા જનસમાજમાં સ્ત્રી કેળવણીનાં બીજ વાવવાં. આ કાર્યમાં રસ લેનારા પુરૂષો અને સ્ત્રીઓ અનેક મળી આવશે અને તેઓ પણ મારી માફક સ્વાત્મર્પણ કરીને સમાજોન્નતિમાં પોતાનો ફાળો આપવાની તત્પરતા અને ઇચ્છા બતાવશે. પરંતુ આ યોજના શી રીતે અમલમાં મુકવી? નાણાં વિષયક અને અન્ય મદદ મેળવવાને માટે શું શું પગલાં ભરવાં એ સર્વને માટે તમે વિચાર કર્યો છે કે નહિ?" યમકુમારીએ પોતાનો મત દર્શાવતાં તે વિષય પર હવે પૂર્ણ ચર્ચા કરીને ખુલાસો મેળવવાના ઉદ્દેશથી કહ્યું.

"વાહ! યમકુમારી, તમને જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે. તમારા જેવા વિચારનાં સ્ત્રી પુરૂષો જ્યારે આવા જનકલ્યાણ અને દેશકલ્યાણના કાર્યમાં સ્વેચ્છાથી અને આંતરોર્મિથી ભાગ લેવાને હિન્દના પ્રત્યેક પ્રાંતમાં તત્પર થશે ત્યારે આપણી દેશોન્નતિ અને સમાજોન્નતિનો પ્રશ્ન જે હાલ વિકટ ભાસે છે તેનું સહેલાઇથી અને સરળતાથી નિવારણ કરી શકશે. આવાં રત્નો જ્યારે આપણી પવિત્ર ભારત ભૂમિમાં નિપજશે ત્યારે જે જે વિષયો અત્યારે આપણને દુ:સાધ્ય ભાસે છે તે સહેલાઇથી સાધ્ય કરી શકાશે. પ્રભુ કાળે કરીને દુર્દૈવના

લોહશ્રંખલાથી બધ્ધ થયેલા આપણા ભારત વર્ષના ઉધ્ધારને માટે તમારા જેવાં દેવદુતસમ લાખો સ્ત્રી પુરૂષોને ઉત્પન્ન કરો અને મુખ્યત્વે કરીને આપણી વિધવા ભગિનીઓ જે પોતાનું જીવન નિરૂદ્યમી અને નિરૂપયોગિ ગાળે છે તેઓ કેળવણીરૂપી મધુનું પ્રાશન કરીને દેશોન્નતિના કાર્યમાં પ્રવૃત થાય એવી મારી પ્રાર્થના છે." આટલું હૃદયાવેશ પ્રેરિત ભાષણ કરીને વંદ્રાવન થોડો સમય વિશ્રામ લઇને પુનઃ બોલાવા લાગ્યો.

"બ્હેન! નાણાંવિષયક મદદ તમને મેળવી આપવાની સર્વ યોજના કરવી અને કેવી રીતે અને કેવી ત્વરાથી કાર્ય કરવું એ સર્વ હવે કઠણ નથી. કઠણમાં કઠણ જે બાબત હતી તેનો તમે સ્વીકાર કર્યો છે. તેથી હમારૂં હૃદય આજે હર્ષોર્મિથી રેલાઇ જાય છે. મારા જીવનની અંતિમ ઇચ્છા અને ધ્યેયની સાર્થકતા થશે એનું કિંચિદ્ અંશે સ્વપ્નદર્શન આજે મને થયું છે. પ્રભુકૃપાથી આપણા સ્વપ્નની સિધ્ધિ થશે એવી મારી નિઃશંક ખાતરી છે. હવે નાણા વિષયક મદદને માટે મારો એવો વિચાર છે કે રંગુનમાંથી આ કાર્યને બને તેટલું ફંડ એકઠું કરવું. પ્રથમ તો આપણે આ ઉદ્દેશ અને સંસ્થાની સ્થાપના કરવાનો નિશ્ચય આપણા પાળક પિતાસમ અને ઉદાર વૃત્તિવાળા શેઠ કરમાલીને વિદિત કરીશ અને મારી મનોદેવતા સાક્ષી આપે છે કે તેમના હાથે પ્રથમ આ ફંડની શરૂઆત કરવાથી અત્રેના અન્ય હિન્દુ અને મુસલમીન વ્યાપારીઓ પોતાની શક્તિ અનુસાર તેમાં નાણાં ભરીને આપણા કાર્યપ્રતિ સહાનુભૂતિ દર્શાવશે. શેઠ ઘણા માયાળુ અને ઉદારચિત્ત છે. તદુપરાંત તેઓ કેળવણીને ઉત્તેજન આપનારા છે. તેમની ભલામણથી આપણા આ કાર્યને વધારે સારી મદદ મળશે એવી મારી ધારણા છે. આવતી કાલે આ વિષય સંબંધે શેઠના કાને વાત નાંખવાનો મારો વિચાર છે. જોઉં છું તેમનો શો અભિપ્રાય છે. તેમના તરફથી પ્રથમ સહાનુભૂતિ મળવા પર આપણા કાર્યનો મુખ્ય આધાર રહેલો છે. પ્રભુની ઇચ્છા હશે તો તે ઉદારચિત્ત દાનવીર અને મમતાળુ

વ્યક્તિના હૃદય પર આપણી વિજ્ઞપ્તિ સચોટ અસર કરશે અને સર્વ સારાં વાનાં થશે એ નિર્વિવાદ છે." વંદ્રાવને નાણું સંબંધી શી યોજના કરવી તે વિષે યમકુમારીને સર્વ માહિતી આપતાં જણાવ્યું.

"ખરેખર! વંદ્રાવનભાઈ તમારો પ્રયાસ અને યોજના સ્તુત્ય છે. શેઠ કરમાલી આપણને જરૂર પોતાનો આશ્રય આપશે અને તેમની કૃપાથી આપણા પ્રયાસમાં ફતેહમંદ નીવડીશું એવી મારી માન્યતા છે. આપણે પ્રયાસ કરવો. પ્રયાસ કરીશું અને દૈવસાનુકુળ હશે તો આપણને અન્ય સ્થળોએથી પણ મદદ મળી આવશે. "હિમ્મતે મરદા તો મદદે ખુદા" એ ઉક્તિ સત્ય છે. માટે આપણે ઉભયે અંતઃકરણપૂર્વક પ્રયાસ કરવો." યમકુમારીએ પોતાનું મતદર્શન કરાવતાં કહ્યું.

આ પ્રમાણે સર્વ યોજના ઘડાઈ ગયા પછી વંદ્રાવને શયનગૃહમાં જવાની તૈયારી કરી, પણ યમકુમારીએ તેને કાંઈ પુછવાની મરજી બતાવવાથી પુનઃ બેઠો. યમકુમારીએ કહ્યું.

"તમારા ભાઈનું અવસાન થયાને હજુ પુરો એક માસ પણ વ્યતિત થયો નથી અને આટલા ટુંકે સમયમાં કુલીન વિધવાએ મર્યાદાનો ત્યાગ કરીને બહાર નીકળવું એ હિન્દુ જનસમાજમાં અનાદિ કાળથી પ્રચલિત રૂઢીથી વિરૂધ્ધ છે, માટે મારો એવો મત છે કે છ માસ જેટલો સમય આપણી સામાજીક રૂઢીનું પાલન કરીને મારે ગૃહવાસિનીજ રહેવું વાસ્તવિક છે. સુધારાના અનુયાયીઓ ભલે આથી ઉલટો મત ધરાવતા હોય, કિન્તુ મારી માન્યતા અનુસારનો આપણા રૂઢી બંધનમાં ઘણું સત્ય સમાયલું છે. તમે છ માસ દરમ્યાન નાણાંની સારી રકમ એકત્ર કરવાને શક્તિમાન થશો. વળી આ છ માસનો સમય પણ વ્યર્થ વ્યતિત કરવાનો મારો ઉદ્દેશ નથી. આટલા લાંબા સમયનો ઉપયોગ કરીને મારે થોડુંક સંસ્કૃત, ઉચ્ચ ગુજરાતી ભાષા જ્ઞાન વિગેરે સંપાદન કરવાનો ઇરાદો છે. હું ગુજરાતી ભાષા પર સારો કાબુ મેળ-

થવા શક્તિવાન થાઉં તો આસ જ્ઞાનનો ઉત્તમ લાભ મારી ભગિનીઓને આપી શકું. આ સિવાય આપણા સાહિત્ય ભંડારમાં પ્રધાનરૂપે આધારભૂત ગણાતાં પુસ્તકોનું અધ્યયન કરવાનો વિચાર છે અને તે વિષયમાં ઉચ્ચ જ્ઞાનનો લાભ લેવાની મને જરૂર પડશે. તમે પુરસદના વખતે મને જે કાંઇ કઠણ અને સ્વબુદ્ધિથી દુર્ગ્રાહ્ય હોય તે સમજાવશો તો મારા જ્ઞાનમાં આટલા સમયમાં અભિવૃદ્ધિ થશે. શાળામાં અને આશ્રમમાં મારાથી સારૂં કામ કરી શકાશે આ સિવાય કેટલુંક ધર્મ વિષયક, ગૃહકાર્ય અને ગૃહીણીને ઉપયોગી થઇ પડે એવા વિષયોના સાહિત્યનો અભ્યાસ કરવાની મને આવશ્યકતા લાગે છે."

"યમકુમારી, તમારા આવા વિચારો ખરેખર તમને તમારા કાર્યમાં ફતેહ મેળવવાને વધારે સહાનુભૂત થઇ પડશે. શિક્ષક અથવા શિક્ષિકાએ અમુક પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કર્યું એટલે તેમને વધારે જ્ઞાન મેળવવાની આવશ્યકતા નથી એ માન્યતા ઘણી ભ્રમમૂલક છે. શિક્ષક અને શિક્ષિકા જેઓને પોતાના શિષ્ય અને શિષ્યાઓને ઉચ્ચ પ્રકારના જ્ઞાનથી વિભૂષિત કરવાનો અભિલાષ હોય છે તેમણે પોતાનું શિક્ષક અથવા શિક્ષિકા તરીકેનું જીવન પણ એક અવિશ્રાંત અભ્યાસક પ્રમાણે ગાળવું જોઇએ. આવું થાય તોજ વિદ્યાર્થી અથવા વિદ્યાર્થીનિઓને ઉચ્ચ જ્ઞાનથી વિભૂષિત કરી શકાય. પ્રમાદિ બનીને પોતાની વિદ્યાર્થીજીવનમાં સંપાદન કરેલા જ્ઞાન પર જે શિક્ષક અથવા શિક્ષિકાઓ આધાર રાખે છે અને વિષયોનું છેલ્લામાં છેલ્લી શોધખોળનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં મંદબુદ્ધિ દાખવે છે તેઓ પોતાના શિષ્યોને વધારે સારી અને ઉચ્ચ કેળવણી આપી શકતા નથી. માટે એનો આવશ્યક છે કે પ્રત્યેક ઉચ્ચાભિલાષી શિક્ષક અથવા શિક્ષિકાની માફક તમારે જેમ બને તેમ ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવાનો અભિલાષ રાખવો. તમારા ઉચ્ચ જ્ઞાનથી આપણી ભગિનીઓને તમે સારૂં શિક્ષણ આપવાને શક્તિવાન થશો. તમારો ઉચ્ચ વિચાર અને એક વિદ્યાર્થીની માફક

અભ્યાસ કરવાનો નિશ્ચય ખરેખર પ્રશંસનીય છે." વંદ્રાવને તેના વિચારની પ્રશંસા કરતાં અને તેને અભ્યાસના કાર્યમાં વધારે ઉત્સાહી બનાવવાના ઉદ્દેશથી કહ્યું.

ઉપર્યુક્ત ભાષણની પૂર્ણાહુતી થતાં બંને પોતપોતાના શયનગૃહમાં ગયાં અને અનેક પ્રકારની વિચાર તરંગમાળામાં મગ્ન થતાં આખરે નિદ્રાદેવીના શાંતિદાયી અંકમાં ઝોકાયાં. બહાર નિશાદેવીનું નિઃશબ્દતાનું સામ્રાજ્ય પ્રસરેલું હતું.

અભંગ નિદ્રાઉપભોગમાં રાત્રિનો સમયાવશેષ તેમણે વ્યતિત કર્યો. પ્રાતઃકાળે યમકુમારી ઉઠીને ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. વંદ્રાવન પણ ઉઠીને નિત્યકર્મથી પરવારીને મધ્યાન્હ ભોજન લઇ પોતાના હમેશના ક્રમાનુસાર ઓફીસમાં ગયો. તે વખતે શેઠ કરમાલી આવેલા હતા. શેઠ હમેશાં વંદ્રાવનને આવતાં વારજ કુશળ સમાચાર પુછતા હતા તે નિયમાનુસાર આજે પણ થયું. શેઠ ઘણી વખત ઉમાકાંતના અકાળ મૃત્યુ માટે પોતાની શોક લાગણી પ્રદર્શિત કરતા અને પોતાના તરફથી વિધવા યમકુમારીને ઘટતું આશ્વાસન આપવાનું વંદ્રાવનને કહેતા. આ ઉપરાંત તેમણે યમકુમારીની આવી શોકભરી હાલતમાં પોતાનો ઉદર નિર્વાહ ચલાવવાને માટે અમુક માસિક રકમ આપવાની વ્યવસ્થા કરી હતી. વંદ્રાવન હમેશાં જે સર્વ બાબત ઓફીસમાં બનતી તે આવીને યમકુમારીને જણાવતો. યમકુમારી પોતાના પિતૃતુલ્ય શેઠ કરમાલીના મમતાળુ સ્વભાવ, ઉદારતા અને સહૃદયતાની મુક્ત કંઠે પ્રશંસા કરતી. વંદ્રાવન પાછો આ સર્વ પ્રશંસા વચનો શેઠને કહી સંભળાવતો અને તેથી શેઠની યમકુમારી પ્રત્યે ઘણી કૃપાદૃષ્ટિ થઇ હતી.

વંદ્રાવન ઓફીસમાં આવીને થોડા સમયમાં જરૂરીઆતના અને ત્વરાથી ખલાસ કરવાના કામોથી પરવારીને શેઠની પાસે ગયો. અને તેમના સ્વભાવના વલણની બારીક ચિકિત્સા કરીને ધીમે ધીમે યમકુમારીના ભાવી નિશ્ચયની વાત ઉકેલવા માંડી.

વંદ્રાવને યમકુમારી સાથે ચર્ચાયેલી સર્વ વિગતો કહી સંભ-
ળાવી અને છેવટે તેનો અંતિમ નિશ્ચય શું છે તે પણ તેમને
જણાવી દીધું. પ્રથમનો શેઠ સર્વ વૃતાંત સ્થિરચિત્તે શ્રવણ
કર્યો. જે વખતે વંદ્રાવન તેમને સર્વ અહેવાલ વિદિત કરતો
હતો ત્યારે ઘણીક વખતે વૃતાંત વર્ણનનો પ્રસંગ ચાલતો હોય
તે વખતે તેમના મુખ પર સ્મિત સ્ફુરી આવતું. વંદ્રાવન
આ સર્વ ભાવ બારીકાઇથી વિલોકતો હતો. શેઠનું હૃદય યમ-
કુમારીના નિશ્ચયથી પ્રસન્ન થયું છે અને તેમની આ કાર્ય
પરત્વે સહાનુભૂતિ પ્રાપ્ત થશે એવું સહેજ અનુમાન વંદ્રાવન
તેમની સ્મિતવિલસિત મુખમુદ્રાથી કરી શકયો હતો. વંદ્રા-
વનનું સર્વ કથન શ્રવણ કરી લઇને શેઠે યમકુમારીના આત્મ
સમર્પણને માટે ઘણી ધન્યવાદની લાગણીઓ દર્શાવી અને
તેના કાર્યમાં બનતી મદદ મેળવી આપવાને તત્પરતા બતાવી.
સ્ત્રી કેળવણીના વિકાસાર્થે એકત્ર કરવાના ફંડમાં તેમણે
પોતાની પેઢી તરફથી રૂપીઆ દશ હજારની મોટી રકમ ભરી
અને પાછળથી પોતાની અંગત મદદ તરીકે રૂપીઆ પાંચ
હજાર આપવાનું વચન આપ્યું. આ ઉપરાંત સંસ્થાનું કાર્ય
ચાલુ થયેથી ખરચમાં કાંઇ ફાળો આપવાની ઉત્કંઠા તેમણે
વિના સંકોચે બતાવી. શેઠની આવી સહાનુભૂતિ જોઇને વંદ્રા-
વનની તેમના પ્રત્યેની પુજ્ય બુદ્ધિમાં વધારો થયો. યમકુમારીના
ભાવી કાર્યનો આવો ઉદાર આશ્રયદાતા છે તો પછી તે પડી
ભાગવાની તેની ધાસ્તી નિર્મૂળ થઇ. તેને હવે ફતેહનું પુરેપુરૂં
દર્શન થયું. પોતાનો પુરસદનો સમય શેઠ અને વંદ્રાવનદાસ
ફંડમાં નાણું ઉઘરાવાના કાર્યમાં ગાળતા હતા. કેટલેક
ઠેકાણેથી ઘણી સારી અને અણધારી મદદ મળતી હતી.
પરંતુ તે સર્વ શેઠની પોતાની ઉપસ્થિતિના પ્રભાવથીજ બનતું
હતું એમ વંદ્રાવન માનતો હતો. ત્રણ ચાર મહિનામાં
લગભગ પચીસ હજાર રૂપીઆ જેટલી રકમ ફંડમાં ભરાઇ.
બાકીના એક બે મહિના વંદ્રાવને ફંડમાં નાણું ભરનારાઓ
પાસેથી નાણું ઉઘરાવવામાં વ્યતિત કર્યા. પાંચ માસમાં પચીસ

હજાર જેટલી રકમ એકઠી થઇ તેથી યમકુમારી અને વંદ્રાવનનાં હૃદય ઘણાં ઉત્સાહી બન્યાં. આ સઘળો વખત યમકુમારી અનેક ઉત્તમ પંક્તિનાં પુસ્તકો વાંચવામાં અને આવશ્યક લાગે તેટલાનો અભ્યાસ કરવામાં ગાળ્યો હતો, અને પોતાના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરી હતી, યમકુમારીમાં હવે સ્રી કેળવણીના વિકાસ અને વિધવાઓની ઉન્નતિને અર્થે એકલા હાથે કાર્ય કરવાની શકિત અને હિમ્મત આવ્યાં હતાં.

નાણાં વિષયક સર્વ યોજના બરોબર સંતોષકારક રીતે પાર પડવાથી ગુજરાતના કયા સ્થળમાં "કેળવણી આશ્રમ"ની સ્થાપના કરવી તે વિષે વિચાર કરવાનો માત્ર બાકી રહ્યો. વંદ્રાવનનો વિચાર ગુજરાતી ભાષા બોલનારી સર્વ ભગીનિઓને અને મુખ્યત્વે કરીને સાધનહીન બાળાઓને આ આશ્રમનો લાભ મળે એવી વ્યવસ્થા કરવાનો હતો. તે સાથે તેનો વિચાર એવો હતો, કે આ આશ્રમ કોઇ પવિત્ર નદી તીર સ્થળપર સ્થાપવો. અનેક વિચાર કરતાં તેને નર્મદા તીર પ્રાન્તસ્થ ચાણોદ શહેર આશ્રમને માટે યોગ્ય લાગ્યું યમકુમારી પણ વંદ્રાવનના વિચારને અનુમત થઇ. રંગુનમાં હવે કાંઇ કાર્ય કરવાનું બાકી ન રહેવાથી અને આશ્રમની સ્પાપના ત્વરિત થાય એવા ઉદ્દેશથી બંન્નેએ પોતાની માતૃભૂમિ ગુજરાત તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો શેઠની પાસે વંદ્રાવને થોડાક સમયને માટે રજાની માંગણી કરતાં તેમણે ખુશીથી રજા આપી. રંગુનથી ઉપડવાનો દિવસ નિયત કરવામાં આવ્યો દિવસ નજીક આવતાં વંદ્રાવન અને યમકુમારી માતૃભૂમિ પ્રતિ પ્રસ્થાન કરવાની તૈયારી કરવા લાગ્યાં. યમકુમારીને હવે પુનઃ રંગુન આવવાનું કાંઇ કારણ ન હોવાથી તેણે ગૃહની સર્વે રાચરચીલાની વ્યવસ્થા વંદ્રાવનની મદદથી કરી. નિમિત્ત દિવસ આવી પહોંચતાં બન્નેએ જવાને માટે ઉદ્યાન ગૃહનો ત્યાગ કર્યો. વંદ્રાવનના જવાથી ઉદ્યાનનો અનુચર વર્ગ અને શેઠ કરમાલીના ઓફીસનો કારકુન વર્ગ

નિરાશ થવા લાગ્યો. તેમના જવાના દિવસે સર્વજનો તેમને વિદાય કરવાને અને તેમના પ્રવાસ સુખરૂપ નીવડે એવી મનોભાવનાઓ પ્રદર્શિત કરવાને પુલપર હાજર હતી. સર્વની સાથે સ્નેહભાવથી વાતચીત કરીને, મોટાઓને નમ્રતા પૂર્વક વંદન કરીને, વંદ્રાવન અને યમકુમારી નૌકામાં બેઠાં. ઉપડવાનો સમય નજીક આવતો નૌકાને પુલથી દૂર કરવાનો અને સાથે પુલપર વિદાય કરવાને આવેલાં હૃદયોને જનાર મનુષ્યોથી વિખુટાં પાડવાનો વિધી શરૂ થયો. છેવટે પોતાના કક્ષની બહાર આવીને ઉભયે સર્વને પુનઃ પ્રણામ કરીને શોકાશ્રુ વર્ષાવ્યાં. નૌકા ઉપડી અને સ્નેહથી સંકડાયેલા સર્વ સર્વ પ્રેમાર્દ્ર હૃદયો વંદ્રાવનથી વિખુટાં પડવાં અને શોક ગ્રહસ્ત અને મ્લાન મુખમુદ્રાએ અને મંદગતિએ પુનઃ સૌ સૌને ઠેકાણે આવીને જીવન વ્યવસાયમાં પડયાં, અને થોડા દિવસમાં વંદ્રાવનના વિયોગથી થતા દુઃખનો ભાર સર્વના હૃદયમાંથી ઓછો થયો.

બે દિવસના સતત જળપ્રવાસ પછી તેઓ કલકત્તે આવી પહોંચ્યાં અને ત્યાં માત્ર એકજ દિવસ વિશ્રામ કરીને વંદ્રાવન અને યમકુમારી સુરત આવી પહોંચ્યાં. વંદ્રાવનના પિતા તથા અન્ય સગાસંબંધીઓ તેમને મળવાને માટે આવ્યાં હતાં. બંનેને ક્ષેમકુશળ આવેલાં જોઇને સર્વના હૃદયમાં હર્ષ થયો. વંદ્રાવન તથા યમકુમારી વંદ્રાવનના ગૃહ તરફ ગયાં. પ્રવાસ પરિશ્રમથી મુક્ત થવાને બેચાર દિવસ વિશ્રાંતિ લેવામાં ગાળીને ચોથે દિવસે રાત્રિએ વંદ્રાવને પોતાના પિતાને યમ-કુમારીના નિશ્ચયની વાત કરી. તેનો પિતા આવા વિચારો જાણીને ઘણો પ્રસન્ન થયો અને પોતાથી બનતી મદદ કરવાની તત્પરતા બતાવી તેની અને કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સંમતિથી વંદ્રાવને એક જાહેર સભા બોલાવવાનો દિવસ નક્કી કર્યો, અને હસ્તપત્રો છપાવીને શહેરના સર્વ ભાગોમાં વહેંચાવ્યાં. વંદ્રાવને યમકુમારીના ભાષણ સંબંધી હસ્તપત્રોમાં ખબર આપી હતી. સભા સંમેલનના નિર્ણિત દિવસ નેએક

સપ્તાહ જેટલો વખત હોવાથી યમકુમારીએ પોતાના ભાષણની તૈયારી કરવા માંડી. વૃંદાવને તેમને આ કાર્યમાં બનતી મદદ આપી. સભા બોલાવવામાં વૃંદાવનના પિતાનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે પ્રત્યેક ગૃહે ફરીને નાણાં વિષયક મદદને માટે યાચના કરવાની અને પોતાની સંસ્થાનો ઉદ્દેશ પ્રત્યેક વ્યક્તિને પૃથક પૃથક સમજાવવાની તકલીફનું નિવારણ થાય અને એકજ સમયાવચ્છેદે સભામાં પધારનાર શ્રોતાજનોને પોતાનો ઉદ્દેશ જણાવાય અને ભાષણની સચોટ અસરથી નાણાંની મદદ પણ સારી મળી શકે. સાત દિવસ જોતજોતામાં પસાર થઇ ગયા અને સભાસંમેલનનો દિવસ આવી પહોંચ્યો.

સાંજે પાંચ વાગે સભાનો વખત નિર્માણ કરવામાં આવ્યો હતો. તેથી સમય પહેલાં કેટલાક ઉત્સાહી યુવકો, બાલિકાઓ અને આધેડ વયનાં સ્ત્રી પુરૂષોથી વ્યાખ્યાનગૃહ ભરાઇ ગયું હતું. વ્યાખ્યાન સુરત શહેરની સુપ્રસિધ્ધ મહાજનવાડીમાં થવાનું હતું. સુરતના ઘણા પ્રતિષ્ઠિત અને પ્રભાવશાળી પુરૂષોએ પણ આ સભામાં હાજરી આપવાની કૃપા કરીને આવી પરોપકારની કૃતિઓ તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવી હતી. નિર્ણિત સમયથી પાંચ દશ મીનીટ પહેલાં વૃંદાવનના પિતા, યમકુમારી અને સાથે તેમના મિત્ર વર્ગના કેટલા સુશિક્ષિત નાગરિકજનો આવી પહોંચ્યા. યોગ્ય સમય થતાં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની દરખાસ્તથી બ્રિજભુખણદાસને સભાના અધિષ્ઠાતાનું સ્થાન આપવામાં આવ્યું અને તે તેમણે ઘણી ઉપકારની લાગણીઓ સહીત તાલીઓના ભીષણ ધ્વનિ વચ્ચે સ્વીકાર્યું.

સભાના કાર્યની શરૂઆત કરતાં બ્રિજભુખણદાસે સાધ્વી યમકુમારીનો યોગ્ય અને ઘટીત શબ્દોમાં પરિચય કરાવ્યો. તેમનું આવું વ્રત સ્વીકારવાનું કારણ સ્પષ્ટ રીતે સમજાવ્યું અને તેના નિશ્ચયનું દિગ્દર્શન કરાવ્યું. તેમણે યમકુમારીની વિદ્વતા, બુદ્ધિમતા અને પરોપકાર વૃત્તિની યથોચિત પ્રશંસા

કરી અને તેનો જીવન આદેશ સભાજનોને વિદિત કરતાં એકત્ર થયેલા નાગરિકજનો આવાં લોક કલ્યાણના કાર્યો પ્રતિ સહાનુભૂતિ દર્શાવવાની અને યોગ્ય મદદ આપવાની વિનંતિ કરીને પોતાનું સભાનેતા તરીકેનું પ્રારંભનું કાર્ય સમાપ્ત કર્યું. અંતમાં યમકુમારીને પોતાનું વ્યાખ્યાન શરૂ કરવાનું અને નાગરિકજનોને તે શાંતચિત્તે ધ્યાનપૂર્વક શ્રવણ કરવાનું કહેતાં તેમણે પોતાનું સ્થાન લીધું.

પ્રમુખનું આમંત્રણ થતાં યમકુમારી પોતાના સ્થાન પરથી ઉઠી. તેણે એક ધવલ વસ્ત્ર પરિધાન કરેલું હતું જે તેના સાધ્વીપણાનું અને હૃદયની નિર્મળતા અને પવિત્રતાનું સુચન કરવાને પુરતું હતું. આવીને વ્યાખ્યાન પીઠ પાસે ઉભી રહીને થોડોક સમય શાંત ચિત્તે પોતાનું સર્વ બળ એકત્ર કરીને જાણે શ્રોતાજનોના હૃદયને પોતાના તરફ આકર્ષતી હોય તેમ મૌન ઉભી રહી અને પછી નીચેના શ્લોકથી પોતાના વ્યાખ્યાનનું મંગળાચરણ કર્યું.

સુજ્ઞ ભ્રાતાઓ અને ભગિનીઓ,

આજે તમે સર્વ એકત્ર થયાં છો અને શાંત ચિત્તે મારૂં વ્યાખ્યાન શ્રવણ કરવાને નિઃશબ્દતાથી તમારી મારા કાર્યપ્રતિ જે સહાનુભૂતિ દર્શાવતાં બેઠાં છો તે જોઇને મારૂં હૃદય ઉત્સાહના ઉન્માદથી ઘેલું ગઇ ગયું છે. પૂર્વે કદી ન મળેલો આવો મહાન શ્રોતા સમુહ જોઇને મારૂ હૃદય તમને અસંખ્ય ધન્યવાદ આપે છે. મારા વ્યાખ્યાનની યોજનાને માટે મહેરબાન પ્રમુખ સાહેબની હું ઘણી આભારી છું. તેમણે તથા તેમના કુલભુષણ અને સુજ્ઞ પુત્ર વંદ્રાવનદાસે આપણા ગુર્જર બંધુઓ અને ભગિનીઓને માર્ગદર્શક થઇ પડે એવી એક કેળવણી વિષયક સંસ્થાની સ્થાપનાને અર્થે પ્રયાસ કરવાની મને પ્રેરણા કરી છે તે આપણી ગુર્જર ભૂમિનું ભાવી મહદ્ ભાગ્ય સુચવે છે. આજનો મુખ્ય વિષય સ્ત્રી કેળવણીનો છે જે પ્રશ્નનો ઘણા ખંતીલા અભ્યાસ

હોએ અથાગ પરિશ્રમથી અભ્યાસ કર્યો હશે. કિન્તુ મારી ફરજ બજાવતાં અને મારા કાર્યપ્રતિ તમારી સંપૂર્ણ સહાનુભૂતિ પ્રાપ્ત કરવાને માટે જે બે અક્ષર આપ સમક્ષ બોલવાને હું ઉભી થઇ છું, તે શ્રવણ કરીને મને ઉપકૃત કરશો એવી મારી તમને પ્રાર્થના છે.

પ્રથમ પ્રશ્ન એ ઉદ્દભવે છે કે પ્રાચીન કાળમાં ભારત વર્ષમાં સ્ત્રી કેળવણી હતી કે નહિ? આ પ્રશ્નનો અલ્પ જ્ઞાની મનુષ્યો એવો જવાબ આપે છે કે ભારત વર્ષમાં પ્રાચીનકાળમાં સ્ત્રી કેળવણીનું મૂળ નહોતું. આ ઉત્તર કેવળ ભૂલભરેલો છે. પ્રાચીન ભારતમાં કેળવણી હતી. પરંતુ તે સમયની કેળવણીમાં અને અર્વાચીન કાળની કેળવણીમાં ઘણો તફાવત છે. પ્રાચીન કાળમાં સ્ત્રીઓને આધુનિક સમયમાં અપાતી અવ્યવહારૂ અને સંસારમાં સ્ત્રીજીવનને નિરૂપયોગી થઇ પડે એવી શુષ્ક કેળવણી અપાતી નહોતી. તે સમયે સ્ત્રીઓને બાળ ઉછેર, ગૃહકાર્યની વ્યવસ્થાને ઉપયોગી થઇ પડે તેવું અને આત્મોન્નતિને અર્થે આવશ્યક ગણાતું ધાર્મિક જ્ઞાન આપવામાં આવતું હતું. હાલ પ્રવર્તતું બાળ ઉછેર સંબંધેનું અજ્ઞાન ભારતની પ્રાચીન કાળની સ્ત્રીઓમાં નહોતું. આધુનિક સમયમાં બને છે તેમ તેઓ બાળ ઉછેરનું કામ આયાઓ પાસે કરાવતી નહોતી. બાળકના સંસ્કાર કરવાનું કાર્ય પ્રત્યેક માતાઓ પોતાની ફરજ તરીકે ઉત્સાહથી બજાવતી. આત્મ ગૌરવનું અજ્ઞાન તે વખતે માતાઓમાં પ્રવર્તતું નહોતું. બાળકના કુસંસ્કારથી કુલાભિમાનની ક્ષતિ થવાના અને આર્યકુલની પ્રતિષ્ઠા કલંકિત થવાના ભયથી પ્રાચીન માતાઓ પોતાના બાળકના સઘળા સંસ્કારો સ્વહસ્તે અને પોતાની ધાર્મિક બુદ્ધિ અનુસાર કરતી. કદાચ એ સત્ય છે કે આધુનિક સમયમાં નીતિભ્રષ્ટ કરનારી નવલકથાઓ અને નિરૂપયોગિ સાહિત્ય વાંચવાનું તેમને શીખવવામાં ન આવતું. કિન્તુ વ્યવહારૂ કાર્યમાં દક્ષતાનું પ્રાધાન્ય જેટલું પ્રાચીન આર્ય મહિલાઓમાં હતું તેટલું અર્વાચીનકાળમાં દૃગોચર થતું નથી. વર્તમાન સમયમાં સ્ત્રીઓને શિક્ષિકાઓ

તરીકે જીવન ગાળવાને અને ઉદર નિર્વાહને આવશ્યક જે કેળવણી આપવામાં આવે છે તેનો પ્રાચીનકાળમાં સર્વાંશે અભાવ હતો. શું આપણા ભારત વર્ષમાં અમર જીવન કરી ગયેલી મહાન પ્રતિવૃતા સતીઓ કેળવણી વિહીન હતી! શું તેવીને ધાર્મિક અથવા વ્યવહારૂ જ્ઞાન નહોતું? આવી માન્યતા ધરાવનારાઓને મારો એકજ જવાબ છે કે ભારતના પ્રાચીન ગૌરવ અને તેની સંસ્કૃતિના ઇતિહાસનું તેમને સ્વપ્નસમ પણ જ્ઞાન નથી. રામાયણ અને મહાભારતના કાળમાં મહાસતીઓ સીતા અને દ્રૌપદી પોતાના સ્વામી સંગે રહીને તેમને મદદરૂપ થઇ હતી અને તેમની વિપન્નાવસ્થામાં પોતાના બુદ્ધિબળથી પતિને સલાહ આપીને તેમના દુઃખની ભાગિનીઓ થઇ હતી, એ શું અજ્ઞાન ભારત મહિલાનું લાક્ષણિક વર્તન સંભવે છે? શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યને સન્યસ્ત વિષે વિદ્વાન બ્રાહ્મણ મંડનમિશ્ર સાથે વાદવિવાદ ઉપસ્થિત થયો ત્યારે તેમના વાદના નિર્ણયાર્થે કોને મધ્યસ્થ નિમવામાં આવ્યું હતું? બંધુઓને ભગિનીઓ, તે અન્ય કોઇ નહિ પણ મંડનમિશ્રની વિદ્વાન પત્નિ ગાર્ગિ હતી. એક અબળાજાતિ બે પુરૂષો વચ્ચે ઉપસ્થિત થયેલા વાદની નિર્ણયકર્ત્રી નિમાય એ શું દર્શાવે છે? ગાર્ગિ કેવી પ્રચંડ વિદ્વાન હોવી જોઇએ. તેનામાં પુરૂષ સાથે સ્પર્ધામાં ઉતરવાનું પુરતું જ્ઞાન પ્રાબલ્ય ન હોત તો તેને નિર્ણયકર્ત્રી નિમાવાનું મહદ્ ભાગ્ય કયાંથી પ્રાપ્ત થાત. આથી આપણે નિર્વિવાદ કહી શકીએ છીએ કે પ્રાચીન ભારતમાં સ્ત્રી કેળવણી અસ્તિત્વ ધરાવતી હતી. માત્ર કેળવણીનું સ્વરૂપ ભિન્ન હતું. પડતી અને ચઢતી એ ઉભય પ્રભુના માર્ગ છે. જે દેશની, જે રાષ્ટ્રની એક વખત ચઢતી હોય છે તેજ દેશની અવનતિ પણ થાય છે. આપણા ભારત વર્ષની દુર્દશા અને અવનતિનો કાળ વર્ષો પૂર્વથી આરંભ થયો છે. પરંતુ આપણા અવનતિકાળનાં પ્રારંભનાં ચિન્હો આપણે જોઇ શકયા નહોતા જ્યારે આપણી સંપૂર્ણ અવનતિ થઇ છે! જ્યારે આપણી કેળવણી અને આપણી સંસ્કૃતિનો

સર્વાંશે વિનાશ થયો છે ત્યારે આપણે આપણી મોહ નિદ્રામાંથી જાગ્યા છીએ. પૂર્ણ રાત્રિ નિદ્રામાં વ્યતિત કરનાર માણસ જેમ પ્રાતઃકાળ થાય અને ઝબકીને આજુબાજુએ જુએ તેવી રીતે આપણે ઝબકીને જાગ્યા છીએ. અવનતિના રાત્રિકાળના પ્રારંભેજ આપણી સંસ્કૃતિને અંધતમસૂથી આચ્છાદિત કરતાં રજકણો જોઇ શકયા હોત તો આપણી કેળવણી અને સંસ્કૃતિનો વિનાશ આટલે દરજ્જે થયેલો જોવામાં આવત નહિ.

આપણા ભારત વર્ષમાં અનેક વિદ્વાન સ્ત્રીરત્નોનો જન્મ થયો હતો. પરંતુ કાળબળે કરીને આધુનિક સમયમાં એવાં સુશિક્ષિત સ્ત્રીરત્નો કયાંઇ પણ જોવામાં આવતાં નથી. આપણા સદ્‌ભાગ્યે કેટલીક બાલિકાઓને બાળપણથી કેળવણી આપવામાં આવે છે. પણ બાર વર્ષની કાચી વયે જ્યારે તેમની વ્યવહારૂ કેળવણી ઘણી અપૂર્ણ હોય છે ત્યારે તેમને શાળાથી વિમુખ કરવામાં આવે છે. ધાર્મિક કેળવણીનું તો નામ નિશાન જોવામાં આવતું નથી. આવી વ્યવહારૂ કેળવણીના અભાવે કરીને આપણા જન સમાજમાં અને તેથી કરીને આપણા દેશમાં સ્ત્રીઓની મહત્તા ઘટી ગઇ છે. જે સ્ત્રીઓને પ્રાચીન સમયમાં ગૃહ-અધિષ્ઠાત્રા અને કુળદેવી તરીકે ગણવામાં આવતી તેને હાલ ગુલામ સમાન અને પુરૂષની આજ્ઞાનું અંધ રીતે પાલન કરનારી ગણવામાં આવે છે. કયાં છે તે સમયની પ્રેમભાવના ? કયાં છે તેમની પ્રતિનો સ્નેહભાવ ? કયાં છે તેમની ગૃહિણી તરીકેનું પ્રતિષ્ઠાભાન ? કયાં છે તેમની સલાહકારની પદવીનું માન ? તેમને હાલ જડ મંત્રો સમાન ગણવામાં આવે છે. આ સર્વનું પ્રધાન કારણ શું ? ભ્રાતાઓ અને ભગિનીઓ, આ સર્વ વિનાશનું અને સ્ત્રીઓની સામાજીક અવનતિનું કારણ તેમની કેળવણી વિહીનતા છે.

કેટલાક આધુનિક સમયના વિદ્વાનોનો એવો મત છે કે સ્ત્રીઓને માનસિક કેળવણી વધુ પ્રમાણમાં આપવી, તેમના મગજની ખિલવણી વધારે થવા દેવી-આવો વિચાર પણ તેમનો ગંભીર પ્રમાદ સુચવે છે. તેમની અજ્ઞાતાનું ભાન

ઠરાવે છે. સાહિત્યના વધારે ઉચ્ચ જ્ઞાનની તેમને આવશ્યકતા નથી, તેમને સિદ્ધાંતિક જ્ઞાનની જરૂર નથી. તેમને વ્યવહાર જ્ઞાનનીજ વધારે આવશ્યકતા છે. સામાજીક ઉન્નતિ કેમ કરવી તેનું તેમને શિક્ષણ આપવાની જરૂર છે. તેઓ સામાજીક ઉન્નતિમાં પુરૂષો સાથે સહકાર કરશે તો ઉભયના પ્રયાસથી દેશોન્નતિનો પ્રશ્ન પણ ઉકેલાશે. આપણી ભગિનીઓમાં પોતાની ઉન્નતિ પોતાની જાતે કરવાની શકિતનાં બીજનું આરોપણ થવાની જરૂર છે. આ વિષયપર વ્યાખ્યાન કરતાં શ્રીમાન સર સયાજીરાવ ગાયકવાડે એક સ્થળે કહ્યું છે કે Our only weapon is Education, Education of Women, it is their part to influence homelife and to fashion future generations.

સ્ત્રી કેળવણીના વિકાસ પર જ્યારે આપણી ગૃહ સુધારણાનો અને તેથી કરીને સામાજીક સુધારણાનો આધાર અવલંબી રહેલો છે, તો તે પરત્વે આપણે દુર્લક્ષ આપવું એ આપણો ગંભીર અને અક્ષમ્ય સમાજદ્રોહ કહેવાય. પ્રાચીન આર્ય મહિલાઓ પોતાના સ્વામીના સુખ દુઃખમાં સમભાગિની બનવાને શક્તિવાન હતી, જ્યારે આપણી સાંપ્રતકાળની ભગિનીઓ સ્વામીનું સુખ દુઃખ સમજવાને અશક્ત છે. માટે જ્યાં સુધી ગૃહિણીઓ અને બાલિકાઓને અજ્ઞાનરૂપી અંધકારના કુપમાં સબડતી રાખવામાં આવશે ત્યાં સુધી તેમની સ્થિતિ અવનત, દુઃખભરેલી અને સામાજીક અને સ્વદેશોન્નતિના કાર્યમાં પગલે પગલે વિટંબણા ઉપસ્થિત કરે એવી રહેશે. આ ભૂલ આજેજ સુધારવાની જરૂર છે. આપણી ભૂલના વધારે માઠાં અને કટુ પરિપાકનો સ્વાદ આપણે ચાખીએ તે પૂર્વે આપણે તેને સુધારવાને દરેક દિશામાં પ્રયત્ન આદરવાની આવશ્યકતા છે. જ્યારે પ્રત્યેક આર્યગૃહમાં બાલિકા અને ગૃહસ્થિની શિક્ષિત થશે ત્યારે જે આનંદાબ્ધિનો આપણને અનુભવ થશે તેનું વર્ણન આ ક્ષણે કરવું કઠણ છે. સ્ત્રી પુરૂષો કેળવાયલાં હોય તો પરસ્પરના આદર્શો અને મનોકામનાઓ સમજતાં થશે,

અને ત્યારેજ શુદ્ધ સાત્વિક પ્રેમનાં ઝરણાં પ્રત્યેક આર્યગૃહમાં વહેશે.

આ સિવાય કેળવણી કેવી અપાવી જોઇએ તે એક વધુ પ્રશ્ન છે. કેળવણીમાંથી પુસ્તકો વાંચતાં શીખવવું એ નથી. કેળવણી કેવી હોવી જોઇએ? કેળવણી જીવન વ્યતિત કરવાની પ્રણાલિકામાં ઉપયોગી થઇ પડે એવી વ્યવહારૂ બનાવવી જોઇએ. હાલ શાળાઓમાં અપાતી શુષ્ક અને સિદ્ધાંતિક કેળવણીથી આપણા સમાજમાં સ્ત્રીઓની ઉન્નતિ થાય એ કેવળ અસંભવિત છે. પ્રત્યેક આર્ય મહિલા અને વિપન્નાવસ્થામાં સ્વાશ્રયથી પોતાનું પોષણ કરી શકે અને તેને માટે અન્ય માર્ગેથી મળનારી મદદ પર અથવા ભિક્ષાવૃત્તિથી ઉદર નિર્વાહ કરવાની ફરજ ન પડે એવા પ્રકારની હોવી જોઇએ. પ્રાચીન સમયમાં અને લગભગ દોઢસો વર્ષ પૂર્વે આપણા ગૃહઉદ્યોગો અસ્તિત્વ ધરાવતા હતા જ્યારે મુખ્યત્વે કરીને સ્ત્રીઓ ગૃહ ઉદ્યોગમાં પ્રવૃત રહેતી હતી અને સ્વતંત્ર આજીવિકા પેદા કરીને પોતાના સ્વામીને સહાયભૂત થતી હતી. આપણા પરાપૂર્વથી ચાલતા આવેલા ગૃહઉદ્યોગોનો આજે પૂર્ણ વિનાશ થયેલો છે, તેથી આપણી નિર્ધન ભગિનીઓને ઉદર નિર્વાહના સાધનની ન્યુનતાને લીધે અનેક પ્રકારના માર્ગોનું આલમ્બન સ્વીકારવું પડે છે. તેમાં મુખ્યત્વે કરીને આર્ય બાળ વિધવાઓની સ્થિતિ એવી દયાજનક અને શોકજનક છે કે તેમને ઉદર નિર્વાહના સાધનના અભાવે અનેક પ્રકારના કુમાર્ગો હાથ ધરવા પડે છે. આવી લાલસાવૃત્તિઓમાં પડીને તેઓ આત્મ કલ્યાણ કરી શકતી નથી. આ સ્થિતિ પણ આપણે સુધારવાની જરૂર છે. બાળપણથી પ્રત્યેક આર્યબાળાને વાંચવા લખવાના જ્ઞાન સાથે આવા કોઇ પણ પ્રકારના વ્યવહારૂ અને ઔદ્યોગિક વિષયનું જ્ઞાન આપવામાં આવે તો દુર્ભાગ્યવશાત્ કદાચ તેને વૈધવ્ય દશાનો ભોગ થવું પડે તો તે પોતાની કુલ પ્રતિષ્ઠાનું પાલન કરીને અને મર્યાદામાં રહીને પોતાનો ઉદર નિર્વાહ સ્વતંત્ર પણ કરી શકે. જ્યારે

આવી શાળાઓની સ્થાપના કરવામાં આવશે અથવા આપણી શાળાઓમાં આવી કેળવણી આપવામાં આવશે ત્યારે આપણી સામાજીક ઉન્નતિના પ્રશ્નનો બરાબર ઉકેલ થશે. અને આપણી વિધવા ભગિનીઓનાં દુઃખનું નિવારણ થશે.

આ સિવાય ઘરવૈદું બાળ ઉછેર વીગેરે સ્ત્રી જીવનને આવશ્યક વિષયોનું જ્ઞાન આપવાની આવશ્યકતા છે. ધાર્મિક વિષયોનું આછું જ્ઞાન પણ તેમને આપવું જોઇએ. સુભાગ્યે કેટલીક નવી સ્થપાયલી શાળાઓમાં આવું શિક્ષણ કેટલેક અંશે દાખલ થવા પામ્યું છે. પણ તે જોઇતા પ્રમાણમાં નથી અને તેને માટે બરાબર વ્યવસ્થા થયેલી પણ જોવામાં આવતી નથી.

સુજ્ઞ ભ્રાતાઓ અને ભગિનીઓ !

આવી વ્યવહારૂ કેળવણી અને સ્ત્રી જીવનને આવશ્યક સર્વ પ્રકારનું જ્ઞાન આપવાની યોજના મેં અને મારા એક બંધુએ કરેલી છે અમારી ઇચ્છા નર્મદા નીર પ્રાન્તમાં આવેલા પવિત્ર યાત્રા તીર્થ ચાણોદમાં એક કેળવણી આશ્રમની સ્થાપના કરવાની છે. આ આશ્રમને માટે બનતી મદદ હમને રંગુનના કેટલાક ધનાઢયો તરફથી મળેલી છે. આપ સર્વ શ્રીમંત ભ્રાતાઓ અને ભગિનીઓ હમારા કાર્યપ્રતિ સહાનુભૂતિ દર્શાવશો અને આપની શક્તિ અનુસાર અમારા ફંડને મદદ કરશો તો તમારો હમારા પ્રતિ અને સાથે હંમેશ આહ નાંખતી અસંખ્ય ગુર્જર વિધવાઓ પ્રતિ મહદ્ ઉપકાર થશે. વિશેષમાં મારે આ સ્થળે સ્પષ્ટ શબ્દોમાં જણાવવું જોઇએ કે આ આશ્રમ પ્રત્યેક વિધવા અને બાલિકાને માટે ખુલ્લો રહેશે. જ્ઞાતિભેદ અથવા ધર્મ ભેદને તેમાં સ્થાન રહેશે નહિ. સૌ સૌના ધર્મનું યથા નિયમ પાલન કરવા દેવામાં કાંઇપણ વિક્ષેપ નાંખવામાં આવશે નહિ. હાલમાં આ આશ્રમના ફંડની શક્તિ અનુસાર સહાય કરવા જેવી અને નિર્ધન બાલિકાઓને અને વિધવાઓને વિના ખર્ચે રાખવામાં આવશે. એવી હમારી

યોજના છે. આ આશ્રમના માસિક ખર્ચનો અમુક ફાળો રંગુનના એક સંપત્તિવાન ઉદાર ગૃહસ્થે આપવાનું કહેલું છે. આ સિવાય માસિક ખર્ચમાં હમને વધુ મદદ આપવાની તમે સર્વે કૃપા કરશો તો આજે દારિદ્રયમાં સવડતી અસંખ્ય વિધવાઓની આશિષના ભાગી થશો, અને સમાજ પ્રત્યે તમારી ફરજ બજાવી ઋણમુકત થશો. સર્વ દાનથી વિદ્યાદાન શ્રેષ્ઠ છે એ સુત્રને અનુસરીને તમે હમને સહાય કરજો. તમારા હૃદયાંતરમાં અમારા પ્રયાસ પ્રતિ સહાનુભૂતિ દર્શાવવાની પ્રેરણા થાય એવી જગન્નિયંતા પાસે મારી પ્રાર્થના છે.

આ કેળવણી વિકાસની યોજનાનો વધુ વિસ્તાર કરવાની હમારી મનીષા છે અને પ્રભુ કૃપા અને દૈવ સાનુકુળ હશે તો અમારો પ્રયાસ સફળ થયેથી તે યોજના વિસ્તારનું કાર્ય હમે હસ્તગત કરીશું.

અંતમાં મારી વિજ્ઞપ્તિ એ છે કે વાનપ્રસ્થાવસ્થા ભોગવતા પ્રત્યેક મનુષ્યે પોતાનું જીવન શુષ્ક અને નિરસ વ્યતિત કરવું તેના કરતાં સ્વગૃહે પ્રાથમિક શાળાની સ્થાપના કરીને બાળકો અને બાળિકાઓને કેળવણી આપવાનું કાર્ય કરવું એ ઘણું શ્રેયસ્કર છે. આવી શાળાઓ ટુંક સમયમાં ઘણું કાર્ય કરવાને શકિતવાન થશે એવી મારી માન્યતા છે. માટે પ્રત્યેક વાનપ્રસ્થ મનુષ્યે આ કાર્ય કરવાની તત્પરતા દાખવીને કેળવણી વિકાસ કરવાનો પ્રયાસ આદરવાની પોતાની ફરજ સમજવી જરૂરની છે. આ સિવાય પ્રત્યેક ગુર્જરમાતાએ દઢપ્રતિજ્ઞા કરવી કે મારાં બાળકોને તેમના જીવનને ઉપયોગિ થઇ પડે એવી કેળવણી આપીશ. જયારે આવી પ્રતિજ્ઞાઓ લેવાશે અને તેમનું રીતિ પુરસ્સર અંતઃકરણથી પાલન થશે ત્યારે, ભ્રાતાઓ અને ભગિનીઓ! આપણી સામાજીક ઉન્નતિ અને પછી દેશોનીતિ સત્વર થશે. " આટલું બોલીને સમ-કુમારીએ સર્વ સભાજનોને વંદન કરીને પોતાનું સ્થાન લીધું.

## ઉપસંહાર.

પ્રિય વાંચક ! આ સભા વિસર્જન સાથે પ્રસ્તુત નવલકથાની પણ સમાપ્તિ થાય છે. કિન્તુ સમાપ્તિ કર્યા પૂર્વે તેની સાથે સંબંધ ધરાવતાં પાત્રોના અવશેષ રહેલા કાર્યની ઘટનાનું સંક્ષિપ્ત વર્ણન થવું આવશ્યક છે.

સભા વિસર્જન પછી થોડા દિવસ સુધી યમકુમારી વંદ્રાવન, અને બ્રિજભુખણદાસ કમીટીની મદદથી નાણાં વિષયક મદદ મેળવવાને અનેક સુપ્રસિદ્ધ નાગરિકોની મુલાકાત કરવા લાગ્યાં. એક માસ જેટલા ટુંક સમયમાં તેમણે સારી મદદ સંપાદન કરી. સંસ્થામાં કેટલાંક ઉત્સાહી સ્રીપુરૂષો જોડાયાં. સર્વ નાણાંના ઉઘરાણાનું કાર્ય પૂર્ણ થતાં ત્રણે નર્મદાતીરસ્થ ચાંદોદ જવાને ઉપડયાં. ત્યાં જઇને કોઇ સારૂં સ્થળ પસંદ કરીને ત્યાં કેળવણી આશ્રમના મકાનની સ્થાપનાની બનતી ગોઠવણ કરવામાં તેઓ રોકાયાં.

ગુલાબરાય અને દુર્મિલા રંગુનમાંજ રહીને સ્વેચ્છાનુસાર પરિરંભણ કરવામાં પોતાનો સમય નિર્ગમન કરતાં હતાં.

અંતમાં દયાળુ પરમાત્મા, આ સ્થૂળ જગતના અધિષ્ઠાતા અને નિયંતા પાસે હમારી એકજ પ્રાર્થના છે કે ભારત વર્ષના ઉદ્ધારને અર્થે યમકુમારી અને વંદ્રાવન જેવાં અનેક રત્નો જન્મ પામે અને પોતાનું જીવન સર્વસ્વ સમાજોન્નતિ, કેળવણી વિકાસ, દેશોન્નતિ અને એવાં પારમાર્થિક કાર્યોના મહાન વિકટ પ્રશ્નોના નિવારણમાં સમર્પણ કરે. ભારતની અસંખ્ય વિધવા બાલિકાઓનો ઉદ્ધાર કરે અને તેમની જીવન પ્રણાલિકામાં સંસ્કૃતિનાં નવાં બીજોનું આરોપણ કરે. આવા પ્રયાસો થશે ત્યારે આપણો રાષ્ટ્રિય ઉત્કર્ષ સત્વર થશે. આપણો પ્રાચીન ગૌરવવાળો ભારતવર્ષ પુનઃ ઉન્નતિશૃંગ પર પહોંચે એવા સુરમણીય પ્રભાતનું દર્શન કરવાને કયો દેશપ્રેમી હિન્દી ઉત્સુક અને જીજ્ઞાસુ નહિ હોય?

ઓમ્ શાંતિ! શાંતિ!! શાંતિ!!!

## મોજ મજાહે અત્યારસુધીમાં આપેલ ભેટો.

—*—

| ઈ. સ. | | | મુલ્ય. |
|---|---|---|---|
| ૧૯૨૪ | ૧ | આશકની આત્મકથા | રૂ. ૧–૮ |
| ૧૯૨૫ | ૨ | શિયળની કસોટી | રૂ. ૧–૮ |
| ૧૯૨૬ | ૩ | યમરાજનો દરબાર | રૂ. ૧–૮ |
| ૧૯૨૭ | ૪ | મોજીલી માશુક | રૂ. ૨–૮ |
| ૧૯૨૮ | ૫ | સુંવર્ણકેશી | રૂ. ૩–૦ |
| ૧૯૨૯ | ૬ | પાષાણુ પ્રતિમા | રૂ. ૨–૦ |
| ૧૯૩૦ | ૭ | વિલસુ યાને પ્યારની પુતળી | રૂ. ૨–૮ |
| ૧૯૩૧ | ૮ | સમાજ સેવિકા | રૂ. ૨–૦ |

ઉપરના પુસ્તકોની પહેલા વર્ષ સીવાય બાકીનાની માત્ર થોડી નકલો બાકી છે. મોજ મજાહના નવા ગ્રાહકોને અરધી કીંમતે આપવામાં આવશે.